શ્રી ફાર્બસ ગુજરાતી સભા ગ્રંથમાળા નં. ૧૯

કવિ નરપતિકૃત

# પંચદંડની વાર્તા



સંશોધકઃ રા. રા. શંકરપ્રસાદ છગનલાલ રાવલ

'ભક્તકવિશ્રી દયારામનું જીવનચરિત'ના કર્તા, માંડણકૃત પ્રબોધબત્રીશી,
શ્રીધરકૃત રાવણમંદોદરીસંવાદ, ક્રમિકપાઠ્ય પુસ્તક ૧-૪ તથા
ગદ્યસમુચ્ચય ભાગ ૧ ના સંપાદક

પ્રકાશકઃ

શ્રી ફાર્બસ ગુજરાતી સભા, મુંબઈ

રા. રા. અંબાલાલ બુ. જાની, બી. એ.
સહાયકમંત્રી

વિ. સં. ૧૯૯૦ — ઈ. સ. ૧૯૩૪

મૂલ્ય રૂ. ૧-[illegible]-૦



પ્રકાશક: રા. રા. અમ્બાલાલ બુલાખીરામ જાની, બી. એ.
સહાયક મન્ત્રી, શ્રી ફાર્બસ ગૂજરાતી સભા, મુમ્બઈ
સ્થળ: ૩૬૫, 'શ્રી ફાર્બસ ગૂજરાતી સભામન્દિર'
લેમીંગ્ટનરોડની બાજૂમાં, ગિરગામ, મુમ્બઈ





મુદ્રક: રા. રા. શઙ્કરરાય અમૃતરાય
મુદ્રણાલય: શ્રી જ્ઞાનમન્દિર પ્રિન્ટીંગ પ્રેસ
રાયપુર, અમદાવાદ






પ્રથમાવૃત્તિ—પ્રત ૫૦૦




મળવાનું ઠેકાણું: મેસર્સ એન. એમ. ત્રિપાઠી એન્ડ કમ્પની
બુકસેલર્સ અને પબ્લિશર્સ, ઠે. પ્રિન્સેસ સ્ટ્રીટ–મુમ્બઈ નં. ૨.

# પ્રકાશકના બે બોલ

શ્રી ફાર્બસ ગુજરાતી સભા તરફથી પોતાના હસ્તલિખિત પુસ્તકસંગ્રહમાંનાં પ્રાચીન કાવ્યો અને આખ્યાનો પ્રકટ કરવાનો પ્રબંધ મળતી અનુકૂળતાએ કરવાનો નિર્ણય થયલો છે. તે અનુસાર સં. ૧૫૨૯ માં રચાયલું, પ્રભાસપાટણના કાયસ્થ કવિ કેશવરામ હૃદયરામનો ભાગવત દશમસ્કંધ વા **શ્રીકૃષ્ણલીલા કાવ્ય** સંશોધી રા. રા. અંબાલાલ બુ. જાનીએ સભાના આશ્રયથી પ્રકટ કરેલું છે. ઉપરાંત સળંગ મહાભારતના પ્રાચીન કવિઓના ગુજરાતી અનુવાદો પર્વપર્વ સંશોધી પ્રકટ કરવાનું પ્રીતિકાર્ય રા. રા. કેશવરામ કાશીરામ શાસ્ત્રીજીએ આરંભેલું છે. તેનાં બે પર્વ, ૧ રૈકવ કવિ હરિદાસકૃત આદિપર્વ અને ૨ નાગર કવિ વિષ્ણુદાસકૃત સભાપર્વ (મહાભારત ભાગ ૧લો) પ્રકટ થયલો છે. બીજો ભાગ વૈશ્યકવિ નાકરકૃત આરણ્યકપર્વ છપાઈ રહેવા આવેલું છે. તે ઉપરાંત આજ શ્રેણીમાં સિંહાસનબત્રીસીના અંગની પંચદંડની વાર્તા રા. રા. શંકરપ્રસાદ છગનલાલ રાવળે સંશોધેલી પ્રકટ કરવામાં આવી છે. હવે પછી એમની જ સંશોધેલી વિક્રમચરિતની વાર્તા ઉર્ફે હંસાવતી વાર્તા પ્રકટ કરવાનો પ્રબંધ થયલો છે.

તા. ૪-૩-૩૪ રવિવાર
૩૬૫, શ્રી ફાર્બસ ગુજરાતી સભામન્દિર
સેન્ડહર્સ્ટ રોડ, મુંબઇ નં. ૪

પ્રકાશક
અંબાલાલ બુલાખીરામ જાની
સહાયક મંત્રી, શ્રી ફા. ગુ. સભા

# અનુક્રમણિકા



## શુદ્ધિ

પંચદંડની વાર્તા: પૃ. ૪: ૧૭ મી કડીના ઉત્તરાર્ધને બદલે 'સંવત સાહાદિ પન્નરહ એ સવિહૂ અધિકાર.' જોઇએ.

,, : પૃ. ૯૬ : ચરણટિપ્પણ: છેલ્લેથી ચાર પંક્તિયો ભૂલથી છપાઈ ગઈ છે તે ન જોઇએ.

# પ્રસ્તાવના

—•—

## ૧ નરપતિની હસ્તલિખિત પ્રતિઓ

કવિનરપતિની રચેલી આ સાહિત્યકૃતિની ઉપલબ્ધ[1] હસ્તલિખિત પ્રતિઓમાંથી નીચેની ચારનો ઉપયોગ હું આ સંશોધન-કાર્યમાં કરી શક્યો છું:—

(૧) વડોદરા સેન્ટ્રલ લાઇબ્રેરીની, (૨) મુંબાઈની શ્રી ફાર્બસ ગુજરાતી સભાની, (૩) અમદાવાદની ધી ગુજરાત વ્હર્નાક્યુલર સોસાઈટી અને (૪) શ્રી ફાર્બસ ગુજરાતી સભાની. ચારે પ્રતિઓને મેં નીચે મુજબ અનુક્રમે સંજ્ઞાઓ આપી છે:—

(૧) ક, (૨) ખ, (૩) ગ અને (૪) ઘ. ચારે પ્રતોનો વિશેષ પરિચય નીચે મુજબ છે:—

**ક**: વડોદરા સેન્ટ્રલ લાઈબ્રેરીની હસ્તલિખિત પ્રતિઓના સંસ્કૃત વિભાગના નંબર ૬૩૯ની પ્રતમાં આ આખીયે વાર્તા છે અને એ પ્રતિમાં વાર્તાનું નામ '**શ્રીવિક્રમરાયકથા**' છે. [2]પણ તેનાં બે પૃષ્ઠો નથી. પ્રતિનો લિપિસંવત ૧૬૭૩ છે. લિપિ બાળબોધ ને પડીમાત્રાવાળી છે. શ્રી ફાર્બસ ગુજરાતી સભાવાળી તૂટક '**ખ**' પ્રત કરતાં આ પ્રત વિશેષ શુદ્ધ છે. બંનેમાં પાઠોનો પાર નથી.

---

૧. શ્રીયુત મોહનલાલ દલીચંદ દેસાઇની નોંધ મુજબ નરપતિકૃત નીચેની કૃતિઓ પણ છે: **વિક્રમચરિત્ર નરપતિ**—૧૮૨૩, ખેડા ભંડારમાં, **વિક્રમચરિત્ર નરપતિ ૧૬૧૫** (ભાદરવા વદ ૨ બુધવાર), **નિઃસ્નેહ પરિક્રમ નરપતિ**—વડોદરા ભંડારમાં અને **નંદબત્રીસી નરપતિ ૧૫૧૪**—રોયલ એશિયાટિક સોસાઈટીની મુંબાઈની શાખામાં.

૨. જુઓ આ પુસ્તકના પૃષ્ઠ ૧૧૮માં આપેલી ચારે પ્રતોની ટૂંકાવેલી પુષ્પિકાઓ.

ખઃ આ પ્રતિ તે શ્રી ફાર્બસ ગુજરાતી સભાનાં હસ્તલિખિત પુસ્તકના અંક ૭૮વાળી. આ પ્રત ગૂટકામાં છે. એની લિપિ નાગરી છે. પ્રતિ તૂટક છે અને આદેશ ત્રીજાની

'રતનસંઘ કરઇ જિમણવાર, મનિ હરિષ ઊપજઇ અપાર.
વિવાહ કરી સહૂ નવરૂં થયઉં, વેશ્યાનઇ તવ તેડૂં ગયઉં.' ૬૭૧

—આ કડીઓથી–પૃષ્ઠ ૪૨ થી ૬૯ સુધીમાં ૯૫૪ કડીઓમાં વાર્તા પૂરી થાય છે. વાર્તાનું નામ '**શ્રીવિક્રમાદિત્યપંચદંડછત્ર**' આપવામાં આવ્યું છે. પ્રતિ ઉપરની નોંધઃ **નરપતિ ર. સં. ૧૫૬૪ લ. સં. ૧૬૬૫—શરૂઆત તૂટક.**[3]

ગ : આ લંબચોરસ પુસ્તકાકારે બાંધેલી પોથીમાં ઊતારેલી પ્રતિ છે. કવીશ્વર દલપતરામ હસ્તલિખિત પુસ્તકસંગ્રહની સૂચિમાં તેની નીચે મુજબ નોંધ છે:—

**૪૮૮અ પંચદંડની કથા નરપત સં. ૧૫૬૦ સં. ૧૭૧૫** પૃ. ૫૧. પ્રતિ કેટલેક સ્થળે અશુદ્ધ છે. એની લિપિ ગુજરાતી છે. આદેશ પહેલાની કડી ૧૨૨ થી ૧૭૧ કડીઓવાળાં પૃષ્ઠો ગૂમ થયેલાં છે.

ઘ : આ સંજ્ઞાવાળી પ્રત શ્રી ફાર્બસ ગુજરાતી સભાની છે. એ અખંડિત છે. એની લિપિ દેવનાગરી છે. કેટલેક સ્થળેથી અક્ષરો ઘસાઈ ગયા છે; છતાં પ્રત ઘણી શુદ્ધ અને વિશ્વાસપાત્ર છે.

ચારે પ્રતિઓમાં અનુક્રમે **વિક્રમરાયકથા, વિક્રમાદિત્યપંચદંડછત્ર, પંચદંડની કથા** (વારતા) અને **વિક્રમાદિત્યરાજાચરિત્રપંચદંડ** એમ જૂદાંજૂદાં નામો જણાય છે તેમાંથી એનું વિશેષ લોકપ્રિય નામ '**પંચદંડની વાર્તા**' મેં સ્વીકાર્યું છે

૩. પ્રતની વિશેષ હકીકત માટે જુઓ શ્રી. અંબાલાલ જાનીએ તૈયાર કરેલી શ્રી ફાર્બસ ગુજરાતી સભાનાં હસ્તલિખિત પુસ્તકોની સવિસ્તર નામાવલિ—ભાગ ૨ જો-પૃષ્ઠ ૧૩૪-૧૩૭. આમાંનો રચનસંવત બીજા પૂરાવાઓથી ખોટો ઠરે છે તે માટે જુઓ હવે પછીની પ્રસ્તાવના.

ચારે પ્રતિઓના ઊતારાઓની સાલ અનુક્રમે **વિક્રમ સંવત ૧૬૭૩, ૧૬૬૫, ૧૭૧૭ અને ૧૭૫૭** છે અને વિક્રમના સત્તરમા અને અરાઢમા સૈકાઓની આપણી ગુજરાતી ભાષાનું બદલાતું સ્વરૂપ ને તેની જોડણીનાં વલણો એમાં સ્પષ્ટતાથી દેખાઈ આવે છે.

તા. ૧૪-૧૨-૧૯૨૯ ના પત્રદ્વારા આ કૃતિનું સંશોધન ને સંપાદનકાર્ય કરવાની રજા અત્રેની શ્રી ફાર્બસ ગુજરાતી સભા તરફથી મને મળી તે પછી ખ પ્રતથી મેં મારા કાર્યનો આરંભ કર્યો. પણ તે પ્રતિ તૂટક હોવાથી અમદાવાદની ગુજરાત વર્નાક્યુલર સોસાયટીની ગ પ્રતનો મારે આશ્રય લેવો પડ્યો. તે પ્રત પણ તૂટક હોવાથી વડોદરા સેન્ટ્રલ લાઇબ્રેરીવાળી ક પ્રત માટે—તે અન્ય સ્થળે રોકાયલી હોવાથી—મારે ઘણો વખત થોભવું પડ્યું. તે પછી તપાસ કરતાં છેલ્લી ઘ પ્રતિ પણ મને ઉપયોગમાં લેવા માટે સભા તરફથી મળી. આમ ચારે પ્રતિઓમાંથી આખરે કને મૂલભૂત પ્રતિ ગણી મને યોગ્ય લાગ્યા તે પાઠો સ્વીકારી આ કૃતિના છેવટના પાઠો મેં નક્કી કર્યા છે. વિવિધ પાઠાંતરો નીચેનાં ચરણટિપ્પણોમાં આપવામાં આવ્યાં છે. વાર્તાના પૂરને વિસ્તારવા માટે જૂદીજૂદી પ્રતિઓમાં લહીઆઓએ બેશુમાર [૪]પ્રક્ષેપકડીઓનો યથેચ્છ છૂટથી વધારો કરેલો જણાય છે; શબ્દોના શબ્દો, કડીઓની કડીઓ ફેરવી નવાં જ મૂકી દીધાં છે. હજીયે બીજી ઉપલબ્ધ પ્રતિઓ મળવાથી ઘણું સ્વીકારવાનું —અસ્વીકારવાનું—બની આવે. આથી પ્રક્ષિપ્ત કડીઓને સમગ્ર સળંગ વાર્તાના મૂળ અંકોડારૂપ ગણી લઇ તેમાં ગૂંથી લેવાને બદલે કેટલેક સ્થળે જૂદી રાખી ટિપ્પણમાં નીચે કડીવાર દર્શાવવામાં આવી છે કવિના જીવનકાલ દરમિયાનની અથવા તે પછીની કોઈ આ ઉપલબ્ધ પ્રતિઓ

૪. આખી કૃતિની કડીઓની કુલ સંખ્યા અહીં (પહેલા આદેશની કડી ૨૦૩, બીજાની ૨૦૭, ત્રીજાની ૧૮૪, ચોથાની ૧૧૨ અને પાંચમાની ૧૨૮ કડી મળી) ૮૩૪ થાય છે કપ્રતની કડીઓનું પૂર ૮૦૩ છે, ખપ્રતિની કડીઓનું પૂર ૯૫૪, ગપ્રતિનું ૯૭૧ ને ઘપ્રતિનું ૯૧૮ છે.

કરતાં વધૂ જૂની પ્રતિઓ હાથ લાગે તો મૂળ અને પ્રક્ષિપ્ત કડીઓનું પૂર પણ ચોક્કસ સંખ્યામાં બરાબર જાણી શકાય અને આખીયે કૃતિનું અસલ અખંડિત કલેવર એના સત્ય સ્વરૂપમાં રજૂ કરી શકાય.

## ૨ કવિનરપતિ અને તેની સાહિત્યકૃતિયો

જૂના ગુજરાતી સાહિત્યની હસ્તલિખિત પ્રતિઓ વ્યક્તિઓ કે સંસ્થાઓને હાથે સંગ્રહાઇસચવાઈ જૂજ સંખ્યામાં જેમજેમ પ્રકાશમાં આવતી જાય છે તેમતેમ આપણા તે વિપુલ ઐતિહાસિક સાહિત્ય ઉપર કંઈકિંઈ નવા પ્રકાશનાં કિરણો પડતાં જાય છે તેમ જ કેટલાક ભ્રમો પણ ધીમેધીમે દૂર થતા જાય છે. આછાપાતળા પ્રવાહરુપે છતાં આપણી સંસ્કૃત, પ્રાકૃત, અપભ્રંશ કે જૂની ગુજરાતી ભાષાનો સારસ્વત પ્રવાહ એક રીતે અખંડિત ચાલુ રહ્યો છે. વિનાશમુખે પડેલી સાહિત્યકૃતિઓ-માંથી વધુ સંખ્યામાં આપણા જૈનબંધુઓના ધાર્મિક પ્રેમે અને સંચયશીલ વૃત્તિએ આ પ્રવાહ ચાલુ રાખવામાં ઉપકારક કાર્ય કર્યું છે એ તો ખરી જ હકીકત છે. જૈનેતર કૃતિઓ જૈનેતર લોકસમૂહની બહુ સંખ્યા છતાં ઓછી સચવાઈ રહી છે એ પણ એટલી જ ખરી હકીકત છે. હજીયે સચવાઈ રહેલી સાહિત્યકૃતિઓનું પૂરેપૂરું પૂર, વર્ગીકરણ કે તેમની સવિસ્તર નામાવલિઓ આપણા સાહિત્યના ઇતિહાસના ઉપયોગમાં લઈ શકીએ તેવી સ્થિતિમાં આપણને દુર્લભ થઈ પડ્યાં છે. આ પરિસ્થિતિમાં ઘણાએક સાહિત્યકારો અને તેમની કૃતિઓ વિષે પણ ઘણાં અજ્ઞાન, ભ્રમો કે પૂર્વગ્રહો અસ્તિત્વ ધરાવે છે. નરપતિ, તેની કૃતિઓ અને તેના કાલ વિષે પણ આવી જ સ્થિતિ હજી પ્રવર્તી રહી છે.

આ કૃતિના સંસ્કરણ ને સંપાદનમાં આ હકીકત આગળ ગણાવેલી નરપતિકૃત કૃતિઓની હાથપ્રતોના સંબંધમાં વધુ પ્રત્યક્ષ થઈ છે. નરપતિ જૈનેતર નહીં પણ જૈન કવિ છે, એ સોળમા કે સત્તરમા સૈકામાં થયો સંભવે છે, એક નહીં પણ બીજા નરપતિઓ થયા હશે; આવાં આવાં કથનો અહીંતહીં દેખા દે છે. આ પરસ્પરવિરુદ્ધ કથનો

ઉપરથી એટલું તો નક્કી જણાય છે કે લોકવાર્તાના લોકપ્રસિદ્ધ કવિવર્ય શામળભટ્ટની લોકપ્રિય વાર્તા પંચદંડની વાર્તાનાં મૂળ આ નરપતિની પંચદંડની વાર્તામાં છે કે પંચદંડની વાર્તાના અન્ય આલેખક બીજા જૈન કવિઓમાં છે એટલું તો ચોક્કસ જ છે.

આ પછી જૂની ગુજરાતી ભાષાના અને તેના સાહિત્યના પ્રવાહોના સૂક્ષ્મ અને તલસ્પર્શી અભ્યાસક વિદ્વન્મણિ દિવાન બહાદુર કેશવલાલભાઈએ પંચદંડની વાર્તાનો વિષય લઈ ગુજરાત વ્હર્નાક્યુલર સોસાઇટી તરફથી એક દ્યોતક વ્યાખ્યાન આપી કેટલાંક પ્રકાશ-કિરણો પ્રસાર્યાં.[5] ત્યારપછી શ્રીયુત ભોગીલાલ સાંડેસરાએ નરપતિકૃત 'નંદબત્રીસીની વાર્તા'નું પ્રકાશન કર્યું.[6] આ નવીન કિરણોને જૂની ગુજરાતીના વિસ્તૃત જૈન સાહિત્યના ઊંડા અને ખંતીલા અભ્યાસક શ્રીયુત મોહનલાલ દેસાઇની નીચેની હકીકત અને શંકાઓ દ્વારા વિશેષ શુદ્ધ સ્વરુપમાં જોવા આપણે શક્તિમાન થઇ શકયા. શ્રીયુત મોહનલાલ દેસાઈએ નરપતિ વિષે પ્રસિદ્ધ કરેલી બીના પહેલાં જોઈ લઈએ:

(૧) "૬૭ નરપતિ

**૧૨૨–નંદબત્રીસી-વિ.સં. ૧૫૪૫ સાતમ ને મંગલવાર.**

આદિ—

લંબોદર કવિશય શય ધરંતિ હંસવાહન તે મુખિ વસંતિ.
આવિ આવલઇ મૂરતિ ગંમ વિવેકિ નર તિહાં કરું પ્રણામ. ૧
કવિતા સારદ કેરો પુત્ર તે મુખિ બોલિં સાચ તત્ર.
હૃદયભાવ સહૂ જાણિ સદા કવિતા મૂરતિ પરતખ્ય સારદા. ૨
કવિતા સારદા તણું પ્રણામ નંદબતીસી કરું વખાણ.
**સંવત પનરસિ પંચતાલા, તિથિ સાતિમ નિ મંગલવાર.** ૩

× × ×

---

૫. આ વ્યાખ્યાનનો અહેવાલ 'પંચદંડની વાર્તાના આંતર પ્રવાહો-માં' એ શીર્ષક હેઠળના લેખમાં સંપાદકે આપ્યો છે. જુઓ બુદ્ધિપ્રકાશ: પુસ્તક ૭૮ : અંક ૧ : પૃષ્ઠ ૧–૧૧.

૬. જુઓ બુદ્ધિપ્રકાશ: પુસ્તક ૭૯ : અંક ૭–૯ : પૃ. ૧૯૪.

કરતાં વધૂ જૂની પ્રતિઓ હાથ લાગે તો મૂળ અને પ્રક્ષિપ્ત કડીઓનું પૂર પણ ચોક્કસ સંખ્યામાં બરાબર જાણી શકાય અને આખીયે કૃતિનું અસલ અખંડિત કલેવર એના સત્ય સ્વરૂપમાં રજૂ કરી શકાય.

## ૨ કવિનરપતિ અને તેની સાહિત્યકૃતિયો

જૂના ગુજરાતી સાહિત્યની હસ્તલિખિત પ્રતિઓ વ્યક્તિઓ કે સંસ્થાઓને હાથે સંગ્રહાઈસચવાઈ જૂજ સંખ્યામાં જેમજેમ પ્રકાશમાં આવતી જાય છે તેમતેમ આપણા તે વિપુલ ઐતિહાસિક સાહિત્ય ઉપર કંઈકિંઈ નવા પ્રકાશનાં કિરણો પડતાં જાય છે તેમ જ કેટલાક ભ્રમો પણ ધીમેધીમે દૂર થતા જાય છે. આછાપાતળા પ્રવાહરુપે છતાં આપણી સંસ્કૃત, પ્રાકૃત, અપભ્રંશ કે જૂની ગુજરાતી ભાષાનો સારસ્વત પ્રવાહ એક રીતે અખંડિત ચાલુ રહ્યો છે. વિનાશમુખે પડેલી સાહિત્યકૃતિઓ-માંથી વધુ સંખ્યામાં આપણા જૈનબંધુઓના ધાર્મિક પ્રેમે અને સંચયશીલ વૃત્તિએ આ પ્રવાહ ચાલુ રાખવામાં ઉપકારક કાર્ય કર્યું છે એ તો ખરી જ હકીકત છે. જૈનેતર કૃતિઓ જૈનેતર લોકસમૂહની બહુ સંખ્યા છતાં ઓછી સચવાઈ રહી છે એ પણ એટલી જ ખરી હકીકત છે. હજીયે સચવાઈ રહેલી સાહિત્યકૃતિઓનું પૂરેપૂરું પૂર, વર્ગીકરણ કે તેમની સવિસ્તર નામાવલિઓ આપણા સાહિત્યના ઇતિહાસના ઉપયોગમાં લઈ શકીએ તેવી સ્થિતિમાં આપણને દુર્લભ થઈ પડચાં છે. આ પરિસ્થિતિમાં ઘણાએક સાહિત્યકારો અને તેમની કૃતિઓ વિષે પણ ઘણાં અજ્ઞાન, ભ્રમો કે પૂર્વગ્રહો અસ્તિત્વ ધરાવે છે. નરપતિ, તેની કૃતિઓ અને તેના કાલ વિષે પણ આવી જ સ્થિતિ હજી પ્રવર્તી રહી છે.

આ કૃતિના સંસ્કરણ ને સંપાદનમાં આ હકીકત આગળ ગણાવેલી નરપતિકૃત કૃતિઓની હાથપ્રતોના સંબંધમાં વધુ પ્રત્યક્ષ થઈ છે. નરપતિ જૈનેતર નહીં પણ જૈન કવિ છે, એ સોળમા કે સત્તરમા સૈકામાં થયો સંભવે છે, એક નહીં પણ બીજા નરપતિઓ થયા હશે; આવાં આવાં કથનો અહીંતહીં દેખા દે છે. આ પરસ્પરવિરુદ્ધ કથનો

ઉપરથી એટલું તો નક્કી જણાય છે કે લોકવાર્તાના લોકપ્રસિદ્ધ કવિવર્ય શામળભટ્ટની લોકપ્રિય વાર્તા પંચદંડની વાર્તાનાં મૂળ આ નરપતિની પંચદંડની વાર્તામાં છે કે પંચદંડની વાર્તાના અન્ય આલેખક બીજા જૈન કવિઓમાં છે એટલું તો ચોક્કસ જ છે.

આ પછી જૂની ગુજરાતી ભાષાના અને તેના સાહિત્યના પ્રવાહોના સૂક્ષ્મ અને તલસ્પર્શી અભ્યાસક વિદ્વનમણિ દિવાન બહાદૂર કેશવલાલભાઈએ પંચદંડની વાર્તાનો વિષય લઈ ગુજરાત વ્હર્નાક્યુલર સોસાઇટી તરફથી એક દ્યોતક વ્યાખ્યાન આપી કેટલાંક પ્રકાશ-કિરણો પ્રસાર્યાં.[૫] ત્યારપછી શ્રીયુત ભોગીલાલ સાંડેસરાએ નરપતિકૃત 'નંદબત્રીસીની વાર્તા'નું પ્રકાશન કર્યું.[૬] આ નવીન કિરણોને જૂની ગુજરાતીના વિસ્તૃત જૈન સાહિત્યના ઊંડા અને ખંતીલા અભ્યાસક શ્રીયુત મોહનલાલ દેસાઇની નીચેની હકીકત અને શંકાઓ દ્વારા વિશેષ શુદ્ધ સ્વરુપમાં જોવા આપણે શક્તિમાન થઇ શક્યા. શ્રીયુત મોહનલાલ દેસાઈએ નરપતિ વિષે પ્રસિદ્ધ કરેલી બીના પહેલાં જોઈ લઈએ:

**(૧) "૬૭ નરપતિ**

**૧૨૨—નંદબત્રીસી-વિ.સં. ૧૫૪૫ સાતમ ને મંગલવાર.**

**આદિ—**

લંબોદર કવિશય શય ધરંતિ હંસવાહન તે મુખિ વસંતિ.
આવિ આવલઇ મૂરતિ ગંભ વિવેકિ નર તિહાં કરું પ્રણામ. ૧
કવિતા સારદ કેરો પુત્ર તે મુખિ બોલિ સાચ તત્ર.
હૃદયભાવ સહૂ જાણિ સદા કવિતા મૂરતિ પરતખ્ય સારદા. ૨
કવિતા સારદા તણું પ્રણામ નંદબતીસી કરું વખાણ.
**સંવત પનરસિ પંચતાલા, તિથિ સાતિમ નિ મંગલવાર.** ૩

× × ×

---

૫. આ વ્યાખ્યાનનો અહેવાલ 'પંચદંડની વાર્તાના આંતર પ્રવાહો-માં' એ શીર્ષક હેઠળના લેખમાં સંપાદકે આપ્યો છે. જુઓ બુદ્ધિપ્રકાશ: પુસ્તક ૭૮: અંક ૧: પૃષ્ઠ ૧-૧૧.

૬. જુઓ બુદ્ધિપ્રકાશ: પુસ્તક ૭૯: અંક ૭-૯: પૃ. ૧૯૪.

અંતે—

થોડા ભેદ ઘણું જાણજ્યો, હૃદયભાવ ઘણું આણજ્યો.
શ્રવણિ સૂણતાં સુખ અપાર કવિનરપતિ ઇમિ કહીઇ વિચાર. ૨૯૯
પઢતાં રિદ્ધિબુદ્ધિ હોયંતિ, ચતુરપણું તિ નર જાણંતિ.
નારી સીયલપણું આણંતિ કવિતા નરપતિ ઇમિ કહંતિ. ૧૦૦

—ઇતિ નંદબત્રીસીકથાવિચારવાર્તા સમાપ્તા, સંવત ૧૭૦૦ વર્ષે આશ્વિન માસે કૃષ્ણપક્ષે ૧૦ સોમવારે શ્રી ભીલોડાનગરે. × × (મારી પાસે છે)

[આમાં મંગલાચરણ લંબોદર—ગણેશનું કરવામાં આવ્યું છે તેથી કર્ત્તા જૈનેતર હોવાનો સંભવ જણાય પણ (૧) જૈન કર્ત્તાઓ પૈકી કોઈને ગણેશનું મંગલાચરણ કરતાં મેં જાણ્યા છે. (જુઓ નં. ૮૫ ના કવિના લીલાવતીરાસનું મંગલાચરણ તેમ જ નં. ૮૯ નો કવિ) તેથી, તેમ જ (૨) આ કૃતિના લેખક—લહીઆ—જૈન છે તેથી, અને વળી (૩) આ કથાના ઉપર જરા વિસ્તારથી સં. ૧૫૬૦ માં રચનાર સિંહકુશલ (જુઓ આગળ) પણ જૈન છે તેથી આ કવિ જૈન હોવાનો વિશેષ સંભવ છે. તે કારણે અત્ર એમનો ઉલ્લેખ કરવામાં આવ્યો છે. નરપતિ નામના કવિએ વિક્રમાદિત્ય ચોપાઈ રચી છે અને તેની પ્રતના બંધન પર શક ૧૫૧૪ માં રચી એમ લખાણ છે તેથી તેમને સત્તરમી સદીમાં મૂકેલ છે.]"

**—મોહનલાલ દેસાઈ: જૈન ગુર્જર કવિઓ: પ્રથમ ભાગ: નરપતિ: પૃષ્ઠ ૮૮–૮૯**

**(૨) "૧૭૭ નરપતિ**

(૩૧૭) **વિક્રમાદિત્ય ચઉપઈ**—વિ. સં. ૧૬૪૯ (શાકે ૧૫૧૪)

**આદિ**—શ્રીનેમિસર ગુણનિલો જગજીવન જિનચંદ;
બ્રહ્મચાર ચૂડામણિ પ્રણમું પરમાણંદ. ૧
પુરુષા દાણી પાસ જિન થંભણપુર થિર ઠામ;
નામ જપંતાં જેહનૂં સિઝે વાંછિત કામ. ૨

× × ×

**અંતે**—એ કહીઇ વિક્રમચરિત્ર, સાંભલતાં હૂઇ પંડ પવિત્ર;
સાંભલતાં ડાહાપણ આવંત કવિ નરપતિ એહવઉ કહંત. ૯૭૧

—ઇતિ **શ્રીરાજાવિક્રમાદિત્ય ચઉપઈ** સમાપ્ત. સંવત ૧૮૦૦ વર્ષે શાકે ૧૬૬૫ પ્રવર્તમાને, કાર્તિકમાસે શુક્લપક્ષે સપ્તમી તિથૌ ગુરુવાસરે પ્રથમ પ્રહરે લિખિતં. શ્રીઆલાસણગ્રામે × ×.

શાકે **૧૫૧૪** માં રચી એમ ઉપરના બંધન પર લખાણ છે (પ્ર. કા.)

[નં. ૬૭ ના નરપતિને સં. ૧૫૪૫ માં **નંદબત્રીસી** રચનાર તરીકે સોળમી સદીમાં મૂકેલા છે અને આ કૃતિ નરપતિ નામના કવિએ શક ૧૫૧૪ માં રચી એમ તેની પ્રતના બંધન પર લખાણ છે તેમાં સરતચૂક સંવત ને બદલે શક લખવામાં થઈ હોય એમ સંભવ છે તેથી બંને નરપતિ એક જ હોઈ સોળમી સદીમાં થયાનો સંભવ છે, છતાં ઉક્ત બંધન ઉપરનું લખાણ વાસ્તવિક હોવાનો સંદેહ રાખી બંનેને જૂદાજૂદા એટલે એકને સોળમી સદીમાં અને બીજાને સત્તરમી સદીમાં મૂકેલા છે.]

આ કૃતિના તથા કવિના સંબંધમાં બીજી પ્રત પરથી નીચે પ્રમાણે **પંડિત લાલચંદ ભગવાનદાસ ગાંધી** લખી મોકલે છે:—

**વિક્રમાદિત્યકથા ( પંચદંડછત્ર-પંચ આદેશ )**

× × ×

(અહીં સેન્ટ્રલ લાઇબ્રેરી વડોદરા પ્રતિમાંથી આદિ ને અંત ભાગમાંથી અવતરણો આપવામાં આવેલાં છે તે અહીં વિસ્તારભયે નથી ઉતાર્યાં. **સંપાદક**)

" આગીઆનૂં મોહોટૂં ઉપાય, રાજા જિહાં ચિંતઇ તિહાં જાઇ.
**નગર સોપારઇ** પુહુતા થયા **આદીસ્વરનઇં** દેહરઇ ગયા. ૯
દેહરું આછઇ તો ચઉમુખ, દરિસન દીઠઇ નાસઇ દુઃક્ખ.
**આદીસ્વરની** પૂજા કરી રાજા **બઇઠઉં** આસન ધરી." ૧૦

—**દ્વિતીય આદેશ: પૃષ્ઠ ૧૩**

—જો કે તેરમા પત્રની ઉપર જણાવેલી ૯–૧૦ કડીમાં આવતા વર્ણન ઉપરથી **નરપતિ કવિને** જૈન તરીકે માનવાના આપના **અનુમાનને** પુષ્ટિ મળે તેમ છે; પરંતુ કવિએ વિસ્તારથી કરેલ પ્રારંભ, મંગલાચરણ અને અન્ય વર્ણન ઉપરથી તે **જૈનેતર હોવાનો બહુધા સંભવ છે.** વચ્ચે આદીશ્વરાદિ દેવનું કરેલું વર્ણન બીજા જૈન કવિઓએ એ જ વિષયની કરેલી કૃતિઓની છાયારુપ જણાય છે. **પંડિત લા. ભ. ગાંધી.**"

**—મોહનલાલ દેસાઇ: જૈન ગુર્જર કવિઓ: પ્રથમ ભાગ: નરપતિ: પૃષ્ઠ ૨૯૧ થી ૨૯૩**

આ પરથી અને જે ચાર પ્રતિઓ ઉપરથી નરપતિની આ સાહિત્યકૃતિ પ્રસિદ્ધ કરવામાં આવી છે તેમાંનાં બાહ્ય અને આંતર પ્રમાણો પરથી સિદ્ધ થાય છે કે **નરપતિ બ્રાહ્મણ કવિ છે, એ સોળમા સૈકામાં થઈ ગયો છે અને નંદબત્રીસીની વાર્તા (વિ. સં. ૧૫૪૫) અને પંચદંડની વાર્તા (વિ. સં. ૧૫૬૦) નો એ જ લેખક છે.**

આ વાર્તા **વિ. સં. ૧૫૬૦** માં રચાયલી છે એ સંબંધમાં નીચેની બે કડીઓ પણ વિચારવા યોગ્ય છે:—

(૧) "ભાદ્રવા વદિ આરંભિઉં બીજ અનઇ બુધવાર;
સંવત શાકે પન્નરહ, એ સવિહૂ અધિકાર." ૧૭ (પૃ. ૪)

આ ક પ્રતનો પાઠ છે. નીચે ચરણટિપ્પણીમાં **૧૯ ઘ** માંનો પાઠ 'સંવત સૈકે પન્નરહમે દેશ ચિહુ અધિકાર'માં 'શક' કે 'શાકે' ને બદલે "સૈકે' શબ્દ 'શક' શબ્દને નાબૂદ કરે છે કે 'શક' શબ્દ સદીના વાચક તરીકે પણ વપરાય છે એ બીના પણ સિદ્ધ કરે છે.

પણ ઉપરની કડીમાંના 'શાકે' શબ્દને બદલે 'સાઠાહિ' એ કલ્પિત પાઠ સ્વીકારવાથી વસ્તુસ્થિતિ વધુ સ્પષ્ટ થાય છે, એમ હું માનું છું. આમ

**'સંવત સાહાઠિ પન્નરહ એ સવિહૂ અધિકાર.'**

એમ પાઠ લેવાથી **સંવત ૧૫૬૦** નો એક રીતે નિર્ણય થાય છે. વળી મારા આ કલ્પિત પાઠને

**"સંવત પન્નરસાઠા** પવિત્ર **વિક્રમચરિત્ર** નિપાઉં પવિત્ર;
**કવિનરપતિ** એહવૂં કીહીયંતિ : ચઉપઈ પૂરી થાયંતી." ૧૨૮
( પૃ. ૧૧૮

આ ગ પ્રતમાંની કડી વિશેષ બળ આપી પુષ્ટિ આપે છે.

આ ઉપરાંત નરપતિની 'નંદબત્રીસી' ની કાવ્યશૈલી જે

"ગણપતિશારદ કરું પ્રણામ **નંદબત્રીસી** કરું વખાણ;
**પન્નરસેં પસ્તાલો** સાર **તિથિ સાતમ** નિ **મંગલવાર**."

આ કડીના ઉલ્લેખાનુસાર **વિ. સં. ૧૫૪૫**માં ઘડાઈ છે તે શૈલી વિશેષ સ્થિર અને પરિપક્વ સ્વરુપ પામે છે. આ માટે વધૂ પંદરેક વરસનો ગાળો એ માગી લે એ હકીકત પણ **સંવત ૧૫૬૦**ના નિર્ણયને વિશેષ પુષ્ટિ આપે છે.

## ૩ કવિનરપતિનું જીવનચરિત

કવિનરપતિના જીવનચરિતની સાધનસામગ્રી જરાયે ઉપલબ્ધ નથી. એનાં માતાપિતા, જન્મસ્થલ કે જીવનચર્યા વિષે એણે 'પંચદંડ' કે 'નંદબત્રીસી' એમાંથી એકેમાં જરાયે ઉલ્લેખ કર્યો નથી. એની સંસ્કારી વાણી એની બ્રાહ્મણજાતિનો સચોટ પુરાવો આપે છે. સંસ્કૃતનો એ સારો અભ્યાસી લાગે છે. એની કૃતિમાં અહીંતહીં ઊતારેલા એના ભ્રષ્ટ સંસ્કૃતના શ્લોકો દર્શાવે છે કે એણે આર્યનીતિ ગ્રંથોનો સારો પરિચય મેળવેલો હોવો જોઈએ. સંસ્કૃત, પ્રાકૃત ને અપભ્રંશની સંસ્કારી વાણીના સંસ્કારથી એની જૂની ગુજરાતી વાણી-શુદ્ધ, સંસ્કારી, સમૃદ્ધ ને સરસ થઈ રહી છે: એની જ્ઞાનપીપાસા પાર વગરની લાગે છે. જે કાવ્યામૃત એના શ્રોતાજનોના સમૂહો આગળ એ વહેંચવા ઇચ્છે છે તેને સરસ, સુંદર ને સચોટ કરવા એ વિદ્યાવિશારદ દેવ વિનાયકને કેટલી ભક્તિથી વીનવે છે?

"દૂંદાલા દયાકરા! ઘૂઘર ઘમકઇ પાઈ;
સૂંઢલિ! સારથ હોઇજે ગાઉં અવયંતીરાય.
ગૌરી માતા જેહની, શંકર જેહનૂં તાત;
મનહ મનોરથ પૂરવઇ કારતગ કેરું ભ્રાત!" (પૃષ્ઠ ૨)

વાણીની અધિષ્ઠાત્રી વિદ્યાદેવીનું એ કેટલા ભીના ભક્તિભાવથી આવાહન કરે છે?

"બ્રહ્માપુત્રી! વીનવું, શારદ કરઉ પસાઈ;
હંસવાહન! હરષઇ થકી યિદ્યા વસિજે માઈ!
વીણાપુસ્તકધારણી! તૂં તારણી ત્રિભોવન;
કવિજન વાણીરસ લહઇ જઉ તૂં હૂઇ પ્રસન્ન.

× × ×

સેવક કર જોડી કહઇ : આપઉ વિદ્યાદાન.

× × ×

ભલઉ અક્ષર આપજે, ડાહાપણ દેજે માય!
મહઇમા ઊજેણી તણઉ ગાયસૂં તૂઝ પસાય." (પૃષ્ઠ ૨-૩)

શબ્દબ્રહ્મના ભાવ અને અર્થને માટે ગુરુને એ વીનવે છે:

× × ×

"ભલઇ ભાવારથ જાણીઇ તે ગુરુનિ આધાર.
જે વાધ્યા ગુરુ અક્ષરે રાતાચોલ મજીઠ;
રિદ્ધિસિદ્ધિ ગુરુ દાયકહ તેહના વયણ સુમિઠ." (પૃષ્ઠ ૩)

કવિની આદર્શ સૃષ્ટિરુપ 'કવિવાડીવન' વિષે એને કેવી મોટી મોટી અભિલાષાઓ છે અને છતાં તેમાં એ કેટલી નમ્રતાથી મહાલવા ઇચ્છે છે?

"કવિવાડીવન રુઅડૂં, સબલૂં અછઇ સંસારિ;
કવિનરપતિ ઇમિ ઊચ્ચરઇ હૂં છોડૂઊ મઝારિ.
કવીશ્વર સાચઉ સદા કવીશ્વર ઇમ જાણિ;
કવિનરપતિ ઇમ ભણઇ, વસઇ બ્રહ્માની વાણિ.

૧જેમ ગોરસ વિલોઇ કરિ ઘૃતઅમૃત લેયંતિ;
ગોરસશાસ્ત્ર વિલોઇ કરિ કાવ્યામૃત ચાખંતિ. (પૃષ્ઠ ૩)

× × ×

"કવિતા કહઇ, શ્રોતા સૂણઇ, વિગતા કરઇ વિચાર;
ત્રણિ પદારથ જઉ મિલઇ, તુ વરતઇ રંગ અપાર."(પૃષ્ઠ ૪)

નરસિંહ મહેતા એના યુગની ગુજરાતીને 'અપભ્રષ્ટ' ગિરા કહે છે. નરસિંહયુગનો નરપતિ એને 'પ્રાકૃત' કહી અનન્ય ભક્તિથી પૂજે છે. એના સ્વદેશની 'પ્રાકૃત' ભાષા માટે એને અપાર અભિમાન ને મમતા છે. એ કહે છે:

"જેહવૂં મીઠૂં પ્રાકૃત હોઇ તિ સમવડિ નવિ દીસઇ કોઈ.
ગાહા, દૂહા, ચઉપઈ, ગીત, ઉષ્ણુકાલિ જિમ વહાલૂં સીત." ૧૨૫
(પૃષ્ઠ ૧૧૭)

કવિની વિદ્વત્તા, એનાં ભાષાભક્તિ ને સાહિત્યાદર્શ માટે આમ આવાંઆવાં આંતર પ્રમાણો એની આ કાવ્યકૃતિ પૂરાં પાડે છે. એ ઉપરથી એના શિક્ષણસંસ્કારો કે રસિકતાનું આપણને કેટલુંક ભાન થાય છે અને તે આપણામાં માનવૃત્તિ ઊપજાવે છે.

કવિના શિક્ષણ વિષે આટલું જોયા પછી આપણે જાણી શકીએ છીએ કે એ એના દેશકાલના સામાન્ય કોટિના શ્રોત્રીય બ્રાહ્મણ કરતાં વધુ ઊંચી કોટિનો શ્રદ્ધાળુ બ્રાહ્મણવર્ય છે. આપણાં જૂનાં પૌરાણિક દેવદેવીઓના પ્રતિ એ અડગ શ્રદ્ધાશીલ છે. જ્ઞાનદાતા દેવદેવીઓની પછીની ગુરુપરંપરાનો એ અટલ પૂજક છે અને એના કાવ્યના મંગલાચરણમાંની એની ગુરુભક્તિના હૈયાના ઉદ્દગાર એના અંતરની ઊંડાઇમાંથી શ્રદ્ધાપૂર્વક કાઢે છે.

એનો ઉદરનિર્વાહનો ધંધો કથાકારનો છે એ તો દેવ પેઠે જેનો પવિત્ર મહિમા એણે ગાયો છે એવા વિક્રમાદિત્યની કથાની સુંદર કલાપૂર્ણ માંડણી અને બાંધણી ઉપરથી સ્પષ્ટ રીતે દેખાઈ આવે છે.

બીજી ભેગી કરી કાશ્મીરના સોમદેવકવિએ સંસ્કૃતમાં ' કથાસરિત્સાગર ' ગ્રંથ ઈ. સ. ના અગીઆરમા શતકમાં રચ્યો હતો. ' વિક્રમાદિત્ય ' એ બિરુદ ધારનારા જૂદાજૂદા લોકમાન્ય રાજાઓએ ઘણીએક વાર્તાઓનાં નાયકપદ લીધાં છે. ' મદનપાલાવેશ્યા,' ' વેતાલપંચવિંશતિ,' ' સતી થનાર શાહુકારપુત્રી અને ચોરની કથા ': આવીઆવી ઘણી વાર્તાઓ, બીજરુપે આ પછીના સાહિત્યપ્રવાહમાં ભળી ગઈ છે અથવા રુપાંતર પામી લોકરુચિ અનુસાર નવીન રુપે ફાલીફૂલી લાગે છે. ' દશકુમારચરિત 'માંનો એક રાજકુમાર ભૂમિવિવરમાં પ્રવેશતો આલેખવામાં આવ્યો છે; પંચદંડની વાર્તામાં પણ પેલી કુમારિકાઓ પાતાલમાં પ્રવેશ કરી વિક્રમને પરણી છે એ પ્રસંગોનું સામ્ય જોઈ શકાય છે.

આ પછી ઈ. સ. ની બારમી સદીમાં લોકમાં પ્રચલિત આ વાર્તાઓ ઉપરથી ક્ષેમંકર નામના એક જૈન કવિએ ગદ્યપદ્યાત્મક સંસ્કૃત ગ્રંથ રચ્યો છે.' ' સિંહાસન બત્રીસી 'ની વાર્તાઓનાં ઘણાંકનાં મૂળ આ વાર્તાઓમાંથી નીકળી આવે છે.

આ પછી એક અજ્ઞાત જૈનલેખકકૃત સંસ્કૃત ' પંચદંડાત્મક વિક્રમચરિત્રમ્' ( રચન સંવત ૧૨૯૦ ) આ વાર્તાઓનું સાતત્ય ચાલુ રાખતું જણાય છે. એમાં ' પંચદંડની વાર્તા 'નું ખૂબ જ સામ્ય જણાય છે. આને મળતી એક પ્રત વળી વડોદરાના ઓરિયંટલ ઇન્સ્ટિટયુશનના પુસ્તકસંગ્રહમાં છે.'[૭]

સંવત ૧૪૯૦ માં આ પછી જૈનકવિ રામચંદ્રસૂરિએ ' વિક્રમચરિત્ર 'માં ' સિંહાસનબત્રીસી 'ની વાર્તાઓ ગૂંથી છે.[૮] ડભોઈમાં લખાયલી આ કૃતિની અસરો ગુજરાતી વાર્તાસાહિત્ય ઉપર થાય એ પણ વિશેષ સંભવિત છે.

---

૭. જુઓ શ્રી. મંજુલાલ મજમુદારનો લેખ: પંચદંડ અને લોકવાર્તા: ' પંચદંડની વાર્તા 'ની પ્રસ્તાવના.

૮. જુઓ આ કૃતિનું સ્વર્ગસ્થ મણિલાલ દ્વિવેદી પાસે વડોદરારાજ્યે કરાવેલું ભાષાંતર.

એના જન્મસ્થલનો જેમ ઉલ્લેખ નથી તેમ ઉદરનિર્વાહાર્થે એ એ ક્યાં ક્યાં વાસો વસ્યો હતો એ પણ એણે ભારપૂર્વક ગાયું કે સૂચવ્યું લાગતું નથી. એના ધંધાને ચીલે ચાલનાર પાછળના શામલ ભટ્ટની માફક એના કોઈ ‘રાજવી રખીઅલ’નાં યશોગાન એણે ગાયાં જણાતાં નથી. એની પ્રાસાદિક કાવ્યવાણી જોતાં એનો શ્રોતૃવર્ગ બહોળો અને રસિક હશે જ એમ પાકી પ્રતીતિ થાય છે. પણ એ વર્ગ માટે પણ એણે જરાયે ઇસારા કર્યા લાગતા નથી. એની સાહિત્ય-કૃતિની પ્રતોના લહીઆઓની એ પ્રતો ઉપરથી એક લાટના જંબૂસરનો ને બીજો ધીણોદીયગ્રામ-હાલના પાટણ તરફ જતી રેલ્વેના ધીણુજ ગામ-નો લાગે છે. આ સ્થળોનાં અંતર જોતાં કવિની કૃતિઓ ઠીક ઠીક ગુજરાતમાં મુસાફરી કરી લોકપ્રિય બની લોકરુચિનું રંજન કરતી થઈ હશે એમ સહેજે અનુમાન થાય છે. સંવત ૧૫૪૫માં ‘નંદબત્રીસી’ના કવિનું વય આપણે પચ્ચીસનું અડસટીએ તો સં. ૧૫૬૦માં રચાયલી ‘પંચદંડ’ની વાર્તાને વખતે એનું વય આશરે ચાળીસનું હોવું જોઈએ. કવિના જીવનચરિત સંબંધમાં આટલી જ નોંધથી હાલ તો સંતોષ માનવાનું પ્રાપ્ત થાય છે.

## ૪ ગુજરાતી લોકવાર્તાનું સાહિત્ય અને પંચદંડની વાર્તા

ગુજરાતી લોકવાર્તાના સાહિત્યમાં પંચદંડાત્મક છત્રવાળા સિંહાસનની વાર્તાનાં મૂળ છેક સંસ્કૃત સાહિત્યમાં જડી આવે છે. ‘કથાસરિત્સાગર,’ ‘સિંહાસનદ્વાત્રિંશિકા,’ ‘દશકુમારચરિત,’ ‘ભોજ પ્રબંધ,’ ‘વિક્રમકથા’: આ તથા એમનાં પ્રાકૃત અનુકરણોમાંથી આપણું ગુજરાતી લોકવાર્તાનું સાહિત્ય ઊતરી આવ્યું છે. ‘વિક્રમકથા’માં જ માત્ર પંચદંડના સિંહાસનનો ઉલ્લેખ જણાય છે.

લોકવાણીએ પૈશાચિક ભાષામાં રચાયેલી ‘બૃહત્કથા’માંથી વેતાલવિષયક લોકવાર્તાઓ સંગ્રહી રાખી હતી. આ વાર્તાઓ સાથે અનેક

બીજી ભેગી કરી કાશ્મીરના સોમદેવકવિએ સંસ્કૃતમાં 'કથાસરિત્સાગર' ગ્રંથ ઈ. સ. ના અગીઆરમા શતકમાં રચ્યો હતો. 'વિક્રમાદિત્ય' એ બિરુદ ધારનારા જૂદાજૂદા લોકમાન્ય રાજાઓએ ઘણીએક વાર્તાઓનાં નાયકપદ લીધાં છે. 'મદનપાલાવેશ્યા,' 'વેતાલપંચવિંશતિ,' 'સતી થનાર શાહુકારપુત્રી અને ચોરની કથા': આવીઆવી ઘણી વાર્તાઓ, બીજરુપે આ પછીના સાહિત્યપ્રવાહમાં ભળી ગઈ છે અથવા રુપાંતર પામી લોકરુચિ અનુસાર નવીન રુપે ફાલીફૂલી લાગે છે. 'દશકુમારચરિત'માંનો એક રાજકુમાર ભૂમિવિવરમાં પ્રવેશતો આલેખવામાં આવ્યો છે; પંચદંડની વાર્તામાં પણ પેલી કુમારિકાઓ પાતાલમાં પ્રવેશ કરી વિક્રમને પરણી છે એ પ્રસંગોનું સામ્ય જોઈ શકાય છે.

આ પછી ઈ. સ. ની બારમી સદીમાં લોકમાં પ્રચલિત આ વાર્તાઓ ઉપરથી ક્ષેમંકર નામના એક જૈન કવિએ ગદ્યપદ્યાત્મક સંસ્કૃત ગ્રંથ રચ્યો છે.' 'સિંહાસન બત્રીસી'ની વાર્તાઓનાં ઘણાંકનાં મૂળ આ વાર્તાઓમાંથી નીકળી આવે છે.

આ પછી એક અજ્ઞાત જૈનલેખકકૃત સંસ્કૃત 'પંચદંડાત્મક વિક્રમચરિત્રમ્' (રચન સંવત ૧૨૯૦) આ વાર્તાઓનું સાતત્ય ચાલુ રાખતું જણાય છે. એમાં 'પંચદંડની વાર્તા'નું ખૂબ જ સામ્ય જણાય છે. આને મળતી એક પ્રત વળી વડોદરાના ઓરિયંટલ ઇન્સ્ટિટ્યુશનના પુસ્તકસંગ્રહમાં છે."[૭]

સંવત ૧૪૯૦માં આ પછી જૈનકવિ રામચંદ્રસૂરિએ 'વિક્રમચરિત્ર'માં 'સિંહાસનબત્રીસી'ની વાર્તાઓ ગૂંથી છે.[૮] ડભોઈમાં લખાયલી આ કૃતિની અસરો ગુજરાતી વાર્તાસાહિત્ય ઉપર થાય એ પણ વિશેષ સંભવિત છે.

---

૭. જુઓ શ્રી. મંજુલાલ મજમુદારનો લેખ: પંચદંડ અને લોકવાર્તા: 'પંચદંડની વાર્તા'ની પ્રસ્તાવના.

૮. જુઓ આ કૃતિનું સ્વર્ગસ્થ મણિલાલ દ્વિવેદી પાસે વડોદરારાજ્યે કરાવેલું ભાષાંતર.

આ વાર્તાઓના પ્રવાહો આમ એક તરફથી જૈનેતર અને બીજી તરફથી જૈનોની સંસ્કૃત વાણીએ તેમ જ તેમની જ પ્રાકૃત, અપભ્રંશ, જૂની ગુજરાતી કે મધ્યકાલીન ગુજરાતી ગિરાએ લોકોની વિવિધ અને વાર્તારસિક રસવૃત્તિને યથેચ્છ પોષવા ચાલુ રાખ્યા છે. આ પોષક ઝરણાંએ પ્રત્યેક પ્રસંગે ક્યારે અને કોનેકોને હાથે આપણા સમૃદ્ધ વાર્તાસાહિત્યને રસાળ કર્યું એ હજીયે આપણા જૂના અને મધ્યકાલીન સાહિત્યના વધુ સંશોધન અને પ્રકાશનના અણખેડયા વિષયો છે.

જે દેશકાલમાં આપણું આ વિશાલ વાર્તાસાહિત્ય ક્રમેક્રમે ફૂલે-ફાલે છે તે દેશકાલનું લોકજીવન બહુધા સાદું અને સરલ હતું. એની અપેક્ષાઓ થોડી હતી. પરચક્રતળે વારંવાર અફળાયા ને છૂંદાયા પછી એ લોકજીવન સાચી કે પોલી શાંતિને ખોળે વીતતું હતું. નરસિંહના અને નાકરના યુગની આપણી સાહિત્યસરિતાઓ આ સ્થિતિમાં નિર્મળ ને જાડાપાતળા પ્રવાહરુપે વહી રહી હતી. એક તરફ ભક્તિની નિર્મલ સરિતાઓ પ્રજાના આત્માઓને ધાર્મિક ઉન્નતિનાં જળ પાતી હતી તો બીજી તરફ અદ્દભુતતાભરી લોકવાર્તાના અદ્દભુત રસની સાથે વીરશૃંગારાદિ વિવિધ રસોની ઝમાવટ કરતી અદ્દભુત વાર્તાઓની આ ભૂખ જૈનેતર બહોળી વસતિ માટે તેમના લેખકોએ ને જૈન વસતિ માટે જૈનલેખકોએ એકંદરે સારી સંખ્યામાં ભાગી છે.[૯]

વિક્રમવિષયક વાર્તાઓને આમ ઉત્તરોત્તર લોકરુચિએ સપ્રેમ સ્વીકારી વધાવી લીધી છે. 'પંચદંડની વાર્તા' આ વાર્તાસમૂહોમાં બહુ જ લોકપ્રિય થઈ પડી હતી એ હકીકત એ વાર્તાના વિવિધ લેખકોની એ માટેની ચાલુ પ્રવૃત્તિઓ અને એનાં વિવિધ રુપરુપાંતરો અને વિકાસક્રમો જોતાં સ્પષ્ટતાથી જણાઈ આવ્યા

---

૯. જુઓ ગુજરાતી લોકવાર્તાના સાહિત્યઇતિહાસની સાલવાળીવાળું પરિશિષ્ટ—મારા સંપાદન કરેલા મધુસૂદન વ્યાસકૃત 'હંસાવતી વિક્રમચરિત્ર વિવાહ 'માં.

વગર રહેતું નથી. એક લેખકની રચેલી કૃતિ બીજો પોતાની કરતો જણાય છે. એકના વાતાવરણને બદલી નાંખી બીજો એનું પોતાનું બીજું જ વાતાવરણ ઊભું કરતો જણાય છે. એકના દેવોને બીજો પોતાના દેવોના રુપમાં ફેરવી નાંખે છે. કોઈ કોઈ સ્થલે એકબીજાના ઉપહાસ તેમ તિરસ્કાર પણ છાના રહી શકતા નથી. 'આદ્યઈશ્વર'ના 'આદીશ્વર' બની આર્યદેવ જૈનદેવ થઈ જાય છે. ખૂદ વિક્રમને પણ જૈનધર્મી બનાવવામાં આવે છે.[૧૦]

આ સ્થિતિમાં પંચદંડની વાર્તાનું વસ્તુ શું? એનું ખરું સ્વરુપ કયું? એ કોને હાથે કેવી રીતે ઘડાયું? એનાં મૂળ કયાં? કાલેકાલે એનાં કેવાં અને કયાંકયાં રુપાંતરો થયાં? એનાં અસલ પાત્રો કયાં કયાં અને તે ક્યાં ક્યાં બદલાઈ નવાં થયાં? આ રસિક અભ્યાસ કરતાં કરતાં એક હકીકત તો ચોક્કસ જણાય છે કે આ વસ્તુઓ જેમજેમ અને જેવીજેવી રીતે લોકકલ્પનાના ચોકઠામાં બંધબેસતી થઈ ગઈ તેમતેમ અને તેવીતેવી રીતે આ રસિક રસવાર્તાનું વસ્તુગૂંથન થયે ગયું લાગે છે. આપણા દેશના સુવર્ણયુગનાં સંસ્કૃત સર્જનોથી માંડી આપણી મધ્યકાલીન ગુજરાતીના છેક શામલયુગ (સં. ૧૭૭૨ થી ૧૮૨૫) સુધીમાં આ વાર્તાનું ઉત્તરોત્તર બદલાતું સ્વરુપ આવી રીતે ઘડાતું ચાલ્યું લાગે છે.

શામળભટ્ટકૃત પંચદંડની વાર્તા (વિ.સં.૧૭૭૯–૮૦) એ આ વાર્તાનું જૂની દૃષ્ટિએ છેવટનું સ્વરુપ નક્કી કરે છે. આ વાર્તાની મુખ્યમુખ્ય રેખાઓનું આપણે આછુંઆછું દર્શન પહેલાં કરી પછી નરપતિકૃત વાર્તા સાથે એને સરખાવવા માટે નરપતિના સોળમા શતક તરફ પાછળ ચાલતા જઈશું. આ પરથી લોકરુચિને ગમે તેવી વાર્તા કવિઓની કલ્પનાઓએ ઉત્તરોત્તર કેમ ખીલવી ને ઘડી તેનાં આછાં દર્શન આપણે કરી શકીશું.

---

૧૦. જુઓ જૈનકાવ્ય 'રૂપચંદરાસ.'

## ૫ શામળભટ્ટકૃત પંચદંડવાર્તાનો પ્રવાહઃ પંચદંડનું છેલ્લું વિકાસસ્વરૂપ

શામળ મંગલાચરણથી એની વાર્તાનો આરંભ કરે છે. માલવપતિઓની રાજધાનિ ઉજ્જયિનીમાંના ઐતિહાસિક સિંહાસને જડેલી હંસા નામની પુતળીને વાચા ફૂટે છે. સિંહાસન ઉપર બેસવા જતા ભોજરાજને એ વારે છે ને કહે છેઃ

પૂર્વે સકલગુણાલંકૃત પરાક્રમી વિક્રમરાજા વૈભવવતી ઉજ્જયિનીમાં પાટનગર માંડી એક ચક્રવે રાજ્ય કરતો હતો. પ્રજાના સુખને સીમા નહોતી. રાજસિંહાસન સોનાનું હતું. પૂરદમામ સાથે એક દિવસ રાજાધિરાજ હાથીની અંબાડીએ બિરાજી અસવારીએ ચઢ્યા. નીસાનડંકા ગડગડવા લાગ્યાં. રાજદર્શન કરવા માનવમેદનીનો સાગર ઊલટયો. સૌએ બજાર વટાવ્યું ને દેવદમની ધાંચણનું બાર આવ્યું. મદમાતી ધાંચણે રાજઅસવારી પાસે આવતી જોઈ પોતાની દાસીને માળ ઉપરથી વાસીદું વાળવાનો હૂકમ આપ્યો. બીકણ દાસી વિસ્મય પામી ખમચાઈને ઊભી રહી. ધાંચણ કોપી ઊઠીઃ તારો શેઠ તે રાજા કે હું ? જા, મારી આજ્ઞા પાળ, હું જ રાજાને જો, કેવી રીતે, મારી જ આજ્ઞા પળાવું છું.

દાસીએ ધૂળના વંટોળ ઊરાડ્યા. રાજપરિવારે એને હાકોટી. પણ હવે એ કેમ માને? એને રાજસેવકોએ ખોખરી કરી. દેવદમની કને એ ફરીઆદે દોડી. દેવદમની ધસમસી બહાર આવી. હાથીઓની આગળની લહાર પાસે આવી એણે પોતાની પાસેના જાદુઈ દંડથી ભોંય ઉપર ત્રણ રેખાઓ કરી. એકદમ ત્યાં ત્રણ ભીંતો ઊભી થઈ ગઈ. રાજસેના અટકી પડી.

### અભેદ્યદંડમાહાત્મ્ય

સેનાએ અભેદ્ય ભીંતો તોડવા વ્યર્થ ફાંફાં માર્યા. વિક્રમને અચરજ થયું. ધાંચણ દંડ લઈ રાજા કને આવી બોલીઃ રાજાજી! કોઈ બીજે માર્ગે સીધાવો. આ ભીંતો આપનાથી નહીં જ ભેદી શકાય. પંચ-

દંડના છત્રનો જ ધરનાર પરાક્રમી રાજા આ ભીંતો ભેદી શકે. રાજા વ્હીલે મોંએ પાછા વળ્યા.

વિક્રમે બીજી સવારે દેવદમનીને દૂત મારફત દરબારમાં બોલાવી. પંચદંડ એ શી ચીજ છે? મને કહે, હું જરાયે ખોટું નહીં લગાડું, સાચું કહે. ઘાંચણે કહ્યું: સમ ન દો. મારી દીકરી દમની સાથે રમત માંડો. તમે તેને જીતો. પછી બીજી વાત.

બીજે દિવસે નવયૌવના સુંદર દમની સુખપાલમાં બેસીને દરબારમાં આવી. ત્રણ પાસાનો પાટ માંડી સરત કરવામાં આવી. હું હારૂં તો તમને પરણું, તમે હારો તો તમને હું મારા દાસ કરૂં. ચાર દિવસની મુદત ઠોકાઈ. સૂર્યને સાક્ષી કરાયા.

એક, બે, ત્રણ દિવસો ચાલ્યા ગયા. ત્રીજા દિવસને બપોરે રાજા દમની હોડે બેઠાં. એક બીજાને મેંણાં માર્યાં. રમત અધુરી રહી. રાજાને ભારે ચિંતા થઈ. શું કરવું?

રાજા અદષ્ટ વિદ્યાને પ્રતાપે નગરચર્ચા જોવા નીકળ્યો. એનો સાધેલો વીર વેતાલ એને આવી મળ્યો. બંને નગરની ચાચરદેવીને મંદિર આવ્યા. રાજા હરસિદ્ધદેવીને ચરણે પડ્યો. દુઃખનો માર્યો ખડ્ગથી મસ્તક કાપવા જતો હતો તેવામાં દેવી પ્રકટ થયાં. રાજાને તેમણે વર આપી આજ્ઞા કરી: તમે બંને ઇંદ્રલોકમાં જાઓ. બંને અદશ્ય રુપે ત્યાં ગયા.

ઇંદ્રસભામાં દેવસમૂહ આગળ ઉર્વશી સાથે પેલી દમની નૃત્ય કરી રહી છે. ઇંદ્રે રીઝી દમનીને હારની ભેટ આપી. દમનીએ હાર લઈ હાથ પાછળ કર્યો ત્યાં વીરે તે ન જાણે એમ હરી લીધો. બીજી વાર ઇંદ્રે દમનીને પાન આપ્યાં. તેની પણ વેતાલે એવી જ ગત કરી. દમનીને કાનેથી ઝાલ ભોંય પર પડ્યું. તે પણ વેતાલે હરી લીધું. છેવટે દમનીના પગનું જોર પડી ગયું. તેનો પણ વેતાલે કબજો કર્યો.

રાત ઘણી ગઈ હતી. દમનીને નિદ્રાની ઘેર ચઢી. સૂર્ય ઊગવાનો વખત થયો. સભા ઊઠી. સૌ વેરાયાં. પાછળથી ઇંદ્રને મળી કરી વિક્રમ પણ ઉજ્જયિની પાછો આવ્યો.

ચોથો દિવસ. રમત શરૂ થઈ. પારણામ જોવા આતુર લોકઠઠ જામી. રાજાએ ઉસ્તાદી કરી દમનીને ધ્યાનભ્રષ્ટ કરવા ગઈ રાતે જાણે પોતાને સ્વપ્ન આવ્યું હોય તેમ એક પછી એક વાત કરવા માંડી. સ્વપ્નાંતરમાં શું શું જોયું હતું ?

ઈંદ્રસભામાંના તારા નૃત્યપ્રસંગે ઈંદ્રે તને હાર આપ્યો હતો નહીં ? દમની ખીસીઆણી પડી ગઈ. હીંમતનો ડોળ કરી તેણે વાત હસી કાઢી ત્યારે રાજાએ હાર પ્રત્યક્ષ કર્યો. પછી પાનબીડાં, ઝાલ, જેર, એક પછી એક, રજૂ થયું. દમની હવે તો બની ગઈ. તે તો પાણીથી પાતળી થઈ ગઈ. દા ચૂકી. લોકો ખડખડ હસી પડયા. દમની હારી. તેણે રાજા સાથે લગ્ન કર્યાં.

વિક્રમે પછી પોતાની સાસુને પંચદંડ માટે વીનતી કરી. તે બોલીઃ તમે પરશુરામની તપોભૂમિ કોકણદેશમાં સીધાઓ. સોપારાગઢ નગર છે. ત્યાં શિવશર્મા નામનો બ્રાહ્મણ છે. તેને ઉમાદે નામની પત્ની છે. તેમના ઘરની ચર્ચા ચેતીને જોજો. જાગતાજોધ રહેજો નહીં તો પૂરા થયા સમજજો.

## (૧) ઊડણદંડમાહાત્મ્ય

પ્રધાનને કારભાર આપી વિક્રમે કોકણ પ્રતિ પ્રયાણ કર્યું. વીરને પણ સાથે લીધો. ત્યાંના શિવમંદિરના તપોધનને સાત મહોર આપી શિવશર્માની ભાળ પૂછી લીધી. લઘુલાઘવીવિદ્યાથી રાજા નાનો વિદ્યાર્થી બન્યો. બ્રાહ્મણ બાસઠ વિદ્યાર્થીઓનો ગુરુ છે. ચબરાક ગોરાણીએ બત્રીસલક્ષણા નવવિદ્યાર્થીને આંખો માંડી જોઈ લીધો. રાજા રાત દિવસ ભણવાનો ઢોંગ કરી બારીક અવલોકન કરી રહ્યો છે. એક રાતે અચિંત્યાં ગોરાણી ઊઠી બેઠાં થઈ ગયાં. હાથમાં દંડ લીધો. બહાર આવી આમતેમ જોઈ કોઈને ન જોતાં આંગણામાંના આમલીવૃક્ષે ચઢયાં. ચકોર રાજા છાનોમાનો થડના બખોલમાં છૂપાઈ ગયો.

દંડના ત્રણ પ્રહાર થયા. વૃક્ષ ઊડ્યું. સો જોજન વટાવ્યા. એક શ્મશાન આવ્યું. શ્મશાન ભૂતપ્રેત, બાવનવીરો, સિદ્ધો, ચોસઠ જોગણીઓ આદિથી છલોમલ છે. ઉમાને જૂઠાબોલી કહી જોગણીઓએ મર્મવચનોએ સંબોધી. ઉમા બોલીઃ હું હવે જૂઠી નહીં જ પડું. ખૂટતો ચોસઠમો ભોગ હવે તો મને આવી મળ્યો છે.

ઉમાદેએ જોગણીઓ સાથે મસલત કરી. ભોગનું મુહૂર્ત નક્કી કર્યું. તે પુનઃ ઝાડે ચઢી ઘેર આવી સુઈ ગઈ.

ચૌદશ આવતી જતી હતી. વિક્રમની ચિંતા વધવા લાગી. નહાવણને વખતે ગુરુ ને સહાધ્યાયીઓ આગળ એણે સ્વપ્નાને નામે આવતા ભયનો ઉલ્લેખ કર્યો. સૌએ એને હસી કાઢ્યો. ગુરુએ તેનું કહેવું મન પર લીધું. ભેદ પ્રકટ કરવામાં આવ્યો.

ચૌદશને દિવસે ગોરાણીએ ઉદ્યોગ માંડી ભોગની સામગ્રી ને વિધિવિધાન સજવા માંડ્યાં. વિક્રમ, ગુરુ, વિદ્યાર્થીગણ સૌ સચેતન છે. "અદો! અદો!" કહી ઉમાદેએ જોગણીઓને આવાહન કર્યું. ચોસઠને ખપ્પરમાં લેવા જોગણીઓ આવી. વિક્રમે હાકલ મારી ઊડણદંડ હાથમાં લઈ લીધો. ભોગ થતા બચી ચોસઠે જીવ લઈ ઝાડ ઉપર ચઢી ઊઢી ગયા. પોતાને છેતરી સમજી જોગણીઓએ ઉમાદેનો જ ભોગ લીધો.

વહાણું વાતાં તો ચોસઠે બાર જોજન ઊઠી આવ્યા. એક આંબા હેઠળ સૌને વિશ્રામ માટે બેસાડી રાજા તેમના ખાવાની ગોઠવણ કરવા ગયો.

## (૨) અજીતદંડમાહાત્મ્ય

સોપારાથી ઉત્તરે એક નગર છે. ભર્યુંભાદર્યું પણ તે મોટું નગર સૂનુંસૂનું છે. મહીં એક્કે માણસજાત મળે નહીં. વિક્રમ સૂના રાજદ્વારે આવ્યો. એક ઊંચી અટારી ઉપર એણે એક બિલાડીને જોઈ. બિલાડી સામે એક કાજલકુંપલી પડેલી છે. ચપલાક્ષી બિલાડીએ

અંજન આંજવા આવનારને સાન કરી. વિક્રમે તેમ કર્યું. બિલાડી નવજોબના નારી બની ગઈ.

તે નારીએ વિક્રમને પોતાની આપવીતી કહી: એક દૈત્ય છે. એણે અમારું આ સુંદર નગર ઉજ્જડ કર્યું છે. વસતિને મારી નાંખી છે બચી તે નાસી છૂટી છે. હું એકલી એના કારાવાસમાં પૂરાયેલી છું. દૈત્ય આવીને અંજન આંજી મને નારી બનાવે છે. જતી વખત બિલાડી બનાવે છે. મારા પર પુત્રીનો પ્રેમ રાખે છે. તમે નાસી જાઓ. એ આવવાની તૈયારીમાં છે. નાસો નહીં તો જીવ ખોશો. એની પાસે એક અજીતદંડ છે. એને એ પૂજે છે. એ દંડ હેઠે મૂકે ને ઝટ લઈ લેવામાં આવે ને એને માથે પ્રહારવામાં આવે તો જ એના પ્રાણ જઈ શકે. પણ તમે કૃપા કરી જતા રહો તો સારું.

રાજાએ હિંમત દાખવી ગુપ્ત સ્થલ માગ્યું. ગોઠવણ કરી તેને અંજનથી ફરી બિલાડી કરી દીધી. દૈત્ય આવ્યો. નાહીને પ્રભુસ્મરણ કરી એણે દંડ હેઠે મૂકયો કે વિક્રમે તે ઝડપી લીધો. હોહોકાર કરી એણે દૈત્યના પ્રાણ હર્યા.

નગર ફરી વસતિભર બન્યું. પેલી કારાવાસે પૂરેલી ત્યાંની રાજકુમારી હતી. ગુણઓસીંગણ રાજારાણીએ પોતાની પુત્રીનાં વિક્રમ વેરે લગન કર્યાં. વિદ્યાર્થીવિક્રમ પછી વિક્રમ તરીકે જાહેર થયો.

ત્યાંથી પાછા સૌ ગુરુના સ્વદેશ કોકણ તરફ પાછા વળ્યા. કોકણનરેશે પરાક્રમી વિક્રમને ખુશ થઈ પોતાની રાજકુમારી દીધી. પેલા ગુરુદેવની સાથે પણ રાજપુરોહિતપુત્રીનાં લગ્ન કરવામાં આવ્યાં. વિક્રમ પછી બે નવવધૂઓ અને બે દંડો સાથે ઉજ્જયિનીમાં આવ્યો ને સાસુને ચરણે નમ્યો.

## (૩) અભયદંડમાહાત્મ્ય

સાસુ તરફથી વિક્રમને પછી ત્રંબાવટીનગરી જવાનો આદેશ મળ્યો. ત્યાંની રાજકુમારીને ખાંડે વીરભ્રમરાજા તરફથી ઊંટે બેસી એક દૂત આવે છે. કુમારી પરણવા માટે તલપાપડ થઈ રહી છે. વિક્રમે આ

નગરચર્યા નીકળી. એવામાં જ દમતીનો મોકલેલો રાજપોપટ વિદ્યાવિશારદ કોટે કાગળ લઈ ઉજ્જયિનીથી આવ્યો. આ રાજકુમારીને દમતીએ પત્રદ્વારા લખ્યું હતું કે હું તો રાજરાણી થઈ એકલને ખાંજરે એકલી પડી ગઈ છું. તું જરૂર ત્યાં આવેલા વિક્રમને પરણી જજે. તું અહીં આવી મારી હૃદયસખી થઈ રહીશ. રાજકુમારીએ પ્રત્યુત્તર લખી પોપટને વીદાય કર્યો. તે ઘાંચણની વાતને મોં મરડી હસવા લાગી. ઘાંચણવશ વિક્રમને શું હું પરણું? એ તો મારા પગની પેંજાર થવા લાયક છે.

રાજકુમારી રત્નમંજરી પાસે અભયદંડ છે. તે સાથે પોતાની રત્નપેટી એણે પેલા દૂતને સોંપી. વિક્રમે ચોર પાસે બન્ને વસ્તુઓ હરાવી. કંઈ બહાનું કાઢી પોતે પેલા દૂતને ઠાર કર્યો. પોતે દૂત બની સાંઢ ઉપર બેસી પૂર્વ દિશાએ રાજકુમારી સાથે ચાલવા લાગ્યો. કુંવરી વહેમાઈ. પશ્ચિમને બદલે પૂર્વ તરફ કેમ સાંઢ હાંકે છે? રાજા તો પૂર્વ તરફ જ હલકારે. કુંવરી રત્નપેટી ને દંડ વગર અસહાય હતી. તું કોણ છે? રાજા બોલ્યો: હું તો માલવનો જુગારી છું ને તારા જેવી રમણીઓને ચોરવાનો ધંધો કરું છું.

રત્નમંજરી આક્રંદ કરવા લાગી:

× × ×

'મનનો માન્યો મૂકીઓ, પડી અજાણ્યા હાથ
જુગારી પાસે રિદ્ધી, માંટકોટે હાર;
ઘેલીમાથે બેઠલું છાજે કેતિ વાર?'

હવે શું કરવું? અંતે જુગારીને તે વરવું રહ્યું. તૈયાર થઈ. મારે તો વિક્રમે ગયો ને તું...રાજા પછી રત્નને જરા પજવી હર્ષ પોતાનાં એંધાણ બતાવી પ્રકટ થયો. રત્નમંજરી વિક્રમની અર્ધાંગના થવાથી ખુશખુશ થઈ ગઈ.

પાછો વળેલો પોપટ રત્નપુરમાં આવ્યો. ત્યાં એનો એક સાર તેને યાદ આવ્યો. ત્યાંની અમૃતમંજરીકાને ત્યાં એ એને મળ્યો—'

કુંવારી જ રહેવું હતું. ધનશેઠને ત્યાં અન્નખતનો આરો નહોતો, કોઇ સુડદ્દાને પરણે? દોલતથીયે કોઈ વાણીઆ કે વણિકકન્યા લોભાયાં નહીં. શેઠને સેવાની જરૂર હતી. શ્યામને પરોપકારબુદ્ધિએ પ્રેરણા કરી ને સૌની નામરજી હોવા છતાં તે તેને સ્વેચ્છાથી પરણી. સતી શિરોમણિસમ એ એની સેવામાં રાતદિન જીવન ગાળતી.

વિક્રમ અતીતવેષે શેઠના ફળીઆમાં રાતે ગયો. શેઠાણીએ એને ઓટલા ઉપર સૂવાની રજા આપી. રાતે ઘરમાં એક ચોર દાખલ થયો. તે યૌવનભર ને સુંદર ચોર જોઈ શ્યામનું ચિત્ત ચંચળ થયું. તેણે તેને વીનવ્યો. તે માને નહીં. માથે પતિ ને પરનારીસંબંધ ચોરને પણ ન પસંદ પડયો. શ્યામે પતિને ગળે નખ દઈ દીધો. જારકર્મ થઈ ગયું. વિક્રમે સૌ જોયું, શેઠાણીએ ચોરને બહાર કાઢયો કે રાજાએ તેને ઠાર કર્યો. અવાજે શ્યામને બહાર આણી. શેઠે ગયા. જારે ગયો. હવે શું કરવું? ખડ્ગવડે મરેલા પતિનું મસ્તક ઊરાડયું. પોક મારી કે ચોરે શેઠનું ખૂન કર્યું. ધનમાલ લૂંટાવવામાં આવ્યાં. મારે સતી થવું છે. રાજાને કાને સમાચાર ગયા. રાજાએ હુકમ કાઢયો કે હું આવું ત્યાંસુધી તે સ્ત્રી સતી ન થાય. સતી અધીરી થઈ રહી છે. રાજા આવ્યો. શ્યામને દૂર બોલાવી રાત્રિના પ્રકરણનો ઈસારો કર્યો. શ્યામ શરમીંદી પડી. રાજા! બધું ખરૂં. હવે સ્ત્રીઆબરૂને વધૂ ઊઘાડી કરવાની કંઈ જરૂર? સ્ત્રીચરિત્ર આવાં જ હોય. આપને તે પૂરાં જોવાં હોય તો કોચીકદોયણને ઘેર જજો. મને ન રોકો. શ્યામશેઠાણી સતી થઈ.

કોચીકદોયણને ઘેર રાજા રાતે ગયો. પ્રતાપદંડના પ્રતાપથી કોચી બોલીઃ રાજાજી! આપને શ્યામકુંવરે મોકલ્યા કની? રાજાએ કહ્યુંઃ હા. સૌ સ્ત્રીઓ સરખી હોય છે તેનું પારખું જોવાની મારી ઇચ્છા છે. વારૂ, પેલી મજૂસમાં ભરાઈ જશો? મને વચન આપો કે આપ ગુસ્સે નહીં થાઓ. રાજા વચને બંધાઈ મજૂસમાં પેઠો.

પ્રધાન પછી કોચીને ઘેર આવ્યો. મારે રાણી પાસે જવું છે. કંઈ રસ્તો બતાવો. કોચીએ તેને દંડ આપી મંજૂસ ઉપર બેસવા કહ્યું ને સૂચના આપી. મંજૂસ ઊડી. રણવાસ આવ્યો. રાજાએ પ્રધાન ને રાણીની જારપ્રીતિ નજરે જોઈ. પ્રધાન કોચી પાસે આવ્યો. તેના ગયા બાદ મંજૂસમાંનો ભગ્નહૃદય રાજા બહાર આવ્યો. સ્ત્રીચરિત્રનું પારખું જોવાથી એ તો ઠંડોગાર થઈ ગયો હતો.

કોચીએ વિક્રમરાયને પોતાનો પ્રતાપદંડ નજર કર્યો. પાંચે દંડ જીતી રાજા ઘેર આવ્યા. દેવદમનીની પેલી ભીંતોને એમણે ઊખેડી નાંખી. રાજાએ એક ચક્રવે રાજ્ય કર્યું. વિક્રમનાં આવાં આવાં પરાક્રમોની ઇંદ્રને જાણ થઈ. તેણે સિંહાસન મોકલ્યું. પંચદંડનું તે ઉપર છત્ર ધરવામાં આવ્યું. એને માણેક ને મોતીથી મઢવામાં આવ્યું. બત્રીસ પુતળીઓથી જડી દેવામાં આવ્યું.

ભોજને આમ પૂરી વાર્તા સંભળાવી હંસાપુતળી આકાશે ઊડી ગઈ.

શામળે આ રીતે વાર્તાને ઘડી તે પહેલાં નરપતિએ એનું ઘડતર એના શ્રોતાજનો આગળ કેવું રજૂ કર્યું હતું તે આ ઉપરથી જણાઈ આવશે. દંડો, પાત્રો, સ્થલો, પ્રસંગો: આવા મુદ્દાઓ ધ્યાન આગળ રાખી આ બન્ને કવિની આ વાર્તાની સરખામણી આપણે કરીએ.

## ૬ શામળ ને નરપતિની પંચદંડની વાર્તા: એક સરખામણી

શામળની વાર્તાના પણ પાંચ વિભાગ છે તેમ નરપતિના પણ પાંચ છે. શામળ પ્રત્યેક વિભાગને તે તે દંડના માહાત્મ્યનાં શીર્ષક આપે છે ત્યારે નરપતિ પ્રત્યેક વિભાગને દેવદમનીના આદેશ અનુસાર પાંચ આદેશોમાં વહેંચી નાંખે છે. શામળના પંચદંડ ને તે તે દંડધારનારી વ્યક્તિઓ અને તેમનાં સ્થલો નીચે મુજબ છે:

| દંડ | કોની પાસેનો ? | સ્થલ |
|---|---|---|
| ૧ ઊડણદંડ | ગોરાણી ઉમાદે પાસેનો | સોપારા |
| ૨ અજિતદંડ | રાક્ષસ ,, | સોપારાથી ઉત્તરનું ગામ |
| ૩ અભયદંડ | રત્નમંજરી ,, | ત્રંબાવટી (સ્તંભતીર્થ) |
| ૪ વિષધરદંડ | વીરભદ્રની પુત્રી ,, | ઉજ્જયિની |
| ૫ પ્રતાપદંડ | કોચીકંદોયણ ,, | ,, |
| અભેદ્યદંડ | દેવદમની ઘાંચણ ,, | ,, |

શામળનો પુરોગામી નરપતિ દંડોનાં નામ અને ક્રમ નીચે પ્રમાણે આપે છે:

| | | |
|---|---|---|
| ૧ સિદ્ધદંડ (ઊડણદંડ) | ગોરાણી ઉમાદે ,, | સોપારા (કૂકણદેસ) |
| ૨ વિજયદંડ (અજીતદંડ) | રાક્ષસ ,, | ,, થી ઉત્તરનું કનકસેખરરાજાનું નગર |
| ૩ મહાગુણદંડ (અભયદંડ) | રત્નમંજરી ,, | ખંભાત |
| ૪ તમોહરદંડ અથવા રત્નદંડ (પ્રતાપદંડ) | વિશ્વરુપ પુરોહિતની પુત્રી ગોમતિ ,, | ઉજ્જયિની |
| ૫ વિષહરદંડ (વિષધરદંડ) | ,, ,, | ,, |
| ૬ કામિકદંડ | કોચીકંદોયણ ,, | ,, |
| અભેદ્યદંડ | દેવદમનીઘાંચણ ,, | ,, |

બંને કવિઓના દંડોના નામમાં ઉપર પ્રમાણે તફાવત છે. શામળે પુરોહિતપુત્રી પાસેના દંડને 'વિષધર' નામ આપ્યું છે, પણ નરપતિએ એ દંડને આપેલું નામ 'વિષહર' વિશેષ બંધએસતું ને અર્થસૂચક લાગે છે. પાતાલના નાગોનું ઝેર દૂર રાખી શકે એવો દંડ તે 'વિષહરદંડ,' 'વિષધર' નહીં. વળી એ દંડ ઉપરાંત આ પુરોહિતપુત્રી પાસે સર્વમોહનહારવિદ્યા હતી એ હકીકત જે નરપતિ આપે છે તે શામળ આપતો નથી.

બંને કવિઓનાં પાત્રોમાં પણ થોડોથોડો નામફેર છે. સોપારાના વિદ્યાગુરુનું નામ નરપતિએ 'સોમશર્મા' આપ્યું છે તેને શામળ 'શિવશર્મા' કહે છે. ઉજ્જયિનીનિવાસી પુરોહિતનું નામ નરપતિએ 'વિશ્વરુપ' આપ્યું છે ત્યારે શામળ તે જ પાત્રને 'વીરભદ્ર' નામ આપે છે. વિશ્વરુપની કન્યાનું નામ નરપતિ 'ગોમતિ' આપે છે અને તેની ત્રણ સખીઓનાં નામ પણ તે અનુક્રમે જાઈતૂ, હરિયાલી ને હિરણુલી આપે છે. શામળ આ ત્રણ સખીઓને પ્રધાનપુત્રી, વૈશ્યપુત્રી ને ક્ષત્રિયપુત્રી તરીકે જ ઓળખાવે છે. નરપતિની પાતાલ-કન્યા 'શૃંગારમંજરી' શામળને હાથે 'કુંકુંમવતી' નામ ધારણ કરે છે. નરપતિનો 'ધનશ્રેષ્ઠી' ને શામળનો 'ધનવંત શેઠ' એ નામો તો એક જ છે. પણ એ બુઢ્ઢા શેઠની શેઠાણીનું નામ નરપતિએ 'રતનમંજરી' ત્યારે શામળે 'શ્યામકુંવરી' રાખ્યું છે.

પ્રસંગોને પણ ફેરવવામાં આવ્યા છે. દમની સાથે રમતના દાવ લેતાં રાજા ગભરાયો ત્યારે તે હરસિદ્ધિ પાસે જઈ આત્મહત્યા કરવા તૈયાર થાય છે એમ શામળે પાછળથી નક્કી કર્યું ત્યારે પુરોગામી નરપતિએ વિક્રમને શિવ, પછી આગીઆવેતાલ ને તે પછી ક્ષેત્રપાલ પાસે મોકલ્યો છે.

બીજા આદેશમાં નરપતિએ પેલા દૈત્યે ઉજ્જડ કરેલી નગરીના રાજાને 'કનકસેખર,' રાણીને 'કનકાવતી' ને પેલી બિલાડી કરવામાં આવતી રાજકુમારીને 'કનકમાલા' એમ નામ આપ્યાં છે. શામળ આ નામ આપ્યા વગર ચલાવી લેછે. નરપતિએ બિલાડીવેષવાળી કનકમાલા પાસે કહેવડાવ્યું છે કે રાક્ષસ મને આમ કહી ધમકાવી લલચાવે છે કે:

'તૂં રાખી પરણેવા ભણી, માહારઇ મનિ છઇ ઇચ્છા ઘણી.
વૈતાઢ્યિપર્વતિ કરસૂં કાજ, બંધવ મારી લેસૂં રાજ.

તૂઝનઇ તિહાં પરણેસિ, તિહાં બઇઠઉ હૂં રાજ કરેસિ.
વિજઇદંડ મૂઝ પાસઇ હોઇ, મૂઝ સમવડિ ન કરઇ કોઈ.' ૧૦૭

**—આદેશ બીજો: પૃ. ૪૪**

શામળ માત્ર આટલું જ નોંધે છે:

× × × × ×

'રાતે આવે છે આ ઠારિ, બીજે અંજન કરે છે નારી. ૨૪૪
મૂઝ ઉપર રાખે છે મંન, જાણે છે પોતાની તંન.'

× × × × ×

**—અંબાલાલ જાનીસંપાદિત સિંહાસનબત્રીસી:**
**પંચદંડની વાર્તા: પૃ. ૨૦૬**

કનકમાલાને વર્યા પછી વિક્રમ સોપારા પાછો ફરે છે. ત્યાંનો રાજા સોમપાલ પોતાની જયમાલાકન્યા વિક્રમને આપે છે. ગુરુને દેવશર્માની પુત્રી સુતારા સાથે પરણાવવામાં આવે છે. શામળે આ પાત્રોને નામ આપ્યાં નથી પણ કોકણરાયપુત્રીનું નામ 'મનોહર' એણે આપ્યું છે.

ત્રીજા આદેશમાં રત્નમંજરી નામની રાજકુમારીના પિતા ખંભાતનરેશનું નામ નરપતિએ 'જઇકિર્ણરાય' આપ્યું છે ને રાણીનું નામ 'જયશ્રીઆ' આપ્યું છે. આ નામો જ માત્ર શામળે પડતાં મૂકી હકીકત નોંધી છે. આ પછી જ્યાં અમૃતકંડિકાએ રત્નમંજરીનું હરણ કર્યું ત્યાંના રાજા રતનસિંહની પાસે વિક્રમનું આદરભર્યું આતિથ્ય નરપતિ કરાવે છે ને કુંવરીને 'બહેન' કહી એ સાસરવાસો કરે છે. શામળે તેને તેની પુત્રી પણ વિક્રમને પરણાવતો ચીતર્યો છે.

ચોથા આદેશમાં વિક્રમની વડી રાણી શૃંગારસુંદરીના નામનો નરપતિએ ઉલ્લેખ કર્યો છે. આ જ રાણી રત્નમંજરીશેઠાણીનું સતી

થવા વખતનું ચરણોદક મંગાવે છે. કોચીકંદોયણે આપેલી મજૂસમાં પેઠેલો રાજા આ જ રાણીનો બુદ્ધિસાગર મહેતા સાથે શીયલભંગ જુએ છે. આ પાત્રોનાં નામો વગર શામળે પોતાનું કામ સાધી લીધું છે.

પાંચમા આદેશના પાતાલરાજાનું નામ નરપતિ 'મયણસંધરાય' જણાવે છે. તેની રાજકુમારી 'શૃંગારમંજરી' (શામળની કુંકુમવતી) ની નાની બહેનને શામળે પેલા કદરુપા વર સાથે પરણાવી છે.

આમ નામફેર તથા પ્રસંગફેર જૂના અને નવા બીબાની વાર્તામાં અહીંતહીં નજરે પડે છે. શામળ પ્રસંગોને વિસ્તારવાની બહુ તસ્દી લેતો નથી લાગતો ત્યારે તેનો પુરોગામી નરપતિ વિવિધ પ્રસંગોને ખીલવી વિવિધ રસની રસિક ઝમાવટ કરે છે.

આટલા થોડાએક મુદ્દાના ફેરફારો સિવાય નરપતિ અને શામળ બંનેની વાર્તાનો રસપ્રવાહ એક જાતનો ને એકધારો જ વહ્યે જાય છે. વાર્તાનું વસ્તુગૂંથન પણ લગભગ સરખું જ છે. શામળ બત્રીસ પુતળીમાંની એક હંસાપુતળી પાસે વિક્રમના સિંહાસન ઉપર ચઢવા આવતા ભોજને અટકાવી વાર્તા કહેવડાવે છે. નરપતિ પુણ્યશ્લોક વિક્રમને જ વાર્તાનો નાયક બનાવી એને આ લોકના શ્રેષ્ઠ રાજેન્દ્ર અને સ્વર્ગલોકના રાજેન્દ્ર ઇન્દ્રના માનીતા મિત્ર તરીકે આલેખી, એના અદ્‌ભુત પરાક્રમોની કીર્તિને ગાઈ પાંચ દંડ જીતી લાવી એનું દિવ્ય છત્ર બનાવી એના સિંહાસન ઉપર ધરાવતો વર્ણવે છે. બંનેમાં દેવદમનીને વિક્રમની પ્રેરક ગણવામાં આવી છે. બંને કવિઓની વિચારસૃષ્ટિ, કાવ્યકલ્પનાઓ અને સર્જનશક્તિનું એવું તો સામ્ય છે કે લોકરુચિને રુચતી એ લોકપ્રિય વાર્તામાં તેના છેવટના વિકાસસ્વરુપના કાલ સુધી ઝાઝો ફેર પડતો નથી. આમ સંસ્કૃત ને પ્રાકૃત, અપભ્રંશ ને જૂની ગુજરાતીમાં આ વાર્તા સચવાઈ મધ્યકાલીન યુગ સુધી ફરતીફરતી આવી છેલ્લા વાર્તાકવિ શામળની રસિકતાને હાથે એના પૂર્ણ વિકસિત કલાસ્વરુપને પામે છે.

## ૭ પંચદંડની વાર્તાનો નાયક : બીજો ચંદ્રગુપ્ત વિક્રમાદિત્ય

લોકરસિકતા ને લોકકલ્પનાઓને સૈકા ભરથી જકડી લેતી ને મોહઘેલી કરતી આ વાર્તાનો નાયક બહુધા ' વિક્રમાદિત્ય ' એ મહાબિરુદ –ધારી બીજો ચંદ્રગુપ્ત છે. હિંદના એક કાલનો–'સુવર્ણયુગ' નામે અંકાતા દેશકાલનો–એ સમર્થ સર્જક છે. પરાક્રમાદિત્યનો એ નાનો પુત્ર પિતાના ઉજ્જવલ કીર્તિકલશ કરતાં સવાયો કીર્તિકલશ સુવર્ણ યુગના ઉચ્ચ મિનારા ઉપર ચઢાવી તેને હંમેશ માટે ઝળકાવી ગયો છે. શ્રીયુત મુનશી કહે છેઃ " ચંદ્રગુપ્તે પોતાના હાથમાં આર્યાવર્તનો રાજદંડ લીધો, ધ્રુવસ્વામિનીદેવીનું પાણિગ્રહણ કર્યું અને ગુજરાતના ક્ષત્રપોને આસરે (ઈ. સ.) ૩૮૦ કે ૩૮૮ માં જડમૂલથી ઊખેડી કાઢ્યા. પછી તે પિતાની પેઠે પૃથ્વી જીતવા નીકળ્યો. સુરાષ્ટ્ર, ગુજરાત, માળવા તેણે પોતાના રાજ્યમાં જોડી ઉજ્જયિનીને પાટનગર બનાવ્યું. તેણે સિંધ પણ જીત્યું હોય એમ લાગે છે. પણ પિતાએ જીતેલા ભરતખંડમાં તેને ઝાઝું જીતવાનું રહ્યું નહોતું. તેણે લાંબો કાળ–આસરે ૪૧૩ સુધી–એક ચક્રે રાજ્ય કર્યું અને વધારે વિજયનો વલવલાટ છોડી મહાન્ સામ્રાજ્યને સુવ્યવસ્થિત કરવામાં તે ગૂંથાયો.

× × ×

ચંદ્રગુપ્ત એના પિતાથી પરાક્રમમાં ઊતરતો નહોતો. એ પણ શરીરે બાપના જેવો પ્રચંડ લાગે છે. ભરાવદાર મુદ્રા ને મોટી મૂછોથી શોભતું એનું મુખ એના પિતાના મુખથી પણ વધારે ભવ્ય હતું. પિતાએ ગરુડનું નીશાન રાખ્યું હતું. દીકરાએ ચક્રનું રાખ્યું. ' વ્યાઘ્રપરાક્રમ 'નો પુત્ર ' સિંહવિક્રમ ' કહેવાયો. પરાક્રમાદિત્યના પુત્રે વિક્રમાદિત્યનું બિરુદ લીધું. એટલું જ નહીં પણ એ પરમ ભાગવત, ' પરમ ભટ્ટાર્ક ' અને ' રાજાધિરાજર્ષિ 'ને નામે સુવિખ્યાત થયો. ' વિક્રમાદિત્ય ' અને રાજાધિરાજર્ષિ ' એ એનાં લાક્ષણિક બિરુદો છે.

× × ×

દંતકથાના આપણા સાહિત્યમાં વિક્રમાદિત્યની કીર્તિ અમર છે. નવરત્નથી સંવૃત, કાલિદાસના મિત્ર, ભર્તૃહરિના ભાઈ ને વેતાલના સ્વામી પરદુઃખભંજન વિક્રમરાજા કથા ને દંતકથાની સૃષ્ટિમાં સર્વશ્રેષ્ઠ સ્થાન ભોગવે છે. એવા દાનેશ્વરી ને વીર નરપાલની જોડી હિન્દી કલ્પનાને જડી નથી. મુસ્લિમ દેશોમાં ખલીફ હારુન અલરશીદ, યુરોપમાં શાર્લમેન, ઇંગ્લેંડમાં કિંગ આર્થરનાં દંતકથાત્મક સ્મરણો પણ એના સ્મરણો જેટલાં પ્રીતિપ્રાત્ર થયાં નથી. × ×

સંશોધને દંતકથાનાં આવરણ થોડાંવધતાં દૂર કર્યાં છે અને કાલ્પનિક વિક્રમરાજાનાં પડો ઊખેડતાં શકરાજના સંહારકને ધ્રુવસ્વામિનીદેવીના પતિ ચંદ્રગુપ્ત વિક્રમાદિત્યની ઐતિહાસિક વ્યક્તિ નજરે ચઢે છે.

ઈતિહાસ દંતકથાને ઝાંખી કરે છે. આર્યાવર્તના સુવર્ણયુગનો મધ્યાન્હ, ત્રિજયિનીનો ભવ્ય પ્રાસાદ, સેવાકાંક્ષી મહા દંડનાયકોની સેના; મિત્રો ને સામંતોના વ્યૂહો, સંધિવિગ્રહકો, કુમારામાત્યો, મહા બલાધિકૃતો, ચૌદ સચિવો, પુરાણીઓ, કવિઓ, જ્ઞાનીઓ, સંસ્કારસ્વામીઓના પૂજ્યભાવભર્યાં વૃંદો, બધી વીરતા, વૈભવ ને વિદ્યાનું કેન્દ્રસ્થાન અને ત્યાં એક ને અભેદ્ય આર્યાવર્તના આત્મા સરખાં પ્રતાપ ને સંસ્કારનું સ્વામિત્વ ભોગવતાં વિક્રમાદિત્ય ને ધ્રુવસ્વામિની દેવી...અને એમનો પ્રિય વયસ્ય કાલિદાસ......હિન્દે એવો સમય ફરી જોયો નથી.''[૧૧]

આવા અમર વિક્રમાદિત્યને સમસ્ત હિન્દની તેમ જ તેના પ્રાંતેપ્રાંતની પ્રજા પોતાના આદર્શ સમ્રાટ તરીકે ભૂલે નહીં અને તેના સાહિત્યમાં તેને અમર કરાય તો તેવા સાહિત્યને એ વધાવે એ સ્વાભાવિક છે. સુવર્ણયુગની એ સમર્થ સમયમૂર્તિએ આથી જ

---

૧૧. જુઓ કનૈયાલાલ મુનશી : સુવર્ણયુગનાં સર્જન : ગુજરાત : ત્રૈમાસિક : પુસ્તક : ૧૫ : અંક : ૨

આપણા દેશનાં વિવિધ સાહિત્યોને–એના નાયક બની–સમૃદ્ધ કર્યાં છે. ગુજરાતી સાહિત્યે પણ એ સમયમૂર્તિથી પ્રેરાઈ, આલેખાઈ એની સાહિત્યકલાની પાંદડીઓને ખીલવીને સુગંધભર કરી છે.

## ૮ વિક્રમાદિત્યના પંચદંડ : એક મહારુપક

વિક્રમાદિત્યની વીરમૂર્તિને કે તેના સુવર્ણયુગને ઈતિહાસની વાસ્તવિક ભૂમિકા ઉપર ભૂતકાલે જોઈ. ભૂતકાલનાં ભવ્ય તેજો સંગ્રહી રાખવા લોકકલ્પનાઓ રસભેર ઊડી છે. એ પ્રત્યેના પૂજ્યભાવ ઉપર વર્તમાન ને ભાવિની સફલતાનો આધાર ગણાયો છે. વિક્રમાદિત્ય કેવી રીતે વિક્રમાદિત્ય કહેવાયો? એના પરાક્રમનાં સાધનો કયાં? દંડ–સેનાઓ–એ એના પરાક્રમનાં સાચાં સાધનો છે. લોકકલ્પનાએ આ સેનારુપી વાસ્તવિક સાધનોને વાસ્તવિક વાતાવરણમાંથી ઊપાડી લઈ અદ્દભુતતાના વિશાળ અવકાશમાં ગોઠવ્યાં. પંચદંડની વાર્તાની પાછળ રહેલું મહારુપક આમ આપણી દૃષ્ટિ સમક્ષ આવીને ખડું થાય છે.

દિવાન બહાદૂર કેશવલાલભાઈ કહે છે તેમ, "દંડ એટલે સેનાનું બલ. વિક્રમ એટલે પરાક્રમીપણું. છત્ર એટલે છત્રપતિપણું. રાજા વિક્રમ એટલે પરાક્રમની મૂર્તિ. એના દંડ એટલે સુભટસમૂહ, ઊડીને છાપો મારે એવા, કોઈથી જીતાય નહીં એવા, ભયને પત ન કરે એવા, શત્રુના છિદ્રનો આબાદ લાભ લે એવા, અને દુશ્મન ઉપર પ્રતાપ પાડે એવા જોઈએ. વિશેષ કરીને દુશ્મન સામે સંગ્રામભૂમિમાં એ અભેદ્ય ભીંતની પેઠે અડગ ઊભા રહે એવા જોઈએ."[૧૨]

આમ બહુઅંગી દંડોના–સેનાના–પાયા ઉપર આ 'પંચદંડની વાર્તા'નું ઘડતર એક મહારુપક ઉપર રચાયું છે.

---

૧૨. જુઓ દિ. બ. કેશવલાલ ધ્રુવનું વ્યાખ્યાન : પંચદંડની વાર્તાના-આંતર પ્રવાહોમાં : 'બુદ્ધિપ્રકાશ : પુસ્તક ૭૮ : અંક ૧ : પૃ. ૧

## ૯ નરપતિની કાવ્યસૃષ્ટિ : કંઈક વિવેચન

કવિએ આખાયે વાર્તાકાવ્યની સૃષ્ટિને પાંચ ખંડોમાં–પાંચ આદેશોમાં–વ્હેંચી નાંખી છે. પાંચ દંડોને અનુક્રમે એકએક આદેશમાં વર્ણવવામાં આવ્યા છે. દંડો લાવવાના આદેશો આપનારી ઉજ્જયિનાની દેવદમની ધાંચણુ છે. જૂના કાવ્યસાહિત્યના આદર્શોને પૂજતો કવિ આરંભમાં મંગલાચરણુ કરી ગણુપતિ, સરસ્વતી ને ગુરુની કૃપા યાચી પોતાની કાવ્યકૃતિનાં વિકાસ અને સફળતા માટે સાહાય્ય વાંછે છે. સૃષ્ટિની અમરાવતીનગરી જેવી ઉજ્જયિનીને સ્વર્ગની અમરાવતી જેવી એ ચીતરે છે. પાર્થિવ અમરાવતીનો રાજાધિરાજ વિક્રમાદિત્ય છે. જેવું પાટનગર પૃથ્વીમાં પ્રતાપી છે તેવો તેનો પાટવી એ નરદેવોમાં મહાન્ ને પૂર્ણ પ્રતાપી છે. પ્રજાજીવન સુરાજ્યના ઊંચાઊંચા પ્રકારના સુખ વૈભવમાં સાચી શાંતિમાં ખીલે છે. એની ઐહિક ને સ્વર્ગીય અપેક્ષાઓ પરિતૃપ્ત થઈ રહી છે. કવિ થોડા જ શબ્દોમાં આ સ્થિતિનું આબાદ ચિત્ર આપે છે:

"પૃથિવીનાભિ અવંતિકા મુગતિખેત્ર સંસારિ;
શક્રપ્રજાપતિ આદે કીધૂં જિન્ન મઝારિ. ૨૩
× × ×
અનેક રાય આગઇ હૂઆ, વલી હૂસઇ અનેક;
વિક્રમતોલઈ કો નહિ ત્રિભોવનિ ગમનિ વિવેક. ૨૫
આગિળ સારથ જેહનઇ, સારથ હરસિદ્ધમાઈ;
સુરપતિ જસ સાંનદ્ધિ કરઇ, ધિન! ધિન! વિક્રમરાઈ! ૨૬
નવ બાહારિ નગરી વસઇ, રાજ વિક્રમ કરંત;
સહૂકો ભૂખિઊં ઊઠીઅ, નવિ ભૂખિઊં સૂઅંતિ." ૨૭

—આદેશ પહેલો

પણ આ ચિત્રને, આ સુવર્ણયુગના સુરાજ્યને, ને પ્રજાનાં અપાર સુખવૈભવને વિશેષ સમૃદ્ધિવંત કરવાં જોઈએ. સમયવિધાયક સમ્રાટ સવારીએ નીકળે છે. પ્રેમઘેલી ઓસિંગણુ આબાલવૃદ્ધ પ્રજા

એ જોવા તરવરાટ કરતી ઊલટી રહે છે. આગળ વધતી સવારીની કૂચને અટકાવનારી અભેદ્ય ભીંત, સમ્રાટ ને પ્રજાનો વૈભવ વધારવાના જાણે ગર્ભિત હેતુવાળી, દેવદમની ઊભી કરે છે. આ ભીંતને-સાથે સાથે વિશાળ પૃથ્વી મધ્યેની વિક્રમાદિત્યદેવની દિગ્વિજયયાત્રાને નડતી પ્રત્યેક ભીંતને-ભેદી મહારાજાએ વિશેષ મહાન્ થવું જોઈએ એમ સૂચવતા દેવદમનીના એક પછી એક આદેશો થાય છે. લોકદેવ તેવા મહાન્ થવા બાકી રહેલી સર્વ પ્રકારની પ્રાપ્તિઓ અદ્ભુત વીરતાથી સફળ કરી પાંચે દંડ અંતે ભેગા કરી સાથે સાથે સામ્રાજ્ઞીઓ વરી સાસુ દેવદમનીને ચરણે નઝર કરે છે. રાજસિંહાસનને આ પંચદંડના ભવ્ય છત્રથી શણગારવામાં આવે છે અને વિક્રમાદિત્ય ત્રણે લોકના માનનીય મહાસમ્રાટ જેવો એ ઇતિહાસપ્રસિદ્ધ ને ન્યાયી સિંહાસન ઉપર વિરાજમાન થાય છે. કવિની આટલી નાની શી સૃષ્ટિ આવા ગાઢ, ગંભીર ને ધુમ્મસવીંટ્યા ઘેરા વાતાવરણમાંની પશ્ચાદ્ભૂમિ ઉપર ઉચ્ચ પ્રકારની રસિકતા ને કલાથી બાંધેલા સુરેખ મંદિર જેવી બંધાઈ રહી છે. એની અંદર અને આસપાસ નંદનવનનાં વનશોભા ને સૃષ્ટિસૌન્દર્ય આકર્ષક ભવ્યતાથી શોભી રહ્યાં છે. એ સૃષ્ટિમાંના ખંડોમાંથી ગમે તે એકમાં તમે પ્રવેશો અને તમને કંઇકિંઈ એકએકથી વિવિધતામય અને સરસ સૌન્દર્યસ્થાનોનાં વિરલ વિરામમંદિરો નજરે પડશે. એ તમારાં હૈયાંને ઉદારતાપૂર્વક આકર્ષી રહેશે. એમાં આપણા જૂના તેટલા નવીન કાવ્યવૈભવનાં રસથી છલોમલ કલ્પનાઓનાં ઉત્તુંગ શિખરો દર્શન દેશે. નરપતિનાં વિવિધ નગરવર્ણનો જુઓ—ઉજ્જયિનીવર્ણન, સોપારાગઢવર્ણન કે ખંભાતનગરીવર્ણન —તો પ્રત્યેકમાં થોડાથોડા સરસ શબ્દોમાં મનોહર રમણીયતાઓ રમી રહેલી જણાશે. કેટલાંક વર્ણનો આપણે ટૂંકામાં જોઈ લઇએઃ

"એક કાશી નઇ કાંતિકા અવયંતી સુવિચાર;
મારગ ત્રણિ કૈલાસના ત્રિશૂલ તણી આકારિ." ૧૯

—**આદેશ પહેલો : ઉજ્જયિનીવર્ણન**

"રાજા પાટણ કરૂં પ્રવેસ, જોઈ નગર તણૂં નરવેસ;
નગર દેખી રુલિયાઇતિ થયઉં, હઇડામાંહિ ઘણૂં ગહઇગિહિઉં. ૧૫
ઘરિઘરિ વાડી, ફેફ્ફલ, પાન, નાલિકેર, કેલિનાં રાન;
સરસ દેસ ઘરિઘરિ નવાણ, દિસઇ લોક અતિ હઇ સુજાણ. ૧૬
સોપારૂં સોનાસૂં ઘડૂં, રુપા તણઈ બંધન તે જડૂં.
રાજાવિક્રમ બોલઇ તામ, સોપારૂં સુરનરનૂં ઠામ." ૧૭

—આદેશ બીજો : સોપારાગઢવર્ણન

"જિ કહઇ નયરખંભાતિ, બીજી ઉપમા નહિ ખંભાતિ.
× × × ૧
× × ×
હેમકલસ મંદિર ઝલકંતિ, ધૂંઆડિ ધૂંધલા હોયંતિ. ૮
આગઇ નગરી દેવહ તણી, પવિત્રપણઇ રાખઈ તેહ તણી.
નગર જોતાં મન મોહંતિ, પાંચ નામ એહનાં બોલંતિ. ૯
પહઇલઇ નામઇ ત્રંબાવતી, બીજા નામઇ ભોગાવતી.
ત્રીજઇ નામઇ લીલાવતી, ચઉથઇ નામઇ અમરાવતી. ૧૦
નામ પાંચમઇ ખંભાવતી, વિચિત્રપણઇ જાણિ સરસતી !
જેહવૂં નામ તેહવૂં પરણામ, એહ નગર છઇ ઉત્તમ ઠામ." ૧૧

—આદેશ ત્રીજો : ખંભાતવર્ણન

કવિની વનશોભાઓ ને પ્રકૃતિશોભાઓનાં વર્ણનો પણ એની વેધક ને રસિક દૃષ્ટિનું તાદૃશ ને સૂક્ષ્મ અવલોકન છે :

"નારી ભરઇ નવયૌવન વાર, સ્વર્ગભવન બીજૂં સંસાર ! ૩૪
× × ×
વાઠી દિસઇ પિરિપિરિ તણી, આંબા, જાંબૂ, રાયણ ઘણી.
અગરતગરચંપકનાં વૃંદ, દમણઉ, મરુઉ નઇ મુચકંદ. ૩૮
× × ×
સરોવર કરિ નગર સોહંતિ, વાઠી કરિ વન મોહંતિ ૪૦
× × ×"

—આદેશ પહેલો

"દંડપ્રભાવઇ ઊઘાડી પોલિ, આગલિ ગંગા કરઇ કલ્લોલ.
મહાપૂર ગંગા તાંહાં વિહંતી, તાગમાગ કો નવિ લાભંતિ." ૫૧
—આદેશ પાંચમો

આ પછી પાતાળનાં વનસૌંદર્ય ને તે મધ્યેના શિવમહાલયનાં સૌંદર્યનું દર્શન કરીએઃ

"ચૌદ જોઅણ ચંદનનું વન, નિરંતર તાંહાં બિહિકિ ચંદન.
તિ ચંદન વસીહર વાસઇ વસંત, પરિમલ પામઇ મન ઉલ્લસંત. ૫૨
ચ્યારઇ તિ વનમાંહઇ સાંચરી, અમીય સરોવરિ જઇ ઊતરી.
બાર જોઅણ નગરવિસ્તાર, કદલીવન ન લાભઇ પાર. ૫૨
વિચિમાંહિ મહેસ તણઉ પ્રાસાદ, વાજઇ ઘંટા પિરિપિરિ નાદ.
ચઉમુખી ચઉરાસી દેહરી, સોવન્નિ શિખિરિ ધજા ફરિહરિ." ૫૪
—આદેશ પાંચમો

કવિની રસદષ્ટિ અપાર વૈભવવંતી છે. તે કાલના રાજવૈભવ ને લોકજીવનના વૈભવનું એ કેટલું બધું સફલ વર્ણન આપી શકે છે!

"હિંદોલા ખાટ નિ પાલખી, તાંહાં સુંદર સોહિ શશીમુખી.
પુરૂષરત્ન પરણાસૂં પ્રીત, નગરમાંહિ એહવી રીત."
—આદેશ પહેલો : પ્રક્ષિપ્ત : કડી ૩૧મી પછીની

"પાહાનિ રાતી અલતારંગ, પાઇ નેઉર ચાલિ સુચંગ!
વીંટ નિ વીંછીઆ સોહંત, કંકણચૂડી કર ઝલકંત.

× × ×

જિમ સસિયર તારાપૂર વિસિ, તવ રાજા રાણીપૂર વસિ.

× × ×

પંચવર્ણ ચૂડી ચમકંત, સિરિ વેણી લાંબી ઢલકંત.
ગર્ભ વિના વરિષ માંહિ સોલ, નિત રાજાસૂં માંડિ રોલ."
—આદેશ પહેલો : પ્રક્ષિપ્ત : પૃ. ૮

એનાં સ્ત્રીસૌન્દર્યનાં અવલોકનો પણ એ કેટલા થોડા શબ્દોમાં છતાં રસભર ને સુરેખ આપે છે!

" સિરિ સારિયા સોલઇ સણગાર, ચંચલ ચતુર તણી નહિ પાર.
કામ તણી કીહિઈઈ લતા, સ્વર્ગ તણા મોહા દેવતા. ૧૦૮
એહ સમોવડ કોઈ નારી નથી, દિસંતિ જાણે ભારતી !
× × ×" ૧૦૯

—આદેશ પહેલો

ઇંદ્રસભામાં નૃત્ય કરતી દમનીની અભિનયકલા એ કેટલી સૂક્ષ્મતાથી વર્ણવે છે !

" નયનબાણ દમની ચાલંત, ભ્રમર તણા ભાવ ભેલંત.
પામી રાગ મૂરછાઇ વીર, મોહા સુરપતિ ધૂણિ સિર.
હાસ્યમરમના ભેદ અપાર, લંક તણા ન લાભિ પાર;
દેવનિમિત્ત વિધાતા ઘડી, ઇમ સવિ મન લીધૂં હરી."

—આદેશ પહેલો : પ્રક્ષિપ્ત : પૃ. ૨૩

" તે જોવા સરખી ગોરડી, પોઇ હાથ વિધાતાઇ ઘડી.
અતિ સુંદરી નઇ સાચી સતી, દીસંતી જાણિ સરસતી !" ૧૨૯

—આદેશ ત્રીજો

કોચીનો રાજવૈભવ જેવો ગૃહવૈભવ વિક્રમની કેવી રસિક સરભરા કરે છે !

× × " ભલઈ પધારિયા સાહસ ધીર !"
" રાજા લેઇ બઇસારૂં ઠાય, ઊગટણાનૂં કરઇ ઉપાય. ૮૫
આણા મુગરેલચાંપેલ, સાતપાંચ પુહુતી ગુણવેલિ.
છઇલ છોકરી મરદન કરઇ, મુખિ મીઠાં વયણ ઉચ્ચરઇ." ૮૬

—આદેશ ચોથો

પણ નરપતિની કવિત્વશક્તિ એકલા સૌંદર્યવિહારમાં જ રાચતી નથી. તે જમાનાના આદર્શ કાવ્યસંપ્રદાયના આલેખક સફલ કવિ તરીકે એ ધર્મનો, નીતિનો; વ્યવહારનીતિનો ને સંસારનાં સારાસારતાનો સુજ્ઞ કવિ છે. એની કવિતાકાન્તા આપણા મમ્મટાચાર્ય જેવા આલંકારિકોના કાવ્યાદર્શો અનુસાર યશ, દ્રવ્ય, વ્યવહારજ્ઞાન,

અમંગલનાશ, પરમાનંદ ને કાંતાની માફક ઉચિત પ્રસંગોએ ઉચિત ઉપદેશો આપવાનું ચૂકતી નથી. છતાંયે એ અનિયંત્રિત છતાં શિષ્ટાચારથી કવિતાને રસિક બનાવે છે. એ વિક્રમના સુચરિત્રને એની કાવ્યકૃતિદ્વારા મનોહર રીતે સંભળાવે છે, સમઝાવે છે. શબ્દો, અર્થો, અલંકારો એની રસિકતા સાથે સુંદર મેળથી મળે છે. રસના પ્રકારોના પ્રસંગો ઊપજાવી એ ઊંડાઊંડો ઊતરી પડે છે ને જ્યાંજ્યાં જોઇએ ત્યાં ત્યાં તેવા રસ એ સફલતાથી આલેખી શકે છે. હાસ્યરસના એના ઉદ્રેક-પ્રસંગો ઓર રીતે એ ખીલવી શકે છે. વિક્રમની વિવાહવિધિના પ્રસંગને એ કેવા હાસ્યવિનોદરસથી મઢે છે !

"વારુ આચારજ આવિયા, વેદમંત્રિ પરણાવિયાં.
ગીત ગાઇ તેવડાતેવડી, વલી તિ તારાલોચની.
મળી છે તેવડાતેવડી, વલી મનકામની વેલડી.
વરતિ હસતાં હરિ હઇઇ, બોલ બોલિ તિ સોહામણી.
નારી નરસૂં નાટ કરિ, જિનિ બોલિ અમ્રત ઝરિ.

**—આદેશ બીજો : પ્રક્ષિપ્ત : પૃ. ૫૫**

આ પછીનું વિક્રમને બનાવતી વિનોદશીલ સ્ત્રીઓનું લગ્નગીત સાદું છતાં કેટલા વિનોદરસથી છલકાય છે !

"પંથવાહને કે પંથિયો, કરમસંજોગિ ભરથાર થયો.
ભમતો આવો ભમતુઓ, રાજા સોમપાલ સસરો થયો.
એહના માંહિ એ એકલો, એહનિ નહિ કો કહિ ભલો.
ગુણી વિક્રમ નામ ધરેસ, પણ અવસર નાર હસૂ કરેસ."

**—આદેશ બીજો : એજન**

પણ પુરુષને પરણવાની વિરુદ્ધ છતાં સેવાભાવમાત્રથી આખરે પરણવા તૈયાર થયેલી વણિકબાલા રત્નમંજરીને બુઢ્ઢો ધનશ્રેષ્ઠી જ્યારે કહે છે કે "જો ! હું કેવો વર છું ?" ત્યારે એ ઇચ્છાવર કેવો ઠાવકો તેમ જ માર્મિક હાસ્યરસ ઊપજાવે છે ?

"માહારઇ માથઇ પંડર કેસ, તાહારું છઇ અતિ સુંદર વેસ.

વિષઅમૃત કિમ એકઠું હોઇ? મૂરખી! હૃદયિ વિમાસી જોઇ! ૧૮
દાંતવિહુણઉં હૂં ડોકરૂં, તુઝનઇ જોઇઇ છઇલ છોકરૂં.
એક તાતૂં નઇ ટાઢૂં લોહ, મિહિલા! કિમ પામઇ મોહ? ૧૯
ઈણિ વાતઇ ન કરઇ સોભ, કેહી વાતનૂં રખિ કરઇ લોભ?
સરખા સરિખૂં જઉ તૂં કરઇ, તુ કાજ તાહારૂં સરઇ." ૨૦
—આદેશ ચોથો

સ્થળસંકોચને કારણે નરપતિની કાવ્યસૃષ્ટિમાં આપણે આથી વિશેષ વિહાર નહીં કરી શકીએ. નરસિંહયુગની (સં. ૧૪૫૯ થી ૧૬૦૦ સુધી) આ લોકવાર્તાની લોકરંજની છતાં વિપ્રલંભોગી સુંદર કાવ્યકૃતિ છે. તે કાલના લોકોનું સાદું, અજ્ઞાન ને જડ જીવન આ કાવ્યકૃતિએ વધારે રસિક કર્યું હશે જ. આ સુંદર કાવ્યસૃષ્ટિના આટલા થોડા જ નિરીક્ષણથી આપણે અત્રે જ સંતોષ માનીશું.

## ૧૦ નરપતિ : એક ગદ્યકાર તરીકે

નરસિંહયુગનો નરપતિ પદ્યકાર ઉપરાંત ગદ્યકાર પણ છે. એણે ગદ્ય ઘણું ઓછું લખ્યું છે. એના કાલના કવિઓ માફક એનું વલણ પણ બહુધા ગદ્ય તરફ નહીં પણ પદ્ય તરફ જ છે. કોઈકોઈ વાર વાર્તાની કડીઓ વચ્ચે એ જૂજ ગદ્ય લખે છે. એ ગદ્ય સાદું ટૂંકાં ટૂંકાં વાક્યોવાળું છે. હમણાંહમણાંના પ્રકાશમાં આવતા જૂના ગદ્યગ્રંથો જેવું જ એ આરંભદશાનું ગદ્ય છે. નરપતિ એની કાવ્યકૃતિમાંના ગદ્યવિભાગને 'વારતા' કહી જૂદું પાડે છે. પ્રમાણ તરીકે જેમ થોડા થોડા ભ્રષ્ટ સંસ્કૃતના શ્લોકોનો એ ઉપયોગ કરે છે તે જ રીતે એ ગદ્યનો પણ આછોઆછો જ ઉપયોગ કરે છે. આખી કૃતિમાં એકંદરે આવા ગદ્યનું પૂર ઝાઝું નથી. માત્ર એક જ જરા લાંબો ગદ્યખંડ નમૂના તરીકે અહીં ઊતારીશું:

### વારતા

"નગરમાંહિ વાત હૂઇ જિ: મૂલગઉ વર કન્યાનઇ ન પરણિઉ. કો એક બીજઉ વર પરણી જાઇ છઇ. વલતુ રાજા કહઇ, "એ

વાત કિમ હૂઇ! પારકૂં કિમ વરઇ?" રાજા વરનિ પૂછી છિઃ "તુનિ કોણકોણ લઇ ગ્યૂં હતૂં? અનિ કુણિ લઇ આવ્યૂં?" મુન્હિ લઇ જનાર નિ મિલનાર કો દીઠ નથી. મન્હિ સ્વપ્નાંતરનૂં મેલ હવૂં. જાણિ અંતરિક્ષ મારગિ બિઠો જાઊં છૂં. આંહાં આણી મૂકા પછી જાગ્રતરુપ થયૂં." રાજા ઇમ કીહિવા લાગો, "વર પરણાથકી કાંઇ કારણ ઊપજ્યૂં છિ. તિ વરનિ આંહાં સાહી લાવો. એહવી વાત ન કરિ. પારકા વરિ કયમ વરી?"

વાર્તાની આરુઢ ટૂંકાટૂંકાં વાક્યોવાળી આ સાદી, સીધી ને રસભરી ગદ્યશૈલી છે. વિક્રમની સોળમી સદીના આપણા ગદ્યવિકાસનો આ લાક્ષણિક નમૂનો છે.

## ૧૧ નરપતિના સમયનાં સમાજચિત્રો

નરપતિનો સમય નરસિંહયુગનો આપણો સાહિત્યયુગ છે. ગુજરાત પર એ સમયે દીલ્હીની સુબાગીરીઓથી કે તેમાંથી સ્વતંત્ર થઈ ગયેલા ગુજરાતના મુસલમાન પાદશાહોનો અમલ ચાલે છે.[૧૩] તે સમયના આપણા સાહિત્યનું વલણ બહુધા નરસિંહ મહેતાના અને તેના સમકાલીન સાહિત્યકારોના જેવું એકમાર્ગી છે. જૂની ગુજરાતીના એ યુગમાં આપણા સાહિત્યનું કવિતાઅંગ એની ખીલવણીના આરંભ યુગનું છે. છૂટક લયગીતો સાથે આખ્યાનોના કલેવરોનું મંડાણ થઈ ચૂક્યું હોય છે. એ વખતનો આપણો સાહિત્યનો પ્રવાહ પાતળો ને અંધકાર યુગનો એક વખતે ગણાતો. પણ છેલ્લી પચ્ચીસીમાં થયેલા શોધનના પ્રતાપે એ કાલનું વિપુલ સાહિત્ય એટલું બધું હમણાં-હમણાંનું પ્રકાશમાં આવ્યું છે કે એણે આપણાં તે સમયનાં ભાષા, સાહિત્ય, સમાજજીવન અને રીતરીવાજો ઉપર ઘણો જ પ્રકાશ

---

૧૩ જૂઓ શ્રી. હીરાલાલ પારેખનો લેખઃ મધ્યકાલીન રાજકીય પરિસ્થિતિ અને ગુજરાતી સાહિત્યઃ ગુજરાતી સાહિત્યઃ ખંડ ૫ મોઃ મધ્યકાલીન સાહિત્યપ્રવાહ.

નાંખ્યો છે. નરપતિ અને એના સમકાલીન સાહિત્યકારોમાં એક વર્ગ ઉપર્યુક્ત ધર્મે રંગાયલા સાહિત્યના પ્રવાહ વધારતો હતો તો બીજો લોકવાર્તાનો જલપ્રવાહ રેલાવતો હતો.

નરપતિ આ વાર્તાકાવ્યદ્વારા કે 'નંદબત્રીસી'ની વાર્તાદ્વારા વિશેષ પ્રાચીન યુગના ભૂતકાલનું ચિત્ર આલેખે છે. છતાં એના સમયની છાપ એ ચિત્રમાં અહીંતહી ઊઠી આવ્યા વિના રહી શકી નથી. ગુજરાતના લોકજીવનનાં સાદાંસાદાં ચિત્રો એ અહીંતહીં રજૂ કરતો જણાય છે. કવિની રસશાસ્ત્રની ઝંખના એના કાલના લોકશિક્ષણ ઉપર આછો પ્રકાશ ફેંકી એ કેટલું આછું ને ઓછું હતું એ સાબીત કરે છે. આર્યજીવનની જૂની લોકશ્રદ્ધા અડગ હતી એ પણ એની કૃતિ પ્રત્યક્ષ કરે છે. સ્ત્રીજીવનની બંને બાજૂઓ એણે પૂજ્યભાવથી તેમજ નિષ્ઠુર નિર્દયતાથી રજૂ કરી છે. સ્ત્રીપુરુષોના નીતિશૈથિલ્ય પ્રતિ ઈસારા કરતાં એ ખમચાતો નથી. સ્ત્રીચરિત્રનાં જૂનાં ને તે કાલનાં આદર્શભ્રષ્ટ ચિત્રો એ ઢાંકવા મથતો નથી. સમાજજીવન એક તરફથી સાદું તો બીજી પાસાથી વૈભવશાલી એ ચીતરે છે. ગુજરાતીઓની રસિકતા એ એના કાલના બીજાં સાહિત્યચિત્રો સાથે નોંધે છે. તે કાલની જૂની શાલાઓનું વર્ણન એ સોમસર્માની શાળાદ્વારા આબાદ રીતે આપે છે. ગુરુ અને ગુરુપત્નીઓના વિદ્યાર્થીઓ પ્રત્યેના વાત્સલ્યભાવ એ સફલ રીતે ચીતરે છે. ઊમાદે જેવી વહેમી ને મંત્ર-જંત્રની સાધનારી સ્ત્રીઓની ચેષ્ટાઓ એ નિર્દય સચોટતાથી ઊઘાડી પાડે છે. વરાઓનાં સુંદર ચિત્રો, ખાદ્ય ને પેય પદાર્થોની વિવિધ વાનીઓ, વરઘોડા ને રાજસવારીના ભવ્ય સાજનમંડળો, ભભકાદાર વિવાહોત્સવો ને લગ્નગીતો ગાતી ને વિનોદરસમાં રાચતી ગુજરાતણોની રસિકતા એણે આ કાલના જેવાં જ જાણે ચીતરી બતાવ્યાં છે.

આમ છતાં નરપતિ એના દેશકાલને મૂકી બહુ જ પૂર્વેના સમાજજીવનનું ચિત્ર આપે છે એ વાત પણ એટલી જ સાચી છે. સ્વર્ગ, મૃત્યુ ને પાતાળના પ્રવેશો, લઘુલાઘવીવિદ્યાથી ધારણ કરાતાં યથેચ્છ

રુપરુપાંતરો, મંત્રજંત્રવિદ્યાઓ અને અનેક અમાનુષી શક્તિઓ. નરસિંહ યુગની દંતકથાઓ જેવાં થોડાંક એ યુગનાં ને થોડાંક બહુ જ આગળના યુગનાં જ છે. રાજાઓની રાણીઓની સંખ્યાનો પાર નથી એ તો વિક્રમના તેમ જ કવિના વખતના ઇતિહાસની સિદ્ધ બીના છે. અંતઃપુરની રાણીઓની અમૂઝણોનો અચ્છો ખ્યાલ વિદ્યાવિશારદ પોપટ સાથેના પત્રમાં દમનીએ ખંભાતની રાજકુમારી રતનમંજરીને આપ્યો છે. લગ્નોનો ઇતિહાસ પણ કવિએ વિવિધ પેરે આપ્યો છે. વર્ણવર્ણાન્તર લગ્નો, સ્વેચ્છાલગ્નો ને માતાપિતાનુમત લગ્નો, અનુલોમ ને પ્રતિલોમ લગ્નો, નિડર સ્ત્રીજીવનો ને તેમના નિડર પરદેશપ્રવાસો, પ્રીતિલગ્નો છતાં પુરુષ ઉપરની તેમની પરવશ પ્રેમદશા, વેશ્યાઓનાં જીવન ને તેમનાં કારસ્તાનો, પોપટ જેવા પંખીઓ સાથે મોકલાતા તેમના પ્રેમપત્રો ને માનવજીવન જેવાં સમભાવી પંખીઓનાં ગૃહજીવનોઃ આવાં આવાં જીવનચિત્રો પ્રાચીન ભૂતકાલના કે નરપતિના યુગનાં સામાજિક જીવનોના લુપ્ત થયેલાં લાગતાં છતાં વાસ્તવિક જીવનવિધાનો છે. નરપતિએ એના સમયનું ચિત્ર આમ આપ્યું છે તેમ છતાં તે પહેલાંનું પણ તેમાં ભેગુંભેગું વણી દીધું છે.

## ૧૨ નરપતિની ભાષા : જૂની ગુજરાતી

નરપતિ એના સમકાલીનો જેવો આપણી જૂની ગુજરાતીનો કવિ છે. નરસિંહ મહેતા જેટલી એની લોકપ્રિયતા નહીં હોવાને લીધે એની ભાષાનો તે પછીના સાહિત્યકારોને કે લહીઆઓને હાથે ઘાણ વાળવામાં નથી આવ્યો. મીરાંની હિન્દી વાણીની માફક કાલેકાલે ગુજરાતી મુખે ચવાઈને ગવાઈ એ આધુનિક ગુજરાતી જેવું સ્વરુપાન્તર પામી નથી. વિક્રમની સોળમી સદીની જૂની ગુજરાતી જેવી જ એની ભાષા એના શુદ્ધ સ્વરુપમાં આપણા તે કાલના પૂર્વજોની ગુજરાતી જેવી જ સચવાઈ રહી છે. સંસ્કૃતના બહોળા અભ્યાસપ્રમાણની ઊણપ છતાં સોળમી સદીના ગુજરાતના સાહિત્યકારો થોડી શુદ્ધ ને વિશેષ ભ્રષ્ટ સંસ્કૃત સાહિત્ય કૃતિઓમાંથી, પ્રાકૃત ને

અપભ્રષ્ટ કૃતિઓમાંથી નીચોવાઈ, ભાષાંતર, અનુવાદ, નકલ, સારરૂપે કે સ્વતંત્ર રીતે તે સદીની આપણી જૂની ગુજરાતી ભાષામાં આપણી સાહિત્યકૃતિઓ રચાઇ છે. એમાં સંસ્કૃત, પ્રાકૃત ને અપભ્રંશ ભાષાનાં શબ્દો, શબ્દસમૂહો, વાક્યરચનાઓ ને વ્યાકરણના–ઢીલા થઈ વિકૃત થયેલા–નિયમો એમનું ઐતિહાસિક સાતત્ય સાચવતા જળવાઈ રહ્યા છે. આપણા મુસલમાનબંધુઓના પરદેશીય સંસ્કારોએ પણ આરંભકાલનો સાથ એ સાતત્યને આપ્યો છે. નરપતિની ભાષાનું કલેવર આમ તત્સમ અને તદ્ભવ શબ્દો, તેમના શુદ્ધ કે વિકૃત સ્વરુપ પામેલા શબ્દો, દેશ્ય અને શુદ્ધ કે વિકૃત અરબીફારસી શબ્દોએ ઘડ્યું છે. સંસ્કારવાળી અને અસંસ્કારવાળી ભાષાઓના આમ તેમથી-આવતા પ્રવાહોએ એના શબ્દપૂરને ને ભાષાના બંધારણના પૂરને-પોષ્યું છે. એ પૂરો નરપતિની ભાષાના પૂરને વિપુલ બનાવે છે. ધસમસી આવેલા પ્રવાહો એકએક સાથે અથડાઈ, એક થઈ, જૂદા પડી, અંતે નીતરી શુદ્ધ થઈ શુદ્ધ જૂની ગુજરાતી રુપે વહેવા માંડે છે. આપણી ગરવી ગુજરાતી ભાષાનો, એના શબ્દોનો, એમની પશ્ચાદ્ભૂમિનો ને એમના ઈતિહાસની એમાં અકબંધ કડીઓ જળવાઈ રહી છે. આપણી શબ્દસિદ્ધિનો શોધાતો ઇતિહાસ આપણે એની ભાષામાં ખોળી શકીએ છીએ. નરપતિ આપણી જૂની ભાષાનો એક ઐતિહાસિક અને સમર્થ માર્ગસ્તંભ છે. આપણા શબ્દબ્રહ્મને પવિત્ર માની એણે અપાર ભક્તિભાવથી પૂજ્યો ને બહલાવ્યો છે. અને મોટા આનંદની વાત તો એ છે કે માતૃભાષા માટે મોટું ને અપૂર્વ અભિમાન રાખી એણે પૂર્ણ પ્રેમ અને ભક્તિભાવથી આપણી એ જૂની ગુજરાતીને–એને મતે પ્રાકૃતને–હૃદયના અનન્ય ભાવે પૂજી જે કિંમતી નોંધ લીધી છે તે ફરી આપણે યાદ કરીએ:

"જેહવૂં મીઠૂં પ્રાકૃત હોઇ, તિ સમવડિ નવિ દીસઇ કોઇ.
ગાહા, દૂહા, ચઉપઈ, ગીત, ઉષ્ણકાલિ જિમ વહાલૂં સીત." ૧૨૫.

—આદેશ પાંચમો

નરપતિની ભાષાના સંબંધમાં આટલું જ અહીં નોંધી આ જ યુગની ભાષાની વિવિધ નમૂનાવાર નોંધ લેતા મારા 'નરસિંહયુગની ભાષા અને તેનું વાસ્તવિક સ્વરુપ' એ લેખ પ્રતિ અભ્યાસકનું ધ્યાન હું અહીં ખેંચીશ.[૧૪]

## ૧૩ નરપતિ અને એની કૃતિયોનું આપણા સાહિત્યમાં સ્થાન

નરપતિ એના કાલના કવિઓ નરસિંહ, ભાલણ, પદ્મનાભ, મતિશેખર, બ્રહ્મજિનદાસ, કર્મણ, જ્ઞાનસાગર, મતિશેખર, ભીમ, વચ્છ, જનાર્દન, શ્રીધર, માંડણ, ગણપતિ, જયશેખરસૂરિ, વિજયસૂરિ વગેરે વગેરે પતિષ્ઠિત કવિમંડલમાંનો એક માનપાત્ર કવિ છે. એના કવિબંધુઓના સાથમાં એણે પદ્ય અને થોડા થોડા પ્રમાણમાં ગદ્યને સફલતાથી ખીલવ્યું છે. જૂના વાર્તાકારકવિઓમાં એનું સ્થાન એની પ્રાસાદિક કવિત્વશક્તિને લીધે ઘણું આગળ પડતું છે. ભાષાભક્તિનું એનામાં શુદ્ધ અભિમાન છે. એની ભાષાભક્તિ સાથે એ જનસમાજને રસથી છલકાતી 'નંદબત્રીસી' અને 'પંચદંડ' જેવી બહુ જ લોકપ્રિય વાર્તાને સુંદર રીતે આપી લોકપ્રિય કરે છે. સૈકાથી લોકરુચિને ગમતા ને સંસ્કારતા રસિક વાર્તાસાહિત્યને જ એ પોતાનો પ્રિય વિષય કરી ખીલવે છે. એની વાર્તાઓમાં અને એના સમકાલીન બીજા જૈન કવિઓની વાર્તાઓમાં આપણે આ પછીના મધ્યકાલીન યુગના શામલ અને જૈન કવિઓએ ખેડેલા લોકવાર્તાસાહિત્યનાં મૂળ છે. એ મૂળોથી માંડી શામલયુગ સુધીમાં આપણે આ લોકપ્રિય વાર્તાના આંતર પ્રવાહોનાં સ્પષ્ટતાથી દર્શન કરી શકીએ છીએ.

---

૧૪ જુઓ માંડણકૃત 'પ્રબોધબત્રીસી' તથા શ્રીધરકૃત 'રાવણ-મંદોદરીસંવાદ'ની મારી પ્રસ્તાવના: પૃષ્ઠ ૨૦ થી ૩૨.

## ૧૪ વિક્રમસંબંધક સાહિત્યની પ્રાચીન અને મધ્યકાલીન ગુજરાતી કૃતિયો

વિક્રમસંબંધક લોકવાર્તાનું જૂનું સાહિત્ય અત્યાર સુધીમાં સૈકાવાર નીચે મુજબ પ્રસિદ્ધ કે અપ્રસિદ્ધ જણાય છે:

વિ. સં. ૧૫૧૯ સીંઘાસણ બત્રીસી મલયચંદ્રકૃત, ૧૫૩૬ સીંઘાસણ બત્રીસી હીરકલશકૃત, ૧૫૫૬ પંચદંડ ચતુષ્પદી જિનહર્ષ (?) જિનહરકૃત (?) (પ્રસિદ્ધ જુઓ બુદ્ધિપ્રકાશ પુ. ૭૯ : અંક ૨–૩ : ૧૯૩૨ : સંપાદક : શ્રી. ભોગીલાલ સાંડેસરા), ૧૫૬૦ વિક્રમસેન ચઉપઈ ઉદયભાણુકૃત, ૧૬૫૦ (આશરે) વિક્રમપ્રબંધ (સંપાદક : સ્વર્ગ. રણજિતરામ મહેતા, બુ. પ્ર. પુ. ૫૬ : ઇ. સ. ૧૯૦૯ : પૃ. ૨૭૩–૩૧૮–૩૨૦ અધુરું), ૧૬૭૮ સિંહાસનબત્રીસી સંઘવિજયકૃત (સંપાદક શ્રી. ભોગીલાલ સાંડેસરા : સાહિત્ય : એપ્રિલથી ડિસેમ્બર ૧૯૩૩ –અધુરું.)

આમાંથી નરપતિની 'પંચદંડની વાર્તા' સાથે જિનહર્ષકૃત 'પંચદંડ ચતુષ્પદી'નું તો ઘણુંએક સામ્ય છે. પાત્રોનાં નામ, વાક્યો અને શબ્દપ્રયોગો બહુ જ મોટા પ્રમાણમાં મળતાં આવે છે.

## ૧૫ ઉપકારદર્શન

આપણા લોકવાર્તાસાહિત્યના ઇતિહાસની ઉપયોગી કડીઓ પૂરી પાડતી અને નરસિંહયુગની જૂની ગુજરાતી ભાષાનું સબલ પ્રતિનિધિત્વ કરતી નરપતિકૃત આ સાહિત્યકૃતિનું સંશોધન ને સંપાદન કાર્ય હું આજે ઘણે લાંબે વખતે પૂરું કરી શકું છું. મને ગમતા આ યુગના કવિની આ સાહિત્યકૃતિને અંગે, માંડણ અને શ્રીધરના અભ્યાસ પછી, આપણા ભાષાસાહિત્યનો વધુ અભ્યાસ કરવાનાં સૌભાગ્ય ને સગવડ મને કરી આપવા માટે હું શ્રી ફાર્બસ

ગુજરાતી સભાનો અને તેના પ્રગતિમાન વિદ્વાન્ અધિકારીમંડલનો ખાસ ઋણી થયો છું. અણધારી મુસીબતોને લીધે આ પ્રકાશનકાર્ય પૂરું કરતાં મને ખૂબ જ વાર લાગી છે છતાં એ વિદ્વાન્ અધિકારી-મંડલે ઉદાર ભાવે એ ચલાવી લીધું તે માટે તો તેમનો હું ખાસ આભાર માનું છું.

જૂની ગુજરાતી ભાષાની સાહિત્યકૃતિઓ પ્રકાશિત અને અપ્રકાશિત થોકબંધ છે. એના અભ્યાસમાર્ગમાં સંખ્યાબંધ પ્રતિબંધો છે. આપણી નવીન જોડણીની પદ્ધતિ પેઠે જૂની ગુજરાતીની જોડણી પણ શાસ્ત્રીય પદ્ધતિને વરી શકી નથી. આપણા શબ્દોની વ્યુત્પત્તિનો વિષય હજી ખેડાતો વિષય છે. જૂની ગુજરાતીના શબ્દકોશનો અભાવ છે. આવીઆવી મુસીબતોમાં દિવાન બહાદુર કેશવલાલભાઈનાં સંશોધનપદ્ધતિ, વ્યુત્પત્તિમાર્ગદર્શન, પ્રેરણા અને સમભાવી સાહાય્ય હમેશ માફક મને આ કાર્ય પૂરું કરતાં જ્યારે ત્યારે મળ્યાં છે તે બદલ મારા એ પૂજ્ય ગુરુવર્યના અપાર ઉપકારભાર તળે હું વિશેષ આવ્યો છું. મુરબ્બીશ્રી નરસિંહરાવભાઈનાં જોડણીસંબંધી નિબંધો, 'ગુજરાતી ભાષા અને સાહિત્ય'ની વ્યાખ્યાનમાલાનાં બંને અંગ્રેજી પુસ્તકો અને બીજાં છૂટાં ચર્ચાપત્રોમાંથી પણ કેટલાક શબ્દોની વ્યુત્પત્તિનો મેં ઉપયોગ કર્યો છે તે માટે તેમનો પણ હું ઋણી છું. વળી આ કાર્ય કરતાં જોઈએ તેટલી વાર હાથપ્રતો મોકલી તથા કિંમતી સૂચનાઓ આપી મારા આ કાર્યને સરલ કરી આપવા માટે જૂની ગુજરાતીના અભ્યાસક મારા મિત્રોમાંથી શ્રી. હીરાલાલ પારેખ, અંબાલાલ જાની, મંજુલાલ મજમુદાર, લાલચંદ ગાંધી, મોહનલાલ દેસાઈ, ભાઈ ભોગીલાલ સાંડેસરા વગેરેનો મોટો ઉપકાર પણ હું વિસરી શકું એમ નથી. ભ્રષ્ટ સંસ્કૃત શ્લોકોના શુદ્ધીકરણમાં મને મારા મિત્ર શાસ્ત્રીજી શ્રી. તુલજાશંકર ધીરજરામ પંડ્યાની ને ભાઈ જ્યોતીન્દ્ર દવેની મદદ મળી છે તે બદલ તેમનો પણ હું આભાર માનું છું.

આ પુસ્તકને આ વર્ષના આરંભ પહેલાં મુદ્રણાલયમાં આપવામાં આવ્યું હતું. વચમાં મુંબાઈની નર્મદ શતાબ્દીસમિતિના કાર્યમાં હું રોકાયો હોવાથી કાર્યમાં થોડી મંદતા આવી; છતાં પાછળથી બનતી ત્વરાએ કાર્ય પૂરું કરી આપવામાં શ્રી ફાર્બસ ગુજરાતી સભાના સદાના ઉત્સાહી સંયુક્ત મંત્રી શ્રી. અંબાલાલભાઈની ચાલુ ખંતનો અને અમદાવાદના જ્ઞાનમંદિર પ્રિન્ટીંગ પ્રેસના ઉત્સાહી માલીક શ્રી. શંકરરાયભાઈ અને ભાઈ સુબોધચંદ્રની તત્પરતાનો લાભ મને ન મળ્યો હોત તો આ કાર્ય આટલુંયે વહેલું હું પૂરું ન કરી શકત. આ સજ્જનોના ખાસ ઉપકારની હું અહીં નોંધ લઉં છું.

જૂની ગુજરાતીના અભ્યાસકોને આ સાહિત્યકૃતિના મારા નમ્ર સંપાદન દ્વારા હું જરા પણ મદદગાર થઈ શકીશ તો મારા આ શ્રમને બહુ જ સફલ ગણીશ. એમાં ઘણાંએક શંકાસ્થાનો અને ત્રુટીઓ છે તેનું મને પૂરું ભાન છે. એનાં સમાધાનો સૂચવી મારા સાહિત્યરસિક વિદ્વાનબંધુઓમાંથી જો કોઈ મારા ઉપર કૃપા કરશે તો તેમનો હું હૃદયપૂર્વક ઉપકાર માનીશ.

સી. પી. ટેંક, અનંત ટેરેસ,<br>મુંબાઇ નં. ૪<br>તા. ૫-૧૨-૧૯૩૩

**શંકરપ્રસાદ છગનલાલ રાવલ**



# શ્રી ફાર્બસ ગુજરાતી સભા—મુંબઈ

## શાળા–પાઠશાળાઓને ઇનામ માટે તેમ પુસ્તકાલયોના સંગ્રહ માટે અડધી કિંમતની ગોઠવણ

## સાહિત્યપ્રચારને ઉત્તેજનની યોજના

શ્રી ફાર્બસ ગુજરાતી સભાએ મુંબઇ ઇલાકાનાં, સરકારી, દેશી રાજ્યોનાં તેમજ મ્યુનિસિપાલીટીઓ અને લોકલ બોર્ડોનાં કેળવણી ખાતાંઓમાં અભ્યાસ તથા વાચનપ્રસાર દ્વારા તથા વિદ્યાર્થીઓને અપાતાં ઇનામો દ્વારા, તેમ જ તેમના હસ્તકની નિશાળોની તથા સાર્વજનિક લાઇબ્રેરીઓ અને પુસ્તકાલયોમાં ગુજરાતી સાહિત્યનો પ્રસાર બહોળા પ્રમાણમાં સહેલાઈથી ઓછા ખરચે થઈ શકે તે માટે પોતાની માલીકીનાં નીચે જણાવેલાં પહેલાં દશ સુધીના આંકવાળાં પુસ્તકો (રાસમાળા ભાગ ૧–૨ સિવાય) અર્ધી કિમ્મતે ઉપલી સંસ્થાઓને વેચાતાં લઈ શકવાની અનુકૂલતા કરી આપવાને યોજના કરી છે.

રાસમાળા ભાગ ૧–૨ આ સંસ્થાઓને ૧૨॥ ટકામાં કમીશનથી વેચાતી આપવા ઠરાવ્યું છે.

આ યોજનાનો લાભ લેવા તે તે કેળવણી ખાતાં અને સંસ્થાઓ પ્રેરાય તે માટે પોતાની માલીકીનાં પુસ્તકોનો પરિચય તૈયાર કરી પ્રકટ કરેલો છે. જેને તે જોઈતો હોય તેને મંગાવ્યેથી મફત મોકલવામાં આવશે.

આ પુસ્તકો અડધી કિમ્મતે વેચાતાં લેવા ઇચ્છતી સંસ્થાએ નીચેને શરનામે પત્રવ્યવહાર કરવો.

**રા. રા. અંબાલાલ બુલાખીરામ જાની, બી**
**શ્રી ફાર્બસ ગુજરાતી સભા મંદિર**
લેમીંગ્ટન રોડની બાજુમાં, કૉંગ્રેસ સ્ટ્રીટ, ૩૬૫, ગિ
**મુંબઇ નં.**

(૩-૪) **કાઠિયાવાડનું કંઠસ્થ સાહિત્ય,** ભાગ ૧ લો તથા ૨ જો ( પ્રાચીન સંગ્રહો)-રા. રા. હરગોવિન્દ પ્રેમશંકર ત્રિવેદી. મહુવા

(૫) **અભિમન્યુ આખ્યાન**-જનતાપીકૃત ( ર. સં. ૧૭૮૫), રા. રા. મંજુલાલ રણછોડલાલ મજમુદાર, બી. એ. એલએલ. બી. વડોદરા

(૬) **સંયુક્તાખ્યાન** (કાવ્ય) રા, રા. ગજેન્દ્રશંકર લાલશંકર પંડયા. એમ. એ. સુરત

## ૪ મુદ્રણાલયમાં ૭.

(૧) **રૂસ્તમ બહાદુરનો પવાડો** (શામળ) રા. રા. અંબાલાલ બુ. જાની, બી. એ.

(૨) **કેશવકૃત ભાગવત દશમસ્કંધ**-રા. રા. અં. બુ. જાની, બી. એ.

(૩) રા. રા. નરસિંહરાવ ભોળાનાથ દીવેટીયાનાં **"ફાઇલોલોજીકલ લેકચર્સ"** ભાગ ૧ લાનું ભાષાન્તર (સચિત્ર)-રા. રા. રા. પ્રે. બક્ષી, બી. એ.

(૪) **"ચતુર્વિંશતિ પ્રબંધ"**-ગુજરાતી અનુવાદ. તૈયાર કરનાર પ્રો. હિરાલાલ રસિકદાસ કાપડીયા, એમ. એ.

(૫) **પ્રબંધચિંતામણિ**-મેરૂતુંગાચાર્યકૃત ગુજરાતી અનુવાદ. તૈયાર કરનાર રા. રા. દુર્ગાશંકર કેવળરામ શાસ્ત્રી.

(૬) **મહાભારત ગુજરાતી**-ભાગ ૨ જો વૈશ્યકવિ નાકરરચિત આરણ્યક પર્વ, સંશોધક રા રા. કેશવરામ કાશીરામ શાસ્ત્રી. માંગરોળ

(૭) **નરપતિકૃત "પંચદંડ"** (સં. ૧૫૪૫) સંશોધક રા. રા. શંકરપ્રસાદ છગનલાલ રાવળ.

## ૫ તૈયાર થતાં ૫

(૧) **રાસમાળાની પૂરણિકા**-દિ. બ. રણછોડભાઇ ઉદયરામ દવેએ સંગ્રહીત, ગોઠવી લખનાર રા. રા. ગિરજાશંકર વલ્લભજી આચાર્ય એમ. એ

(૨) **"રૂક્મિણીરી વેલી"**-( પ્રાચીન ) તૈયાર કરનાર રા. રા. નટવરલાલ ઇચ્છારામ દેસાઈ બી. એ.

(૩) **મધુસૂદન વ્યાસકૃત હંસાવતીની વાર્તા**-સં. ૧૬૫૪ (પ્રાચીન) સંશોધક રા. રા. શંકરપ્રસાદ છગનલાલ રાવળ.

(૪-૫) **શૈવધર્મ અને વૈષ્ણવ ધર્મ**-તેના સિદ્ધાન્તો, ગુજરાતમાં પ્રચાર અને ગુજરાતી સાહિત્ય ઉપર તેની અસર, સંશોધિત પરંપત દ્વિતીય આવૃત્તિ, કર્તા રા. રા. દુર્ગાશંકર કેવળરામ શાસ્ત્રી.

**મેસર્સ એન. એમ. ત્રિપાઠી એન્ડ કું.**
બુકસેલર્સ એન્ડ પબ્લીશર્સ પ્રીન્સેસ સ્ટ્રીટ-મુંબઇ નં. ૨

નરપતિકૃત

# પંચદંડની વાર્તા



## આદેશ પહેલો



### મંગલાચરણ



### પ્રાસ્તાવિક



#### પૂર્વછાયુ

લંબોદર ! તૂઝ વીનવૂં, સૂંઢાલા સમરથ;
સિદ્ધિબુદ્ધિવર ! ચરણિ નમૂં, સીઝવિ સવિ અરથ. ૧

સીંદૂરઇ કરિ અરિચીંઈ, શિરિ સેવંત્રાંહાર;
મૂસાવાહન વીનવૂં, જેહનઇ મોદિકઆહાર. ૨

એકદંતુ ! દારિદ્ર હરઈ, સેવકજન આધાર !
લાડૂ પંચ પ્રાસીઈ, આપઈ અખઇ ભંડાર. ૩

---

૧-ઘ—બીજી પ્રતોમાં 'સિદ્ધિબુદ્ધિવર' ને બદલે "ઘ" માં 'સિદ્ધિબુદ્ધિ' પાઠ છે.

૨-ગ—'શિરિ' ને બદલે 'જિનિ શિરિ.'

૩-ગ-ઘ—'સેવકજનઆધાર'ને બદલે 'સમરણનૂં દાતાર.'

૪-'પ્રાસીઈ' ને બદલે 'પ્રાવસીઈ.'

દૂંદાલા દયાકરા! ઘૂઘર ઘમકઈ પાઇ;
સૂંઢલિ! સારથ હોઇજે ગાઉં અવયંતીરાય. ૪
ગૌરી માતા જેહની, શંકર જેહનૂં તાત;
મનહ મનોરથ પૂરવઈ કારતગ કેરુ ભ્રાત! ૫

બ્રહ્માપુત્રી! વીનવૂં, શારદ! કરઉ પસાઈ;
હંસવાહન! હરષઇ થકી યિહ્વા વસિજે માઈ! ૬
વીણાપુસ્તકધારણી! તૂં તારણી ત્રિભોવન;
કવિજન વાણીરસ લહઈ જઉ તૂં હૂઈ પ્રસન્ન. ૭

કાસમીરપોરવાસની, વિદ્યા તણી નિધાન!
સેવક કર જોડી કહઈ, આપઉ વિદ્યાદાન. ૮
વલી વીનવૂં ભારતી! તાહારા ચરણપસાય.
વિક્રમચરિત્ર અમ્હે ગાઇસૂં, સારથ હોજે માઈ! ૯

ભલઉ અક્ષર આપજે, ડાહાપણ દેજે માય!
મહઇમા ઊજેણી તણઉ ગાયસૂં તૂઝ પસાઇ. ૧૦
ગુરુ જીવન, ગુરુ દેવતા, ગુરુ માતા, ગુરુ તાત;
ગુરુ તીરથ, ગુરુ ઊદ્ધરઈ, ગુરુ મુખિ સાચી વાત. ૧૧

---

૪-ઘ—'સૂંઢલિ' ને બદલે 'સબલ.'

૫-ગ—આ પછી નીચેની બે કડીઓ છેઃ—

" વીરરસ વિક્રમ તણૂં પંચદંડ પરમાણ;
ભાવ ધરી હું વરણવૂં, સુણિજે જન! સુજાણ.
ભોલ મ કરિ વરાંસાપેં, સુરતા કરિજો ખેમ;
છોરુનિ દૂહવણ કિસી? હદિ વિચારુ એમ. "

૬-ગ—'પુત્રી' ને બદલે 'બેટી.'

૭-ગ—'ગાઇસૂં' ને બદલે 'વિસ્તરું'.

૧૧-ગ—'ઊદ્ધરઈ' ને બદલે 'આધાર.' 'ગુરુમુખિ' ને બદલે 'ગુરુથી'

ગુરુ ગંગા, ગુરુ ગોમતી, ગુરુ ગિરુઉ કેદાર;
ભલઈ ભાવારથ જાણીઇ તે ગુરુનિ આધાર. ૧૨

જે વાધ્યા ગુરુઅક્ષરે રાતાચોલ મજીઠ;
રિદ્ધિસિદ્ધિ ગુરુ દાયકેહ, તેહના વયણ સુમિટ્ઠ. ૧૩

કવિ વાડીવન રૂઅડૂં, સઘલૂં અછઈ સંસારિ;
કવિ નરપતિ ઇમ ઉચ્ચરઈ, હૂં છોડૂઉ મઝારિ. ૧૪

કવીશ્વર સાચઉ સદા, કવીશ્વર ઇમ જાણિ;
કવિ નરપતિ ઇમ ભણઈ, વસઈ બ્રહ્માની વાણિ. ૧૫

જિમ ગોરસ વિલોઈ કરિ ઘૃતઅમૃત લેયંતિ;
ગોરસ શાસ્ત્ર વિલોઈ કરિ કાવ્યામૃત ચાખંતિ. ૧૬

---

૧૨–ગ–'ભાવારથ' ને બદલે 'પદારથ.' 'તે ગુરુનિ' ને બદલે 'શ્રીગુરુનિ.'

આ પછી નીચેની કડીઓ છેઃ—

"ગુરુ ગોવિંદ, ગોરખ જાણુ, ગુરુઉ પુણ્ય વિચાર;
વેદપુરાણ સમરથ વૈ જાણિ અંત આચાર.
કાયામંદિર રૂઅડૂં દિસઈ અતિ આધાર."

૧૩–ગ–ઘ—'વાધ્યા' ને બદલે 'વેધ્યા.'

૧૪–ઘ—'કવિ વાડીવન રૂઅડૂં' બદલે 'કવિ વાણી વાત રૂઅડી.'
'હૂં છોડૂઉ મઝારિ' ને બદલે 'હૂં ખોળડો મઝાર.'

૧૫–ગ—આ પછી નીચેની કડીઓ છેઃ—

"કવિ જૂહાર ન કિજઈ, કિજિ દંડપ્રણામ;
પોહોંપે કરી પ્રદક્ષિણા કિજિ સવિ પ્રમાણ.
ઈશ્વર જાં લગિ બિયઠઈ.....હઈઇ એક જાણ (?)
સ્થાવર તિ પાષાણ ઇમિ કવિતા નામ જાણ."

ઘ—ઉપરની કડી નીચે મુજબ છેઃ—

"ઈશ્વર જાં લગિ બેઅઠઈ હીયઇ નિહચો આણ;
થાવર તે પાષાણ ઇમ નામ કવિતા જાણ."

૧૬ ઘ—'કવિ અમૃત.'

ભાદ્રવા વદ આરંભીઊં બીજ અનઇ બુધવાર;
સંવત શાકે પન્નરહ, એ સવિ હૂં આધકાર. ૧૭
કવિતા કહઈ, શ્રોતા સુણઈ, વિગતા કરઈ વિચાર;
ત્રણિ પદારથ જઉ મિલઈ, તુ વરતઈ રંગ અપાર. ૧૮
એક કાશી નઇ કાંતિકા, અવયંતી સુવિચાર;
મારગ ત્રણિ કૈલાસના, ત્રિશૂલ તણઇ આકારિ. ૧૯
અડિસઠિ તીરથ જે કરઈ, યજ્ઞ કરઈ અનેક;
કવિ નરપતિ ઇમ ઉચ્ચરઈ સિપ્રામજ્જન એક. ૨૦
જિહાં ઉતપત્તી હરસિદ્ધિ નિ મહીમંડન મહાકાલ;
કોટિ તીરથ કલિમલ હરઈ, મિલૂં મંગલમાલ. ૨૧
સિદ્ધવડિ હરસિદ્ધ રિહઈ જિહાં ગાંધ્રવૂં મસાણ;
શકિતભેદ ચઉસઠિ તણઉ, નંદનવનહ પ્રમાણ. ૨૨
પ્રથિવીનાભિ અવંતિકા મુગતિખેત્ર સંસારિ;
શક્ર પ્રજાપતિ આદે કીધૂં જિજ્ઞ મઝારિ. ૨૩
મહિમાપાર ન જાણીઈ, હઈડઇ જોઈ સુજાણ;
કવિ નરપતિ ઇમ ઉચ્ચરઇ, પૂછિ પદ્મપુરાણ. ૨૪

---

૧૭-ઘ—"સંવત સેકે પન્નરહમે, દેસ ચિહૂ અધિકાર."

૧૯-ગ—'નઇ' ને બદલે 'ઉર'

૨૧-ઘ—'રુઅડૂં મંગલવાર' ને બદલે "મિલૂં મંગલમાલ." આ પછી 'ગ' માં નીચેની કડી છે:—

"સહિસ્ર અઠાસિ ઋષિ રિહિ, સુરનર તણૂં નિવાસ;
ઉત્તમ ક્ષેત્ર મેહેસા ઘણુ, પાતિગ નહિ પ્રવેશ."

૨૨-ગ—'ગંધવહ' પાઠાંતર. ઘ-'ગચદમો' પાઠાંતર.

૨૩-ઘ—"દક્ષ પ્રજાપતિ ઋષરે મઝાર." બદલે "શક્ર પ્રજાપતિ આદે કીધો યજ્ઞ મઝાર."

૨૪-ગ-ઘ—આ કડી નથી. આ પછી 'ગ' માં નીચેની કડી છે:—

"શકબંધી રાજા હવૂં, પૃથિવી ઊરણ કીધ;
દારિદ્ર નાહાસતાં તેહનિ જેહનિ પસાય સિદ્ધ."

અનેક રાય આગઇ હૂઆ, વલી હૂસઈ અનેક;
વિક્રમ તોલઇ કો નહિ, ત્રિભોવનિ ગમનિ વિવેક. ૨૫
આગીળ સારથ જેહનઇ, સારથ હરસિદ્ધિમાઈ;
સુરપતિ જસ સાંનદ્ધિ કરઈ, ધિન ધિન વિક્રમરાઈ!' ૨૬
નવ બાહારિ નગરી વસઈ, રાજ વિક્રમ કરંત.
સહૂકો ભૂખિણ ઊઠીઅ, નવિ ભૂખિણ સૂઅંતિ. ૨૭

ચઉપઈ

કોટિધજ તિ નગર મુઝારિ, ઘરિઘરિ ગૂડી લહિકિ બાર.
લાખીણા તિ ગઢ મુઝાર સહિસે લેખૂં, ન લિહઈ પાર. ૨૮
સઉમઇ વરસઇ દેતુ સીસ, હરસિદ્ધિની હૂઈ આસીસ.
સઉ વરસ વાધઈ તસ આઈ, ઇણિ પિરિ રાજારાજ કરઈ. ૨૯
ચઉરાસી ચુહૂટાં સોહંતિ, ઊપરિ ત્રિણિ કલસ ઝલકંતિ.
ગોખિ માલીઆં જાલીઆં સાર, એક ઊંચા ઊપરિ સોહિ અપાર. ૩૦
એક મંદિર દિસઈ સુવિચાર, કનક ઢાલા ઢોલીઆ અપાર.
તાર તણા સ્તબક ઝલહુલઈ, કપૂરવાટ નિસ દીવા પિરિ જલઇ. ૩૧

---

૨૭-ઘ—'નવ બાહરિ' બદલે 'નવતેરી.'
ખ-ઘ—આ પછી નીચેની કડી છેઃ—
" સાંજિ સાદ પડાવતૂં વણેચૂં પૂછંત.
પિહિલૂં ગરથ પરવેશ કરિ સોય રાજા લુહૂરંત."
૨૮-ગ-ઘ—આ પછી નીચેની કડી છેઃ—
" દયાવંત વિક્રમરાજન જતિસતીના જાણિ ધર્મ.
કરું રાઈ શત વરિષ ઈગ્યાર, ભગતિ પ્રમાણિ આયુ અપાર."
૩૧-ખ-ઘ—'ઢાલા' ને બદલે 'ખોલ'. આ પછી 'ગ' માં
નીચેની કડી છેઃ—
" સાત પાખૂણા પંનર વાસ, એકએકપેં ઉંચા આવાસ.
બાપરછાપર તિ અતિઘણુ, ચોખંડી ચોરઉ પર ત્રણ.
હિંદોલાખાટ નિ પાલખી, તાંહાં સુંદર સોહિ શશીમુખી.
પુરૂપરતન પરણાસૂં પ્રીત; નગરમાંહિ ...

સાચા મંત્ર તણઉ ઉપદેશ, પરકાયિ રાય કરઇ પ્રવેશ:
લઘુલાઘવી વિદ્યા જાણ, કહઇ નરપતિ સોય નૃપ સુજાણ. ૪૩
શુદ્ધ વંશ ધરમી પરમાર, ગાંધ્રવસેન તણઉ કુંઆર;
દીનદયાલ પ્રજાઆધાર, દાનેશ્વરી સવિ હૂઈ સણગાર. ૪૪

## રાગ કેદારુ

દાતા દિસિ અતિ ઘણા અનિ વ્યાપિ રંગ અપાર.
શ્રીમંત સકલ અતિ ઘણા નિતિ પાલિ વિહિવાર. ૪૫

---

જવ રહિ કુસુમનિ જાત, સેજિસેજિ તેહનિ વાત.
ધવલ પટોલા તિહાં ઢાલંત, નિશદિવા માણિક પ્રજલંત.
સભા પંડિતધર્મઠામ, નિત શ્રીવંત ઊચરિ રામ.
મુખતાં ગોવિંદ ઊચરિ, દિહેણા પાતિગ પરહરિ.
વલી દિવ્ય વસ્ત્ર પિહિરંત, ચાલંતાં ચરણિ ચાંપંત.
હેમવાન બીડાં કરિ ધરિ, બહુ બીડાં કરિ મુખ ભરિ.
શતપત ઝાલ ઝબૂકિ કાન, એક કુસુમ સુનાનિ વાન.
દેવકલા વાણી બોલંત, વ્યાકરણી અતિ વિસ્તારંત.
પાહાનિ રાતી અલતારંગ, પાઈ નેઉર ચાલિ સુચંગ.
વીંટ નિ વીંછીઆ સોહંત, કંકણચૂડી કર ઝલકંત.
ચંદન, કસ્તૂરી, કપૂર, કેસરતણાં અગરનાં પૂર.
સોમકમલ સૌરભ અતિ કરિ, એકએક પૂઠિ પરવરિ.
જિમ સસીઅર તારાપૂર વિસિ, તવ રાજા રાણીપૂર વસિ.
જે જોઈ તેહનિ નહિ મણા, પુહુતિ પુણ્ય કરિ અતિ ઘણાં.
પંચવર્ણ ચૂડિ ચમકંત, શિરિ વેણી લાંબી ઢળકંત.
ગર્ભ વિના વરિષ માંહિ સોલ નિત રાજાસૂં માંહિ રોલ."

૪૩—ગ-'મંત્ર'ને બદલે 'પુણ્ય.'

૪૪—ઘ-ઉત્તરાર્ધ: "રાજા પ્રજા તણો આધાર:
કવિ નરપતિ તે તિહિ વિચાર."

અતિ એહ નગર વિખાણતાં કયમ લિહિ પાર ?
કવિ નરપત ઇમ ઊચરિ કયમ લહીઈ પાર ? ૪૬
દાતા દેધર અતિ ઘણા એ, રામ અનઇ ગોવિંદ.
ગણપતિ ગણધર અતિ ઘણા એ, માહાવ નઇ મુકુંદ. ૪૭
ભીમા, ભામા અતિ ઘણા એ, ગોઈ નઇ ગણપાલ.
મહધયા માંડણ અતિ ઘણા એ, કાહાના નઇ કુરપાલ. ૪૮
નારદ નરપતિ અતિ ઘણા એ, શ્રીદત્ત નઇ શ્રીપાલ.
ગંગા ચંગા અતિ ઘણા એ, જગસી નઇ જગપાલ. ૪૯
નાગસીહ નામઇ ઘણા એ, નરસંઘ નઇ નિરપાલ.
હંસરાજ હરિપતિ ઘણા, હીરા નઇ હરિપાલ. ૫૦
*ધીરા વીરા અતિ ઘણા એ, ધાંગા નિ ધનપાલ.
બાલા માલા અતિ ઘણા એ, હીરા નિ હરપાલ. ૫૧
ઓજા તાદા અતિ ઘણા એ, નરસિંહ નિ નરપાલ.
ચાંપા નાપા અતિ ઘણા એ, સેહસા નિ સુરપાલ. ૫૨
લક્ષ્મીધર તાં નામઇ ઘણા એ, નિ ન આવિ પાર.
હિમકર દિનકર અતિ ઘણા એ, બિહૂ તેય અપાર. ૫૩
તિહાં બ્રાહ્મણ દિસિ અતિ ઘણા એ, પ્રથિવીધર કુંટા.
પીતાંબર નામઇ ઘણા એ, જાની નિ વલી ઊકા. ૫૪

---

૪૬—ગ-આ પછી: ગાથા
"અવગુણ હોઈ દો લખ, દલ ખંચ પણ આલોપ; (?)
હોસીઅ કોય કોટિ નર, ન હોઅંત વિક્રમાદિત્ય." (?)

૪૮—ઘ-ઉ-તરાર્ધ-"ભોજા, નાદા, અતિ ઘણા એ, કાના કૂંઅરપાલ."

૪૯—ઘ-કડીનાં ચરણો ઉલટાંસૂલટાં છે. ઉત્તરાર્ધનું બીજું ચરણ:
"ગોરીઆ ગોપાલ."

૫૦—ઘ-આ કડી નથી.

*૫૧—ઘ-આ કડીથી આધારભૂત 'ક' પ્રત તૂટક છે તેથી 'ઘ' માંથી કડી ૫૧ થી ૫૮ સુધી લેવામાં આવી છે.

દેવ ત્રિવેદી અતિ ઘણા એ, પાવગ નિ નહિ પાર.
હિમકર દિનકર અતિ ઘણા એ, સહિદેવ અપાર. ૫૫
વ્યાસ આચારિજ અતિ ઘણા એ, જોશી જગન્નાથ.
હરિ હરિદત્ત અતિ ઘણા એ, નરહરિ હરનાથ. ૫૬
સકલ શિરોમણિ અતિ ઘણા એ પુરુષોત્તમ કિ વાત?
ઝલકંબ (?) તિહાં અતિ ઘણા એ, પ્રતાકર વાદીત. ૫૭
નેતા નારદ અતિ ઘણા એ, પંડયા અખ્યારુ માન.
દવે પંચોલી અતિ ઘણા એ, જાકારા જાજાણ. ૫૮

ચઉપઇ

વસંત રત અતિ સોહામણી, રાજા વિક્રમ રમિવા ભણી.
વાડીવન મુહૂરીઆ સહકાર, રાજામનિ ઊલટ અપાર. ૫૯
ઘણું સેન ગુંજારવ કરિ, રાજા નગર માંહિ પરવરિ.
અતિ તોરણ ગૂડી ઝલકંત, અનેક નારી ગોખ જોયંત. ૬૦
કેવી નીહાલિઈ મંદિરિ ચઢિ દસ દિશિ ધાઈ નારી ઘણી.
રૂપવંતી આવી અતિ ઘણી વિક્રમસેનની જોવા ભણી. ૬૧

---

*૫૮—આ કડી પછી 'ખ' ને 'ઘ' પ્રતમાં "વીરરસ વિક્રમ તણું પંચદંડ પરમાણ," એ તથા તે પછીની કડી "સોલમ-" આપેલી છે તે અહી ફેરી લીધી નથી. જુઓ ૫ મી કડીની ચરણટીપ્પણી પૃષ્ઠ ૨.

*૫૯—ખ-ઘ-૫૯ થી ૬૯ કડીઓ 'ગ' ને 'ઘ' પ્રતમાંની છે; 'ક' 'ખ' ત્રૂટક હોવાથી. ૬૦-ઘ-પાઠાન્તર:
"હાથી નિ ઘોડાપાખરિ રાઉત સવિ સજાઈ કરિ.
મિલાં સેનનિ નેજાં ફરહરઈ, નગરમાહિ રાજા સંચરઈ."
અતિ મનોહર તોરણ રચા, ગૂડી ઊંડિ, કલસ બહુ રચા.
નારી રૂપ રંભા અતિ ભલી, વિવિધ શૃંગાર કામિ આકુલી."

૬૧—ઘ-૬૦ તથા ૬૧ મી કડીઓનાં ચરણ ઉલટાંસૂલટાં છે તેમ જૂદા જૂદા પાઠાંતરો છે:—
"એક નારી ગોખ જોઅંતી, કિં નિહાલિ કિં મંદિરિ ચડંતી.
દહ દિશિ ધાઈ નારી ઘણી, વિક્રમસેનનિ જોવા ભણી."

મણિમાણિક્યમોતિપરવરાં, સોહિ મુગટિ રાજા શિર ધરા;
સુરતેજ જિમ દીપંત જોતાં મુનિવર મોહંત. ૬૨
આગલ સૂંઢાલા સાંકલંત, પાછલ પાખરીઆ સોહંત.
પંચશબ્દ વાદિત્ર વાજંત, શિર છત્રચમર ઢલકંત. ૬૩
રાજા ચુહૂ દિશિ વાલી દષ્ટ ઇમ જોઈ કો પડીઅ કષ્ટ.
સ્થાનકસ્થાનક હિંડતું જાય, કનક મેઘ થઈ વરસિ રાય. ૬૪
નરનારી સવિ જોવા મલૂં, જિમ માખીનિ મધ લાગૂં ગલૂં.
એક આસન છાંડીનિ જાઇ, રાજા દીઠિ જાઈ પાપ. ૬૫
વાડી વન સરિવર ઝીલંત, નર અવસર લહી બોલંત.
વચન સહિત રાજા હરખંત તેહ તણાં દારિદ્ર ભાજંત. ૬૬
રમત કરિ રાજા પાછૂં વલૂં, પુનરવિ લોક સવિ જોવા મલૂં.
બિરુદ બોલતા આવઇ ભાટ, ગાંછીના ઘિરિ આગલ વાટ. ૬૭
ગાંછણ વદહઃ "દાસી! રમતિ નિવાર, વેગિ જાઇનિ ગોખ ઉઘાર."
દાસી વદહઃ"ઇણિ વાટિ આવિ છિ રાય, વિક્રમસેન છારિ છંટાય?" ૬૮
દમની કિહિઃ "વચન માહારુ, રે દાસી! તિ કીધ પહરુ."
તવ તિ દાસી બોલિ અસૂઃ "નીચ ભણી સવિ કરસઈ હસૂ". ૬૯
રાજા કિહીઈ બાપ નઇ માય, રાજા દીઠઈ દુક્રિત જાઈ."
તવ તિ દાસી બોલઈ ઇમઃ "તે આવતઇ બાહારીજઈ કિમ? ૭૦
છત્રછાંય રહીઈ જેહ તણી, આજ્ઞા પાલીજઈ તેહ તણી.
લજ્જા લોપી કીજઈ કર્મ તે નિસ્ચઈ કહીઈ અધર્મ." ૭૧

---

૬૨—ઘ-આ કડી નથી.
૬૩—ઘ-પાઠાંતરઃ "આગલિ સૂંઢાલા સોહંતિ, પાખતિ પાખરીઆ ધાવંતિ,
પંચસબદ વાજા વાજંતિ, મસ્તક મેઘાડંબર છત્ર ધરંતિ."
૬૪—ઘ-'થઈ' ને બદલે 'ઘિરિ.'
૬૬—ઘ-"વનવાડી સરવર સોહંત, ડાહા નર અવસર બોલંત."
૭૧—ગ-'લજ્જા' ને બદલે 'આજ્ઞા.'

શ્લોક

यस्मिन्नृष्टे भयं नास्ति, तुष्टे नैव धनागमः ।
विग्रहो निग्रहो नास्ति, स रुष्टः किं करिष्यति ? ७२

ચઉપઈ

"તૂં ડાહી અમ્હ કરઈ અજાણ, તૂઝનઈ છઈ કહઈ તણૂં પરાણ;
સૂં હવૂં જઉ આવઈ રાય, પંચદંડ નવિ છત્ર ધરાઈ?" ૭૩
તવ ચાલી દાસી બુહારિવા, લાગી છાહર ઉડાડવા.
વેગઇ દાસી ઝૂંટે ધરી, ગુડદા ભારિ અધમૂઈ કરી. ૭૪
એક ડાહે કહઈ: "રે પાપિણી! એ વિક્રમ અવયંતીધણી.
તઇ જાણિઉં એ બીજઉ કોઈ, ઝાઝી રજ ઉડાડી તોઇ." ૭૫
દાસીઇ દક્ષણા લાધી ભલી; "હૂં બાઈ મારેવા મોકલી."
હાથિ વછૂટી નાઠી જાઈ, જઈ લાગી દમનીનિ પાય. ૭૬
"કહૂં વાત હઇડિઇ ધરઉ, કાંઇએક માહારૂં ઉપર કરૂ."
"દંડ પ્રવેશી લાગઈ કર્ણિ, આણ દેજે જઈ મારગ ત્રણિ." ૭૭
દંડ તણી તિહાં લાગી આણ, તવ નારી દેખાડઈ પ્રાણ.
હૂઈ ભીંતિ રૂંધાણઉં માગ, આગલિ જાવાનઉ નહિ લાગ. ૭૮
ત્રણિ ભીંતિ હૂઈ વજ્રમઇ, પાડી પડઈ, ન નમાડી નમઈ.
મુહૂવડિના પાછા આવંતિ, હડબડ સુણી રાય પૂછંતિ. ૭૯
રાજવર્ગ સવિ કરઈ વીનતી, કીહિ ડાકિણિ કઇ સાચી સતી?
દેવગતિ સવિ દિસઇ ઘાટ, તેણીં રાંડઇ રૂંધી વાટ. ૮૦
તેણી રાંડઇ કીધી જિત, વજ્ર તણી નીપાઈ ભીંતિ.
જઉ રાખસ બલ પોસઈ રાગ, માણસ કેરૂં નથી તિહાં લાગ. ૮૧

---

૭૬—ઘ-'દમનીને' બદલે 'બાઇને.'
૭૭—ઘ-'વાટિ કાહાડી રેખા ત્રણ.'
૭૮—ઘ-'લલા' ને બદલે, 'તતા.'
૭૯—ઘ-'સુણી' ને બદલે 'કિસિ.'

વલતુ રાજા પૂછઈ વાત: "કઇ ઉત્તમ, કઇ મધ્યમ જાત ?"
જાતિ ગાંઠી રાજા ! સુણઉ, પુરુષારથ દિસઈ અતિ ઘણઉ. ૮૨
મત્તા મઇગલ સુહૂઅડિ અડા, દંતૂસલ હસ્તીના પડા.
ચતુરંગ સેન સહઇત તે રાય, તલની માટી ઊપરિ થાઈ. ૮૩
ભૂલ મયાલાનૂં નહિ પાર, ભીંત્ય તણૂં તિહાં તેજ અપાર.
આડઉ આવિઉં પરવત મેર, જાણિઉં સ્વર્ગ તણઉ એ સેર." ૮૪
એક કિહીઈ, "અલ કેરૂ કામ," એક કહઈ, "કલનૂં એ ઠામ."
"બલઇકલઇ નવિ પાડી જાઇ:" ઇમ બોલઈ દમનીની માઈ. ૮૫
"પંચદંડ ધરાવઈ છત્ર, તે કહીઈ સાચઉ સુરખેત્ર.
તુ તૂં રાજા સાચઉ સહી:" એહવૂં દમની બોલઈ રહી. ૮૬
"પંચદંડ ધરાવી આવિ, એહ ભીંતિ પરિહી કરાવિ."
છત્ર દંડિ તે એકઇ રાય, તેણઇ રાજા મનિ વિસમઈ થાઈ. ૮૭
રાજા બીજી વાટઇ જાઈ, હૈયામાંહિ નવિ રોપ સમાઈ.
મંદિરિ જઈ બોલાવઈ લોઇ; કુતગીઉં આલસૂ નવિ હોઈ. ૮૮
રાઉ તણા જણ પુહૂતા બારિ, અધિકી ઊભ કહિ તે નારી.
"અણવિચારી સુહિ જે લવઈ, રાયનઇ ઊત્તર આપઉ હવઇ." ૮૯
"જેહનઇ હૂસઈ ઊત્તરની આય, તેહ બોલસઈ સભામાંહ.
જે બોલિઉં તે સાચૂં અછઈ, તમ્હ રાય વિચારૂ પછઇ." ૯૦
"તઇ બોલિઉં કિ બીજી કોઇ, તિ નારી અમ્હ દષ્ટઇ હોઈ.
અવર નહિ અનેરી કોઈ, સોઇ અમ્હારી બેટી હોઈ. ૯૧

---

૮૨—ઘ-'પૂછઈ' ને બદલે 'બોલઈ.'
૮૩—ઘ-'મત્તા' ને બદલે 'માતા.' 'હસ્તીના' ને બદલે 'મયગલના.'
૮૬—ઘ-પૂર્વાર્ધનું બીજું ચરણ: "તે કહીઈ સુરમાનવક્ષેત્ર."
૮૭—ઘ-'તેણઇ' ને બદલે 'તવ.'
૮૮—ઘ-'ઉત્તરાર્ધનું બીજું ચરણ: "મૂકિ દૂત પહુરાયત સોઈ."
૮૯—ઘ-ઉત્તરાર્ધનું પહેલું ચરણ. "વયણ વિચારી મૂંહ મેલવઈ."
૯૦—ઘ-'સભામાંહ' ને બદલે 'ડાહામાંહ.'
૯૧—ઘ માં આ કડી નથી.

શ્લોક

**यस्मिन्नृष्टे भयं नास्ति, तुष्टे नैव धनागमः ।**
**विग्रहो निग्रहो नास्ति, स रुष्टः किं करिष्यति ? ७२**

ચઉપઈ

"તૂં ડાહી અમ્હ કરઈ અજાણ, તૂઝનઈ છઈ કહઈ તણૂં પરાણ;
સૂં હવૂં જઉ આવઈ રાય, પંચદંડ નવિ છત્ર ધરાઈ?" ૭૩
તવ ચાલી દાસી બુહારિવા, લાગી છાહર ઊડાડવા.
વેગઇ દાસી ઝૂંટે ધરી, ગુડદા ભારિ અધમૂઈ કરી. ૭૪
એક ડાહો કહઈ: "રે પાપિણી! એ વિક્રમ અવયંતીધણી.
તઇ જાણિઉં એ બીજઉ કોઈ, ઝાઝી રજ ઊડાડી તોઇ." ૭૫
દાસીઇ દક્ષણા લાધી ભલી; "હૂં બાઈ મારેવા મોકલી."
હાથિ વછૂટી નાઠી જાઈ, જઈ લાગી દમનીનિ પાય. ૭૬
"કહૂં વાત હઇડઇ ધરઉ, કાંઇએક માહારૂં ઊપર કરૂ."
"દંડ પ્રવેશી લાગઈ કર્ણિ, આણ્ણ દેજે જઈ મારગ ત્રણિ." ૭૭
દંડ તણી તિહાં લાગી આણ, તવ નારી દેખાડઈ પ્રાણ.
હૂઈ ભીંતિ રૂંધાણઉં માગ, આગલિ જાવાનઉ નહિ લાગ. ૭૮
ત્રણિ ભીંતિ હૂઈ વજ્રમઇ, પાડી પડઈ, ન નમાડી નમઈ.
મુહૂવડિના પાછા આવંતિ, હડબડ સુણી રાય પૂછંતિ. ૭૯
રાજવર્ગ સવિ કરઈ વીનતી, કીહિ ડાકિણિ કઇ સાચી સતી ?
દેવગતિ સવિ દિસઇ ઘાટ, તેણી રાંડઇ રૂંધી વાટ. ૮૦
તેણી રાંડઇ કીધી જિત, વજ્ર તણી નીપાઈ ભીંતિ.
જઉ રાખસ બલ પોસઈ રાગ, માણસ કેરૂં નથી તિહાં લાગ. ૮૧

---

૭૬—ધ-' દમનીને' બદલે' બાઇને.'
૭૭—ધ-' વાટિ કાહાડી રેખા ત્રણ.'
૭૮—ધ-'લક્ષા' ને બદલે 'તતા.'
૭૯—ધ-'સુણી' ને બદલે 'કિસિ.'

વલતુ રાજા પૂછઈ વાતઃ "કઇ ઉત્તમ, કઇ મધ્યમ જાત ?"
જાતિ ગાંછી રાજા ! સુણઉ, પુરુષારથ દિસઈ અતિ ઘણઉ. ૮૨
મત્તા મઇગલ સુહૂઆડિ અડા, દંતોસલ હસ્તીના પડા.
ચતુરંગ સેન સહઇત તે રાય, તસની માટી ઊપરિ થાઈ. ૮૩
ભૂલ મથાલાનૂં નહિ પાર, ભીંત્ય તણું તિહાં તેજ અપાર.
આડઉ આવિઉં પરવત મેર, જાણિઉં સ્વર્ગ તણઉ એ સેર." ૮૪
એક કિહીઈ, "બલ કેરૂં કામ," એક કહઈ, "કલનૂં એ ઠામ."
"બલઇકલઇ નવિ પાઠી જાઇ:" ઇમિ બોલઈ દમનીની માઈ. ૮૫
"પંચદંડ ધરાવઈ છત્ર, તે કહીઈ સાચઉ સુરખેત્ર.
તુ તૂં રાજા સાચઉ સહી:" એહવૂં દમની બોલઈ રહી. ૮૬
"પંચદંડ ધરાવી આવિ, એહ ભીંતિ પરિહી કરાવિ."
છત્ર દંડિ તે એકઇ રાય, તેણઇ રાજા મનિ વિસમઈ થાઈ. ૮૭
રાજા બીજી વાટઇ જાઈ, હૈયામાંહિ નવિ રોષ સમાઈ.
મંદિરિ જઈ બોલાવઈ લોઇ; કુતગીઉં આલસૂ નવિ હોઈ. ૮૮
રાઉ તણા જણ પુહૂતા બારિ, અધિકી જીસ કહિ તે નારી.
"અણવિચારી સુહિ જે લવઈ, રાયનઇ ઊત્તર આપઉ હવઇ." ૮૯
"જેહનઇ હૂસઈ ઊત્તરની આય, તેહ બોલસઈ સભામાંહ.
જે બોલિઉં તે સાચું અછઈ, તમ્હ રાય વિચારૂ પછઇ." ૯૦
"તઇ બોલિઉં કિ બીજી કોઇ, તિ નારી અમ્હ દષ્ટઇ હોઈ.
અવર નહિ અનેરી કોઈ, સોઇ અમ્હારી બેટી હોઈ. ૯૧

---

૮૨—ઘ-'પૂછઈ' ને બદલે 'બોલઈ.'
૮૩—ઘ-'મત્તા' ને બદલે 'માતા.' 'હસ્તીના' ને બદલે 'મયગલના.'
૮૬—ઘ-પૂર્વાર્ધનું બીજું ચરણઃ "તે કહીઈ સુરમાનવક્ષેત્ર"
૮૭—ઘ-'તેણઇ' ને બદલે 'તવ.'
૮૮—ઘ-'ઉત્તરાર્ધનું બીજું ચરણઃ "મૂકિ દૂત પહરાયત સોઈ."
૮૯—ઘ-ઉત્તરાર્ધનું પહેલું ચરણ. "વયણ વિચારી મૂંઢ મેલવઈ."
૯૦—ઘ-'સભામાંહ' ને બદલે 'ડાહામાંહ,'
૯૧—ઘ'માં આ કડી નથી.

વેગઇ લાવી અમ્હ ધરિ સૂંપિ, રાજા વિક્રમિ ચડીઉં કોપિ.
નિદ્રાવસિ ન જાગવી જાઈ, જઉ આવઈ ઈંદ્રાદિક રાય." ૯૨
"મુખિ વિમાસી બોલઉ તુમ્હે, એહનઉ ઉત્તર દેસૂં અમ્હે."
તવ ચલી દમનીની માઈ, રાજા આગલિ પુહૂતી જાઈ. ૯૩
વિક્રમરાઇ પૂછિઃ "નારી! તિ અમ્હસૂં સમવડિ કરી અપાર."
તવ તિહાં રાજા બોલઈ હસિઉં, "પંચદંડનૂં મહઇણું કિસૂં?" ૯૪
"મહઇણું બોલિઉં તુહ્મ તણી ધેય પરણી કઇ કૂંઆરી તેહ?
પુત્રરત્ન કૂંઆરી હેવ, તેણિ બેટીઇ દમીઆ દેવ." ૯૫
"પંચદંડનઉ કહઈ મૂઝ ભેદ, નહિ તુ તાહારૂં આાવશેં છેદ.
સ્વર્ગિ મૃત્યુ નીપજઈ પઇઆલિ, કઇ સાચૂં કઇ બોલિઉં આલ?"૯૬
"એહ વાતનૂં કારણ ઘણું," સુણિ રાજા! હૂં નિસ્ચઇ ભણૂં.
"કહિયા તણઉ તૂં કરિ વિસ્વાસ, વચન એક હૂં કરૂં પ્રકાશ." ૯૭
દેવદમની તિહાં ઇમ કહંતિઃ "અવગણ કાંઇ નવિ લાભંતિ.
વિનઇ કરી જઉ પૂછિસિ રાય, તુ હૂં કહેસ સઘલઉ ઉપાય."૯૮
રાજા ઊઠી કરઈ જુહાર, નારીનઇ મનિ હરિષ અપાર.
"એહ વાત માહારઈ મનિ દહઈ, એકમની થઈ મૂઝનઇ કહઈ."૯૯
"એકઇ ચિત્તિ સાંભલિ વિક્રમ! તાહારી મૂરિતિ અછઈ સુધર્મ.
તૂઝનઇ મર્મ તણી નહિ મણા, વચન પાલિ પંચઇ અમ્હ તણા."૧૦૦
સત્ય વચન તવ દીધૂં રાય, "પંચ વચન હૂં પાલિસિ માય!"
તવ નારિ તિહાં બોલઈ મામ, "કુલજિગ માંહઈ તાહારૂં નામ. ૧૦૧
"પહઇલૂં વચન રાય! તુ એહ, મૂઝ બેટીસૂં માંડિસ નેહ.
ત્રણિ દાન હરાવઈ જેહ, મૂઝ બેટીનઇ પરણઈ તેહ. ૧૦૨

૯૨—ઘ-'ધરિ' ને બદલે 'કરિ.'
૯૫—ઘ-'ધેય' ને બદલે 'જેહ.'
૯૬—ઘ-પૂર્વાર્ધનું બીજું ચરણઃ "કિ તાહારા કુલનૂં આવો છેદ?"
૯૮—ઘ-કેટલીક પ્રતોમાં 'દૈત્યદમની' પાઠ છે. 'વિનઇ' ને બદલે 'ગુણિ.'

પાસા સોલહી નઇ સોગઠાં, સેત્રંજ સાર રમુ એકઠાં.
ચાલા ગુબચી નઇ ચીતલી, રમતિ અવર અનેરી ઘણી." ૧૦૩
"તૂઝ બેટીની આરતિ ઘણીઃ" ઇમ બોલઇ અવયંતીધણી.
"તુ હૂં મનસૂં માનૂં સાચ, ઇહાં મોકલવાની દીઈ મૂઝ વાચ."૧૦૪
વાચા દેઇ નઇ મંદિરિ ગઈ, બેટીસું મ સૂરતિ કહીઃ
"વચન અમ્હારૂં હઇડઇ ધરઉ, જઇ રાજાસૂં રમતિ કરૂ. ૧૦૫
માન દેઇ રાજા પૂછીઉં, મૂઝ હઇઅડૂં રલીઆઇતિ થયૂં.
રાજા હઈડઈ અતિ ગહઇગહિઉં, પંચ વચનની વાચાઇ રહીઉં."૧૦૬
માઇ તણઇ મનિ હરિષ અપાર, "વેગઇ બેટી! કરુ સણગાર.
તૂઝ દીઠઇ ઉપજસઇ સુખ, રાજા કેરૂં જાસઈ દુઃખ." ૧૦૭
શિરિ સારિઆ સોલઇ સણગાર, ચંચલ ચતુર તણી નહિ પાર.
કામ તણી ક્રીહિઇઈ લતા, સ્વર્ગ તણા મોહા દેવતા. ૧૦૮
એહ સમવડિ કોઈ નારી નથી, દિસંતી જાણે ભારતી!
રાજવાહનિ બઇસી સંચરી, દાસી પાંચસાત પરિવરી. ૧૦૯
દમની આવી ઊભી ચઉકિ, એક ભણઈઃ એ આવી સૂકિ.
એક ભણઈઃ રાજા રાખસઈ, એહવી રુઅડી કિમ મૂકસઈ? ૧૧૦
રાજા મનસૂં ચિંતઈ ઇમ, વિધાત્રાઇ નીપાઈ કિમ?
નારી રૂપ તણઉ નહિ પાર, વ્યામોહીઉં રાઇ જોઈ અપાર. ૧૧૧

## પૂર્વછાયુ

"કઇ કન્યા દેવહ તણી? કઇ ગાંધ્રવી હોઅંતિ?
કઇ કોઈ વદ્યાધર તણી?" રાજા ઇમ કહંતિ. ૧૧૨

---

૧૦૩—ઘ-'ચાલા ગુબચી' ને બદલે 'ચાંગ વજાં'
૧૦૫—ઘ-'ગઈ' ને બદલે 'પરવરી.'
૧૦૬—ઘ-પૂર્વાર્ધ: બીજું ચરણ: "બેટી સ્યામ મૂરતિ કરી."
૧૦૮—ઘ-"કામકુંદલા જસી નિરખતાં."
૧૧૧—ઘ-'મનસૂં ચિંતઈ' ને બદલે 'હઈઈ વિમાસિ.' ઉત્તરાર્ધનું બીજું ચરણઃ "મોહો રાજા રૂપ અપાર."

"કઇ કન્યા નાગહ તણી, સઇ તેહ સુહાઈ?
કઇ રંભા? કઇ પદ્મિની?" જંપઈ માલવરાય. ૧૧૩

કઇ જાચી એ દેવતા? કઇ હસ્તિણી હોઅંતિ?
કઇ ચંચલ એ ચિત્રણી? કઇ ઉરવસી લહંતિ? ૧૧૪

ચઉપઈ

અષ્ટ ભોગ નઇ પંચઇ બાણુ, સાચઉ વિક્રમસેન સુજાણુ.
સવિ કાજિ રાજા સમરથ, મૂરતિવંતૂં છઈ મનમથ. ૧૧૫

શ્લોક

सुगंधं वनितावस्त्रं, गीतं तांबुलभोजनं ।
सुखशय्यामलं स्नानं, अष्टौ भोगाः प्रकीर्तिताः ॥ ૧૧૬

ચઉપઈ

તવ તિહાં રાજા બોલઈ ઇમઃ કેહી રમતિનું જાણઉ મર્મ ?
"જિ રાજા! તૂં રમતિ રમઈ, તે સઘલી માહારઈ મનિ ગમઈ."૧૧૭

તિથિ ચઉથિ નઇ આદિત્યવાર, રમતિ કેરઉ કરઈ વિચાર.
આવ્યૂં વેગિ નિવરી વાટ, તિમે કોઠે માંડો પાટ. ૧૧૮

એકઉ પાસો દાય ચાલીઊં, અધિક દાય રાય ટાલીઊં.
નરનારી બિ દૂષ વાહવિ, ચતુરપણિ ચાલિ સોગઠી. ૧૧૯

ઇણિ પિરિ બિહુ રમતિ હોઈ, નવિ હારિ નવિ જીપઈ કોઈ.
મધ્યાન્હિ રમતિ ઊસરઈ, નિત્યકર્મ પ્રભાતિ કરિ. ૧૨૦

---

૧૧૨—ઘ-'વિદ્યાધર તણી' ને બદલે 'એ કિન્નરી.'
૧૧૬—ઘ—આ પછી નીચેની કડી છેઃ

"રાજા રમતિ માંડી ભલી, બેઉ જણ રમઈ રંગસૂં મિલી.
બેઉ જણ હૂઉં હરખ અપાર, બેઉનિ વલા જયજયકાર."

૧૧૮—ઘ-કડી ૧૧૮ થી ૧૩૬ માત્ર 'ઘ' પ્રતમાંજ છે તે લીધી છે. 'ક' 'ખ' કે 'ગ' માં આ કડીઓ તેતે પ્રતો ત્રૂટિત હોવાથી નથી.

તિથિ પંચમિ નઇ સોમવાર, રંગિ રમતિ ચાલિ અપાર.
મધ્યાન્હિ રમતિ ઊસરઇ, નિત્યકર્મ તિ રાજા કરિ. ૧૨૧
તિથિ પષ્ઠી નઇ મંગલવાર, તિણિ દિન રમતિ કીધ અપાર.
મધ્યાન્હિ રમતિ ઊસરઇ, નિત્યકર્મ તિ રાજા કરિ. ૧૨૨
રમતિ નવિ જીપિ રાય, રાજાનિ મન વિસ્મય થાયઃ
"નીચ નારી મૂઝનિ જીપસિ, અપકીરતિ માહારી જગિ થસિ." ૧૨૩
ચિત્ત વિમાસિ રાજા ઇસૂઃ "એહ વાતનૂં અચિરજ કિસૂં?"
ઇષ્ટદેવની પૂજા કરઇ, પવનવેગિ પાલી કરિ ધરઇ. ૧૨૪
પ્રાણઘાત તવ રાજા કરિ, ઇષ્ટદેવતા બાંહિ ધરિઃ
"તાહારિ પુહુતઇ ચિંતા અપાર, અષ્ટવિધિ થાસિ નિસ્તાર. ૧૨૫
તાહારિ આગીળ સારથિ ભલૂં, તિ જીપઇ ત્રિભુવન એકલૂં.
જિહાં ચિંતવસિ તિહાં કરસિ કાજ, તુ તિ પસાઇ ભોગવસિ રાજ." ૧૨૬
રાજા નષ્ટચર્યાઇ જોઅંતિ, નગરમાંહિ એહવૂં બોલંતિ.
સાધઇ સારથિ આગીળવીર, જોતાં હિંડે બિન્હે ધીર. ૧૨૭
ઠામિઠામિ એહજ વાત, રાજાવિક્રમ બોલિવાત.
એક તણિ મન ચલિયો રાય, બીજી "કીહિ એ વિક્રમરાય." ૧૨૮
"આગલિ ગાંછની છોકરી, તિણિ રાજાસૂં સમવડિ કરિ.
તિણિ આગલિ નવિ જીપઇ રાયઃ" ઇણિ પિરિ સહૂ વાત કરાય. ૧૨૯
"દમની હારી તુ સૂં થાઇ? રાજા હારઇ તુ હાંસિ થાય.
એ સરીખી મિલી સમ જોડી, રાજાનિ બિહૂ પિરિ ખોડિ. ૧૩૦
ઘાંછણ, મોચણ, સૂઅણ, સૂત્રાર, ગોલી, કંદોઇણ નિ લુહાર,
ભવવાસણી, વંઇદણ, કુંભાર, કંસારી નિ કનુઆર; ૧૩૧
માલણ, ગાંછણ નિ ચમાર, ચંડી, જોગિણી નિ નાઇ સાર,
રંગારી નઇ સૂઅણી, મવાર, બંધારી નઇ પટલી નાર; ૧૩૨
કાછણ, ચારણ, ચેડી મિલી, કોલણ, કલબી, ભાટણ, તિલી;
અતિઘણી સિદ્ધિમૂરતિ ભણીઃ" કરઇ વાત સહૂ વિક્રમ તણી. ૧૩૩

કોલાહલ અતિઘણું સાંભલો, શબ્દ સૂણી નઇ પાછૂં વલો.
લઘુલાઘવીવેસ પણ કીધિ. આપણી થાપઇ બુધિ. ૧૩૪
એકતણઇ છ બિહની સહી, રાજાવિક્રમ રાખો ગ્રહી.
અધવેસણી તે સહી કીહંતિ, ડોસી તે બેટી થાપંતિ. ૧૩૫
એક કીહિ: રાજા અજાણ, નારીસરસ્યૂં કિસો પ્રાણ?
દમનીનિ ડાહાપણ સાંતલૂં, રાયતણૂં મન તેહસ્યૂં મિલૂં. ૧૩૬
દમની નઇ જઉ જીપઇ રાઈ, ઘણૂં કાજ તુ સિદ્ધઇ થાઇ.
વાત કરંતાં છઇ સોહિલી, દમ!િ જીપતાં છઇ દોહિલી. ૧૩૭
નગરલોક સવિ એહવૂં ભણઇ, ગયઊં રાજા થાનિક આપણઇ.
જાણપણું તુહિ જાણીઇ, કિમ્હઇ બોલ ઉપરિ આણીઇ? ૧૩૮
તિથિ સાતમિ નઇ બુધવાર, અતિ રમતિ હૂઇ અપાર.
મધ્યાનઇ રમતિ ઊસરઇ, નિત્યકર્મ જઇ રાજા કરઇ. ૧૩૯
તિણિ રાતઇ રાજા જાઇ, આગીઊં આગેવાણી થાઇ.
કેહેવી ખેચર ભૂચર વાણી, ગયઊં રાજા ગાંધ્રવીમસાણી. ૧૪૦
ખડગ કો લહૂં આયુધ સાર, વઇરીનૂં તિ કરઇ સંહાર.
એહ વાત સઘલઇ પરિવરી, ચાહંતા નવિ રહઇ વાધરી. ૧૪૧
સિદ્ધિવડિ શિવ તણઉ પ્રાસાદ, તિહાં સુણીઇ પિરિપિરિના નાદ.
વાજઇ ઘૂઘર નઇ તાલિકા, કરિ દીવી નાચઇ બાલિકા. ૧૪૨

દૂહા

"હૂં આવિઊં છઉં તુમ્હ ભણી, માહારી ચિંતા ટાલિ.
પાર્વતીપતિ! વીનવું, સેવકનૂં દુઃખ ટાલિ." ૧૪૩

---

૧૩૭—ઘ-' જીપઇ ' ને બદલે ' જીતઇ '
૧૩૮—ઘ-' તુહિ 'ને બદલે ' અમ્હનિ. '
૧૪૧—ઘ-'સાર' ને બદલે 'સાથિ' 'સંહાર' ને બદલે 'નિઘાતિ.'
૧૪૨—ઘ-'તાલિકા' ને બદલે ' તાલ કંસાલ '. ઉત્તરાર્ધનું બીજું ચરણ:
" કરિ નાદ નાચિ તિહાં બાલ. "
૧૪૩—ઘ-' દુઃખ ટાલિ ' ને બદલે 'પ્રતિપાલ.'

કરી વીનતી અહિનિશિ રાય, ચિંતાઇ નિદ્રાવસિ થાઇ. :
એક ઘડી નિદ્રાવસિ ધીર, ગયણમારગિ પુહુતૂં વીર. ૧૪૪
રગત લોચન, હાથિ કાતી, ઘૂઘરીઘમકાર,
દંડ ખપ્પર કરઇ ડંબર, હૂઇ હણહણકાર. ૧૪૫

રૂંડમાલા કંઠિ સોહઇ, અતિ હઇ દીર્ઘ દંત.
કાલાજ સુણહા દોરીઆ (?) કિલકિલાટ કરંત. ૧૪૬
કડકડી દંત, હસંત અતિ ઘણા, મેહલઇ મુખ હોકાર.
આબરી કેસ, વિકરાલ રૂપઇ, વદન અતિવિસ્તાર. ૧૪૭

પાનફૂલ સુગંધચંદન, અંગ લેપન કીધ.
ભૂતપ્રેતપિશાચ પૂઠઇ, અતિહિ મદિરા પિદ્ધ. ૧૪૮
પટકુલ સોહઇ પહિરણઇ, કટિમેખલા ખલકંતિ.
માહાલંતિ ખતિપતિ, ભણઇ નરપતિ ખૂંબકાર કરંતિ. ૧૪૯

## ચઉપઈ

દઉલ માંહિ વરતિ રંગ, કનક તણાં પરિ ઝલકઇ અંગિ.
ખેત્રપાલ તવિ બોલઇ ઇસૂં, માહારઇ થાનિક માણસ કિસૂં? ૧૫૦

---

૧૪૪—ધ-'ગયણમારગિ' ને બદલે 'અકસ્માત.'
૧૪૫—ધ-આ કડી ઉલટાસૂલટી ને જૂદી છે:—
"રગત લોચન હાથિ ડંબર, ઘૂઘર ઘમકઇ પાય.
દંડ ખપ્પર કરિ કાતિ, હૂઈ હણહણકાર."
૧૪૬—ધ-'રુંડમાલા' ને બદલે 'નરમુંડમાલા.'
૧૪૭—ધ-પૂર્વાર્ધ: "એક દંડ નઇ દંત હસંતિ, અતિઘણુ મેહલઇ મુખ હોકાર."
૧૪૯—ધ આ કડીના પૂર્વાર્ધ પછી બીજી નીચેની કડી સેળભેળ છે:-
"પાયિ પાઉલ વજાણી ચાખડીઆં પાય ઠવંતિ;
તંબોલ રંગહિ અહિરત્ન નયણરત્ના હુંતિ.
માલ્હંતિ લતિ, ભણઇ નરપતિ બુંબંકાર કરંતિ."
૧૫૦—ધ-'વરતિ' ને બદલે 'અનેકજ.'

ચરણુ દેઇ નઇ ચંપાવીઉં, કવણુ પુરુષ ઇહાં આવીઉં?
મારગિ ચાલી થાકુ થયઉં, દેવલ માંહઇ વાસઉ રહિઉં. ૧૫૧
"સ્વામી! તુમ્હે અછઉ કવણુ? સાથિ સજાઇ રુડી રમણુ."
"જઉ પંથી! તૂં પૂછણહાર, હૂં અવયંતીનૂં રાખણહાર." ૧૫૨
"નયરઉજ્જેણી વિક્રમાદિત્ય એ બિહૂ જણની મૂઝનઇ ચિંતિ."
રાતદિવસ હૂં રક્ષ્યા કરૂં, રાઈ તણાં વચન સવિ હરૂં." ૧૫૩
વલતુ પંથી બોલઇ ઇમ: "ઇમિ મારગિ સુણિઉં તાં ઇમ.
વિક્રમસેન નઇ કષ્ટ અપાર, નવિ કોએ તિ ભંજણહાર." ૧૫૪
વલતુ ખેત્રપાલ ઇમ કહઇ: "રાય તણઇ માન દમની દહઇ;
જાણઇ રાય રખે હારીઇ, મિરીઇ કઇ યોગી થાઈઇ?" ૧૫૫
વલતુ પંથી બોલઇ ઇસૂં: "તુમ્હ આગલિ કષ્ટ હૂઇ કિસૂં?
એ લજ્જા તુમ્હ લાગઇ ઘણી?" ઉચાટિઉં અવયંતીધણી: ૧૫૬
"તેણી દમનીઇ દમીઆ દેવ, સુરનર સહૂ કરાવા સેવ.
તે જીપી નવિ જાઇ કિમ્હઇ, તેહ પ્રતઇ નવિ ચાલઇ અમ્હઇ. ૧૫૭
વિક્રમસેન કહઇ તે હૂંય, તમ્હે હવઇ એ માંડિઉં સૂંય?
તુહ્મથી કાંઇ એક ચાલઇ જસૂં, મૂઝ આગલિ કહુ નઇ તિસૂં." ૧૫૮
"સુણિ વિક્રમ! તૂઝ હૂસઇ જીપ, હૂં હૂતૂં માહાવદદ્દીપિ;
ચઉસઠિ ઇંદ્રતણી તિહાં ઘાત, મઇ પૂછી તાહારી વાત." ૧૫૯

---

૧૫૧—ઘ-'વાસઉ રહિઉં' ને બદલે 'મિ વિસામું લીઉ.'

૧૫૨—ક-'રુડી'ને બદલે 'દિસઇ.'

૧૫૩—ગ-'સવિ હરું' ને બદલે 'પરહરુ'. ઘ-'ઉજ્જેણી' ને બદલે 'અવયંતી' 'વિક્રમાદિત્ય' ને બદલે 'વિક્રમભૂપ!' 'મૂઝનઇ ચિંતિ' ને બદલે 'હૂં રાખણરુપ.'

૧૫૯—ગ-'માહાવદદ્દીપિ' ને બદલે' 'મહાવન સમીપ' ઘ—'હૂં કહસ્યું જયુઉ કરસિ દીપ."

## દૂહા

"હૂં માગૂં ભૂખ્યા ભણી, રિષ્ટઉ કરિ મૂઝ રાય!
તાહારી ચિંતા ટાલિવા આપઉ કહૂં ઉપાય. १६०

## ચઉપઈ

લાપસી, ઘૂઘરી, મદિના ઘડા, ખીર, ખાંડ, ઘી, માંડા વડાં;
ખાજાં, લાડૂ, ઘેબર ઘણાં, ખીચડી, તેલ તણી નહિ મણા." १६१
બલિ માની તવ હરખા વીર, હૈડાનૂં પ્રકાસઇ હીર;
પૂછંતાં સવિ ઊહિઆ ઇંદ્ર, ઇંદ્રિભુવનિ તે પુહુતા વૃંદ. १६२
ઇંદ્રાસનિ જઇ બઇઠઉં ઇંદ્ર, આગલિ રહિ કો દેવના વૃંદ.
સઇ જોઅણ સભા વિસ્તરી, ઇંદ્રલોક રહિઉં પરિવરી. १६३
દમની કેરૂં વારઉ જહીઇ, રાજાવિક્રમ આવઇ તહીઇ;
અંગ અલંકાર તણઉ ઉપાય, આગીઆપાહિ લેવરાવઇ રાઈ. १६४
અજવાલી પૂનિમ આવસઇ, દમની કેરૂં વારૂં હૂસઇ;
લીજઇ શરીર તણું અહઇનાણ, દીકઇ દમની હારઇ દાણ. १६५
રાજલોક તિહાં આવીઉં, નવ તે રહિ નગરી માંહિ સોધીઉં;
તાહારી મૂઝ ચિંતા ઊતરી, શરીર માંહિ શાંતિ પરિવરિ. १६६
જાણી મર્મ રાઈ ઘરિ ગયઉં, હૃદયમાંહિ રલિઆઇતિ થયઉં;
અર્દ્ધભાગ ચિંતા ઊતરી, હૃદમાંહિ અતિ નિવૃત્તિ વરી. १६७

---

१६०—ગ-'ટાલિવા' ને બદલે 'ભાંજવા'. ઘ-'રિષ્ટઉ' ને બદલે 'રૂઠો'. 'ટાલિવા' ને બદલે 'તાજિવા'. 'આપઉ' ને બદલે 'આપઉ'.

१६१—ઘ ઉત્તરાર્ધ-"શિર સિંદૂર ચઢાવા ઘણા".

१६३—ઘ-ઉત્તરાર્ધનું બીજું ચરણઃ "ઇંદ્રલોક રહિ ઉપરિ વીર."

१६४—ઘ-" ઉત્તરાર્ધનું પહેલું ચરણઃ "સુઇહાં અંગ અલંકાર તણઉ ઉપાય" 'પાહિ' ને બદલે 'કન્હિ'.

१६५—ઘ- "રાજલોકમાંહિ જાઇ દેવ, નવ તે રહિ નગરીમાંહિ હેવ."

१६७—ગ-'નિવૃત્તિ' ને બદલે 'સાતા.' ઘ-ઉત્તરાર્ધનું બીજું ચરણઃ "શરીરમાંહિ શાંતિ પરવરી."

### ચઉપઈ

સાહસિ રામઇ મારિઉં દૈત્ય, સાહસિ રામઇ વાલી સીત.
સાહસિ સમુદ્રિ કરિઉં બંધાણુ, સાહસિ સરસૂં નહિ પરાણ.૧૬૮

### દૂહા

સાહસિ હોઇ નર દેવતા, સાહસ વિરલુ કોઇ.
જે સાહસ નરિ ખેલસઇ તેહનઇ સર્વ સિદ્ધિ હોઇ. ૧૬૯

### ચઉપઈ

આઠમિ નવમિ દસમિ હરિવાર, બારસિ તેરસિ ચૌદસ સાર;
પૂનિમિ રમતિ સારી કરી, દમની ઇંદ્રિભવનિ સંચરી. ૧૭૦

પૂજાઅરચા દેવહ તણી, વિક્રમરાઈ તાંહાં કીધી ઘણી.
જઇ હરસિદ્ધિ નઇ લાગઉં પાય, ઇંદ્રસભાઇ પુહુતૂ રાય. ૧૭૧

ગુણ ગંધ્રવ નઇ કિન્નર જક્ષિ, નાગલોક વિદ્યાધર રક્ષ;
દેવલોકિ આવિઉં અતિ ભલૂ, દેવસભાઇ ઇંદ્ર સાચલૂં. ૧૭૨

ઇંદ્રસભાઇ આવ્યા બ્રહ્મ, ચિત્રવિચિત્ર નઇ રાજાધર્મ.
દેવલોક માંહિ બિઠા નરેંદ્ર, વિક્રમ જાણઇ બિજૂં ઇંદ્ર! ૧૭૩

---

૧૬૮—ગ-'સમુદ્રિ' ને બદલે 'સાયરિ'. 'પરાણ' ને બદલે 'પ્રમાણ'.

૧૭૦—ગ-'ઇંદ્રભવનિ' ને બદલે 'ઇંદ્રપુરિ'. 'સંચરિ' ને બદલે 'પરવરિ.' ઘ-'હરિવાર' ને બદલે 'એકાદસમી'.

૧૭૨—ઘ-'જક્ષ' ને બદલે 'જખ.' 'રક્ષ' ને બદલે 'રિખ.' ઉત્તરાર્ધનું બીજું ચરણ: "દેવસભામાંહિ અમૃત રેલા" ને બદલે "દેવ સભાઇં ઇંદ્ર સાચલૂં."

૧૭૩—ઘ-'ચિત્રવિચિત્ર' ને બદલે 'ચિંતવઇ ચિત્ર.' 'રાગઅંગ' ને બદલે 'રાગરંગ'

ગીતનૃત્ય, નાચઇ નાટવી, રાગઅંગ જાણઇ આલવી.
ઇમ બોલઇ નરવરનઉ નાથ, નીપાઇ તવ ધોયા હાથ. ૧૭૪
"અરે વીર! તૂં અરહૂ આવિ, મુગટ તણાં કુસુમ લેઇ આવિ."
ભમર તણઇ રૂપઇ તવ પલિઉં, મસ્તક તણાં કુસુમ લેઇ વલિઉં. ૧૭૫
વિક્રમ કહઇ: "આગીઆવઇતાલ! વામ ચરણનૂં નેઉર લાવિ."
પવનરૂપ અદૃષ્ટિ તે ભલઉં, ચરણ તણૂં નેઉર લેઇ વલિઉં. ૧૭૬
સભા સવિ જોઅંતાં રાઈ, દમની બીડૂં દૂઉં પસાય;
લઘુલાઘવીવિદ્યાઇ કરી, વિક્રમસેનઇ લીધૂં હરી. ૧૭૭
ઇંદ્રસભાથી વલીઉં રાય, નિદ્રાવ્યાપિત પુહુઢિઉં રાય;
પુહુઢિયા દિવસઘડી બિ થઇ, દમની રાઈ જગાડિઉં સહી. ૧૭૮

---

**૧૭૪**—ગ-આ પછીની કડીઓ:

"નયનબાણ દમની ચાલંત, ભ્રમર તણા ભાવ ભેલંત.
પામિ રાગ મૂરછાઈ વીર, મોહ્યા સુરપતિ ધૂણિ શિર,
હાસ્યમરમના ભેદ અપાર, લંક તણા ન લાભિ પાર,
દેવનિમિત્ત વિધાતા ઘડી, ઇમ સવિ મન લીધૂં હરી."

ઘ-'રાગ અમી.'

**૧૭૫**—ગ-'કુસુમ' ને બદલે 'ફૂલ'.

**૧૭૬**—ગ-'ભલ્લઉ' ને બદલે 'પલીઉ'.

**૧૭૭**—ગ-પછીની નીચેની કડી છે:—

"ઇંદ્રરાય મન આછઉં પડયૂં બીડૂં નવિ દમનીકર ચડયૂં,
વિદ્યા રૂપ તણૂં અહંકાર અણપુહુતાનૂં કરિ વિચાર."

ઘ-પૂર્વાર્ધનુ પહેલું ચરણ: "સભા વિસરજી ઊઠો રાય".

**૧૭૮**—ગ-'નિદ્રાવ્યાપિત' ને બદલે 'નિદ્રાવશ'. ઘ-ઉત્તરાર્ધ: "ઊગો સૂરજ ઘડી બી થઇ, દમની રાય જગાડો જઈ." આ પછી નીચેની કડી છે:---

દૂહા

"કમ્મીણાં ધન સંપજિ, ધમ્મીણાં પરલોય;
જિહાં સૂતાં રવિ ઊગમઇ, તિહાં નર આપ ન હોઇ."

## ચઉપઈ

"ઊઠિ ઊઠિ અવયંતીઈશ ! બાહારિ ઝાઝઊં ચડીઊં દિસ.
જેહનઇ સૂતાં દિણયર ઊગમઇ, તે નિસ્ચઇ જગિ ભૂલા ભમઇ."૧૭૯
રાજા કીધઊં નિદ્રાભંગ, રંગ માંહિતાં ઊપનઊં ભંગ.
રીસઇ રાઈ રહિઊં પરજલી, પાણીપાહિ કીધી પાતલીઃ ૧૮૦
"વિણુ પ્રસ્તાવિ જે નર હસંતિ, બિહૂ વચઇ ત્રીજઉ જે બોલંતિ;
કથાપુરાણઇ આડી વાત, તે નિસ્ચઇ કહિ ઈતર જાતિ. ૧૮૧
એક નારી નઇ અધમ વંસ, નવિ જાણઇ ડાહાપણનઉ અંસ;
જઉ અસ્ત્રી મહિમામુખિ પડીઃ કારેલી નઇ લીંબડિ ચડી." ૧૮૨
કહઇ દમની દૂહવણુ અમ્હ તણી, રીસાવિઊં માલવનઉ ધણી;
હૃદયથિકી કોપ મેહેલીઇ, રમતિ તણી વેલા ચૂકીઇ. ૧૮૩
શુક્રવાર નિ સિદ્ધિજોઇગ, રસભરિ રમતિ હૂઇ અમોઘ.
આરતિ સરિખાં છઇ બિહૂ જણાં, મનમાંહિ મનોરથ ઘણા. ૧૮૪

---

૧૭૯—ગ-'જગિ' ને બદલે 'ભૂતલમાંહિ.'
૧૮૦—ઘ-'પાહિ' ને બદલે 'સૂં'. આ પછી નીચેનો ભ્રષ્ટ સંસ્કૃત શ્લોક છેઃ—

"प्रस्तावसदृशं वाक्यं स्वभावसदृशं प्रियम् ।
आत्मशक्तिसमं कोपं यो जानाति स पंडितः" ॥

૧૮૧—ગ-ઉત્તરાર્ધનું બીજું ચરણઃ "તિ કીહિઇ નિસ્ચિ કજાત." ઘ-'ઇતર જાતિ' ને બદલે 'ત્રિજાત'.
૧૮૨—ક-ઘ-'અધમ' ને બદલે 'મધ્યમ'. ઘ-'મહિમામુખિ પડી' ને બદલે 'મહિમા ચડી.'
૧૮૩—ઘ-ઉત્તરાર્ધનું બીજું ચરણઃ "પાઉ ધારો હવિ ખેલીએ."
૧૮૪—ગ 'જોઈગ' ને બદલે 'જોગ'. 'રસભરી' ને બદલે 'હરષિ.' ઘ-પૂર્વાર્ધઃ"નાદાનનિ બિહૂ જણ સંજોગ, રંગ રમતિ અતિહિ અમોઘ." 'મનમાંહિ' ને બદલે 'મનહતણાં.'

રમતિ અરધ હૂઈ વિસ્તાર, તવ રાજા કરિઉં ઉચ્ચાર.
રિતિ ચૂકૂં જસૂં સોભઇ મેહ, રાઇ વિમાસઇ અવસર એહ. ૧૮૫
રાજા દમની પ્રતિ સુહુણૂં કીહિ છિઃ—

દૂહા

"મઇ સુહુણૂં ઇણિ પિરિ લહિઉં, હૂં ગયઉં ઇંદ્રસભાઇં;
તિહાં તૂં દીઠી નાચતી, અધઇઠા સુરપતિરાઈ. ૧૮૬
એ અવસર મઇ જોઈઉં કલા તણૂં નહિ મૂલ;
મઇ લીધાં વેગઇ કરી તૂઝ મસ્તકનાં ફૂલ." ૧૮૭
કહઇ દમની રાજા પ્રતિઇ, "કાંહાં થાઉ અજાણ?
સુહુણૂં તેહજ માનીઇ, જેહનૂં કાંઈ પ્રમાણ." ૧૮૮
"ફૂલ મંદાર પ્રવેસીઇ, સાચૂં કરિઉં સુજાણું;
એ ફૂલ નહિ મૃતલોકનાં:" હારી પહઇલૂં દાણ. ૧૮૯

---

૧૮૫—ગ-કડીનો પૂર્વાર્ધ: "રમતિ અરથ હૂઈ જિણિ વાર, રાજા સપન કીહિ વિસ્તાર." ઘ-"સોહિણાનૂં રાય કરિ વિચાર." આ પછીનું ગદ્યવાક્ય 'ગ'નું છે. આ પછી 'ઘ'માં નીચેની કડી છેઃ—

દૂહા

"છિણિ કારણ તૂઝ કેલવી તે તુમ્હ સૂણો વિચાર;
સોહિણામાંહિ સુખે સૂતો રમતો રંગ અપાર."

૧૮૬—ઘ-પૂર્વાર્ધનું પ્રથમ ચરણઃ "આજ સુપન મેં પાઇઓ."

૧૮૮—ગ-ઉત્તરાર્ધનું ચરણઃ સોણૂં તુ સાચૂં ખરું તેહેનૂં કાંઇ પ્રમાણ?" ક-ઘ-"કહિ દમની સુહુણૂં રુઅડૂં કરઇ અજાણ." 'પ્રતિઇ'ને બદલે 'તકે' 'પ્રમાણ'ને બદલે 'પ્રતિઇ અહિનાણ.' 'ઘ'માં આ પછી નીચેની કડી છેઃ—

"સોહિણા દીઠૂં સમજે મનકા ચિંત્યો હોઇ;
પાણી વિલોયાં ઘી હોઇ તો વિલોવે સહૂ કોઇ."

૧૮૯—ગ-'હારી'ને બદલે 'ચૂકી'. ઘ-પૂર્વાર્ધઃ "એ લે પારજાતિનાં ફૂલ હૂઇ સાચો કીધો સુજાણ."

તિથિ બીજ નિ થાવર હૂઉં, રમતિ મંડાણી સોઇ.
અરાધભાગિ રમતિ હૂઈ, રાઈ પચારી લોઇ. ૧૯૦
"સુહુણા માંહઇ હૂં ગયઉં સુરપતિસભા મઝારિ.
મઈં તૂં દીઠી નાચતી, નેઉર લીઉં ઊતારી." ૧૯૧

સવઇ સાચૂં માનીઇ, બોલઇ રાઈ સુજાણ.
નેઉર તેહનઇ દાખવિઉં, ચૂકી બીજૂં દાણ. ૧૯૨

"ઊલખિ નેઉર તાહારૂં," રાઈ સાહી ડંકિ;
"કિમ કહઇતી ધરિ માહરઇ ? જૂઠૂં બોલી રંકિ!" ૧૯૩

દિન ત્રીજઇ રમતિ હૂઇ, ત્રીજ અનઇ રવિવાર.
અરધિ ભાગિ રમતિ હૂઇ, રાજા કરઇ વિચાર. ૧૯૪

"મઇ દમની ! સુહુણૂં લહિઉં, તૂઝ તૂઠઉં ઈંદ્રરાઈ;
તૂઝ નઇ બીડૂં આપીઉં તિ કિહુ મહિમાય. ૧૯૫

---

૧૯૦—ગ-કડીનું પહેલું પદ: તિથિ બીજ નિ થાવર હૂતો. 'પચારી' ને બદલે 'વિચારી.' ઘ-આ પછી નીચેની કડી છે:—
"સોહિણા તે સાચા જાણીઇ, પરતિખ હોઇ પ્રમાણ;
બીજા આલજંજાલ જેહૂં નવિ માનુ નિરવાણ."

૧૯૧—ગ-આ પછી નીચેની કડી છે:—
નેઉર પગ ડાબાતણૂં તૂં આપણઉ સંભાલિ;
નેઉર ધરિં માહારિ છિ રાજા ! મ બોલીસિ આલ. 'ઘ'માં: "રાજા ! નિવારો આલ."

૧૯૨—ગ-'તેહનઇ' ને બદલે 'રાઈ'. ઘ-'સવઇ' ને બદલે 'સાચઇ.'
૧૯૩—ગ-'જૂઠૂં બોલી' ને બદલે 'જૂઠાબોલી.' ઘ-આ પછી નીચેની કડી છે:—"નારી ચાલા ચૂકવા, ચિત્ત ચંચલ હૂઉં જાણ;
નેઉર દીઠો આપણો, ચૂકી બીજો દાણ."
૧૯૪—ઘ-ઉત્તરાર્ધનું બીજું ચરણ: "તવ સોહિણાનો કરો વિચાર."
૧૯૫—ઘ-'ઇંદ્રરાય' ને બદલે 'સુરરાય'. ઉત્તરાર્ધ: "તવ તે અવસર સારીઉં તવ બીડૂં કીધૂં પસાય."

હૂં પણિ તિહાં પાસઇ હૂતૂં, માહારઇ આગીઊ સાથિ;
મઇ જાણિઊં તે બીડલૂં ચડિઊ માહારઇ હાથિ." ૧૯૬
બીડૂં રાઈ દાખવિ,ઊ ઇંદ્ર તણૂં તિ હોઇ;
સુહુણૂં સાચૂં કિમ હવૂં ? અતિ ચિંતાવ લોઇ. ૧૯૭
નારી ચાલા ચૂકવી કીધઊં તેહ ઉપાય;
સાચા મરમ દિખાડિ કરિ દમની જીતી રાઈ. ૧૯૮

દમની રાજા પ્રતિ કીહિ છિઃ—

## વારતા

દેખઇ પણિ ચાખઇ નહિ, જે પેખિઊં સુપનાઇ;
વિધાતાઇ નવિ નીપજઇ, તે કીધૂં વિક્રમરાય. ૧૯૯

## ચઉપઈ

છત્ર હેઠિ નવરાવી લેઇ, મધ્યમ ફીટી ઉત્તમ થઇ.
રાજનીતિ તિહાં રાઈ કરી, વિક્રમસેનઇ દમની વરી. ૨૦૦

---

૧૯૬—ઘ–આ પછી નીચેની કડી છેઃ—
"મુખિ બોલ્યો માને નહિ, પરતિખ દેખુ સાચ;
વેગેસૂં રમતિ રમો રાઉ ! નિવારો આલિ."

૧૯૭—ગ–'લોઇ' ને બદલે 'હોઇ'.

૧૯૮—ગ–'ચાલા' ને બદલે 'ચાલ'.

૧૯૯—ઘ–'આ પછી નીચેની કડી છેઃ—
"તવ નીસાણી વાજીઆં, નગર સૂણો સહૂ સાદ.
દમની રલિયત હૂઇ, રાઇ જીતો વાદ."

૨૦૦–ગ–'ફીટી' ને બદલે 'ફેડી.' આ પછી નીચેની કડીઓ છેઃ—
"નારીઅમૃત રાઈ લીધ, માનદાન અતલી લીધ.
અણાવિધિ રમત થઈઇ, દેવદમની સાસુ થઈઇ.
સંભોગ તાંહાં કીધ અપાર, આસન ચ્યાર વિસ નિ ચ્યાર,
દમનીસૂં અતિ ક્રીડા કરી, હઈઇમાંહિ ભાવજ ધરી."

નગરલોક સહૂ ઇમ બોલંતિઃ "નારી નરનઇ ઇમ જંપંતિ.
અતિ હૂઇ ચાંદરણી રાતિ, કિમ આવઇ દિનકરની ભાતિ?" ૨૦૧
વચન તણઉ પાલિઉં વિહિવાર, જઇ સાસૂનઇ કીદ્ધ જુહાર.
કાંઇ કાજ પૂછેવા ભણી, વિક્રમ આવિઉં એહવૂં ગણી. ૨૦૨
"વચન તુમ્હારૂં ચડિઉં પ્રમાણ, ઉદયાચલ જિમ ઊગિઉં ભાણ:"
ઇમ બોલઇ માલવનરેસ, "બીજઉ અમ્હનઇ દઉ આદેસ." ૨૦૩



---

૨૦૧—ઘ-'લોક' ને બદલે માંહિ.' આ પછી નીચેની કડી છેઃ—

"દમનીરી પૂગી મનિ રલી, રાજા તણી આસા સહૂ ફલી.
તલીઆતોરણ બાંધા સહૂ, નયરલોક આણંદા સહૂ."

૨૦૨—ગ-'કાજ' ને બદલે 'કીહિવા'.

૨૦૩—ગ-'ચડીઉં' ને બદલે 'કરૂં'. 'અમ્હનઇ' ને બદલે 'મૂઝનિ.'

# આદેશ બીજો

ચઉપઈ

"ઉત્તમ છઇ કૂંકણનૂં દેસ, નગરસોપારઇ કરઉ પ્રવેસ.
સોમસર્મા બ્રાહ્મણ સુવિચાર, ઉમાદે છઇ તેહનઇ નાર. ૧
બીજઉ કાંઈ ન કરસ્યો શ્રમ, તેહના ઘરનઉ જોજ્યો મર્મ.
નેસાલીઆનૂં કરજ્યો રૂપ, ચરાચરણ નિતિ નિરખઇ ભૂપ ! ૨
સવિય વાતનૂં લેજ્યો હીર, હઈડઇ થાજ્યો અતિગંભીર.
સાંભલિ તૂં માલવનરેસ ! બીજઉ તુમ્હનઇ એ આદેસ." ૩
આગીઆનૂં મોટઉ ઉપાય, રાજા જિહાં ચિંતઇ તિહાં જાઇ.
નગરસોપારઇ પુહુતા થયા, આદીસ્વરનઇ દેહરઇ ગયા. ૪
દેહરૂં અછઇ તેહ ચઉમુખ, દરિસન દીઠઇ નાસઇ દુઃખ.
આદીસ્વરની પૂજા કરી, રાજા બઇઠિઉં આસન ધરી. ૫
જાઇવેલિ. ચંપક, મંદાર, કેસર, બાવનચંદન સાર;
ખીર, ખાંડ, ઘૃત, નૈવેદ સાર, પૂજારઉ લાવિઉં તિણિ વાર. ૬

---

૧ ક—ઘ-'શ્રમ' ને બદલે 'મર્મ'. 'મર્મ' ને બદલે 'ધર્મ'.
૨—ઘ-'ચરાચર' ને બદલે 'ચરાચર્ય'. ઉત્તરાર્ધનું બીજું ચરણ:
"ચરાચર્ય તૂં જોએ ભૂપ !"
૩—ઘ-'સવિય' ને બદલે 'સઘલી'.
૪—ગ-'ઉપાય' ને બદલે 'મેહેમાય'. ઘ-'આદીસ્વર' ને બદલે 'આદીદેવ', 'આદિસુર'.
૫—ગ-'નાસઇ' ને બદલે 'જાઇ'.
૬— ગ-"કેસર બાવનચંદન સાર" ને બદલે 'કેસર, વનચંદન, સહકાર.'
"ખીર ખાંડ" ને બદલે "ખીર ખાંડ સાકર દધિ સાર"
૭—ગ-'માન્ય' ને બદલે 'મહંત'. 'ન રહઇ' ને બદલે 'દિસઇ'.
ઘ ઉત્તરાર્ધ: "એહ પુરૂષ દિસિ અતિભલો, સાથ-વિના દિસિ એકલો."

બ્રાહ્મણ દેખી વંદઇ રાઈ, પૂજારણિ રૂલીઆઇતિ થાઇ;
માન્ય પુરુષ એ દિસઈ ભલઉ, સાથ વિના ન રહઇ એકલઉ. ૭
પૂજા સારી નવરૂં થાઇ, પૂજારાનઇ પૂછઇ રાય:
" સોમસર્મા બ્રાહ્મણનઇ તુમ્હે લહુ, તિ નરનૂં થાનિક મૂઝનઇ કહુ." ૮
" સોમસર્માનઇ નામઇ છિ ઘણા, ખૂંધા, કાણા નઇ વામણા.
વસિ તાંહાં ઝાઝા છોકરા, એણઇ નામઇ અછઇ ડોકરા. ૯
ઉડક વિના કિમ લહીઇ નામ ? સી પરઇ કહીઇ સાચૂં ઠામ ?"
"તેહનાં ઉડક અછઇ અપાર, ઊમાદે છઇ તેહની નાર. ૧૦
તે બ્રાહ્મણસૂં કેહૂં કાજ ? તે બ્રાહ્મણ કહીઇ ઋષિરાજ.
દયાવંત નઇ પુણ્ય વિસાલ તે બ્રાહ્મણ માંડઇ નેસાલ. ૧૧
નેસાલીઆ ત્રિસહિ તેહ તણઇ, બત્રીસલક્ષણા ધરમંઇ ભણઇ.
તે બ્રાહ્મણનૂં છિ મોટૂં નામ, નવિ ગ્રહઇ તે કહઇનૂં દાન. ૧૨
તાહારી મૂરતિ અછઇ નરેસ ! પાટણમાંહઇ કરૂ પ્રવેસ.
પ્રથમ ચુકિ જિમણી જે ગલી, આગલિ વ્રખ અછઇ આંબિલી."૧૩
" કાંઇ દક્ષણા લિઉ અમ્હ તણી," ઇમ બોલઇ અવંયંતીધણી;
"દસ દીણારની દખિણા લેઇ, દખિણા લેઇ પધારૂ દેવ !" ૧૪

---

૮—ઘ-' સારી ' ને બદલે ' કરી '.

૯—ગ-' કાણા ' ને બદલે ' બહેરા '. કડીનો ઉત્તરાર્ધ: "વસી તાંહાં ઝાઝા ડોકરા, એણિ નામિ છઇલ છોકરા." ઘ-' વસિ ' ને બદલે ' દિસિ.'

૧૦—ગ-ઘ-' ઉડક ' ને બદલે ' અડક ' ઘ-' સી ' ને બદલે ' કિણ '. ' તેહની ' ને બદલે ' તસ '.

૧૧—ઘ-ઋષિ, રિષિ, રષિ. ' સાલ ' ને બદલે ' પોસાલ '.

૧૨—ઘ-' ગ્રહઇ ' ને બદલે ' ઝાલિ '.

૧૩—ગ-' જિમણી ' ને બદલે ' જમલી '. ઘ ' વ્રખ ' ને બદલે ' રૂખ.'

૧૪—ઘ-ઉત્તરાર્ધનું બીજું ચરણ: " તુમ્હે લે જાઉ ઊંધું દેવ !"

રાજા પાટણ કરૂં પ્રવેસ, જોઇ નગર તણું નરવેસ;
નગર દેખિ ફુલીઆઇતિ થઇઊં, હઇડામાંહિ ઘણૂં ગહઇગિહિઊં. ૧૫

ઘરિઘરિ વાડી, ફોફ્લ, પાન, નાલિકેર, કેલિનાં રાન,
સરસ દેસ ઘરિઘરિ નવાણ, દિસઇ લોક અતિ હઇ સુજાણ. ૧૬

સોપારૂં સોનાસૂં ઘડૂં, રૂપા તણુઇ બંધઇ તે જડૂં.
રાજાવિક્રમ બોલઇ તામ, સોપારૂં સુરનરનૂં ઠામ. ૧૭

લઘુલાઘવીવિદ્યા અણુસરી, બાલકરુપઇ કાયા કરી.
હૂઊં વરસ તણુઉ અગિઆર, રૂપ તણુઉ નવિ લાભઇ પાર. ૧૮

હાથિ પાટી, પોથી, લેખણ સાર, ઘૂંટઊં ખડીઊં તે સુવિચાર.
જે સાથઇ આગીઊ વિતાલ, લાવિઊં વીર વેગઇ તતકાલિ ૧૯

---

૧૫—ગ-આધારભૂત પ્રતિમાં 'રાજા પાટણ—' એ પંક્તિ ખૂટે છે તે 'ગ' માંથી પૂરી પાડી છે. આગળ ૧૮ મી કડીએ એ મળી રહે છે.

૧૬—ઘ-'કેલિનાં રાન.' ક- નારિંગ સમાનિ '.

૧૭—ક-'સરોવરનૂં '. ગ-'સુરનરનૂં ' આ પછી નીચેની કડીઓ છે:—

"દરિદ્રહ તણી વેલ છેદંત, લક્ષ્મીતણી વેલ વાધંત.
તરુવર તૃણ તણૂં ઇ મૂલ, જાણિ શંકરનૂં ત્રિસૂલ !
સોપારૂં અમૃત સાચલૂં, પૃથ્વી તણૂં તિ કસાયલું (?),
કિ બ્રહ્માઇ......કરું, અમરવન બીજૂં અવતરૂં !" ઘ-'સોનાસૂં ' ને બદલે 'સોનાનૂં '. ઘ-'સુરપતિનૂં '.

૧૮—ઘ-લઘુલાઘવીવિદ્યા અણુસરી ' ને બદલે 'લઘુવેસવિદ્યાઇ કરિ '. આ પછી નીચેનું ગદ્ય છે:—

**વારતા**

"રાજા વિક્રમાદિત્ય નેસાલીઆનો રુપ કીધો, આગીઓ વેતાલ બોલાયો. નેસારગરણુકો સાજ લેઆવી તિવારે આગીઓ સર્વ સાજ લેઆવ્યો. રાજા ભણવારો આરંભ માંડે છઇ."

૧૯—ઘ પૂર્વાર્ધનું પહેલું ચરણ: "પાટી પાટા લેખણ સાર."

ચંદન, કુંકમ, ફૂલ, તંબોલ, ઊછવ કેરૂં વરતઇ રોલ.
સવિહૂ માંહિ શિરોમણિ એહ, નેસાલઇ બઇસારિઊં લેઇ. ૨૮

પહુઆ, ફૂલી ધાણી, ચિણા, સૂહાલી, કાકરીઆ ઘણા;
દાડિમ, કેલાં, કમલકાકડી, ખારેક, સીંગોડાં, સેલડી. ૨૯

ખિરમા, ચારૂલી અતિભલી, સૂંધી સાકર આપઇ વલી;
ખાજાં, લાડૂ, ઘેવર ઘણાં, નીલાં નાલિકેર નહિ મણા. ૩૦

નિતિ આપઇ એહવી સુખડી, ચઉસઠિમાનઇ ચિંતા પડી.
વિત્ત વાવરવા ગાંઠિ નહિ કિસૂં, વિક્રમસેન મનિ ચિંતઇ ઇસૂં. ૩૧

દિન ત્રીજઈ વિમાસઇ વીર, એહના ઘરનૂં જોઉ હીર;
નિદ્રાકપટ કરી પુહુઢિઊં, ચરાચરણ સઘલૂં જોઇઊં. ૩૨

---

૨૮—ગ-ઘ-' ફૂલ ' ને બદલે ' અછઇ '. ઘ-' રોલ ' ને બદલે ' રંગરોલ '. ઘ-આ પછી નીચેની અર્ધી કડી છે:—" સવિહૂ પ્રતિ દે સૂખડી, વિદ્યાકારણિ ગુરુગુરુણી પાય પડિ." આ પછી ગદ્ય છે:—

વારતા

" રાજાવિક્રમાદિત્ય નેસાલીઆરૂપિ થયા છિ. ઊમાદે સૂખડી દેછિ. વિક્રમ વડો નેસાલીઓ થયો છિ."

૨૯—ગ-ઉત્તરાર્ધ: " બોર ગોલ કેલાં કાકડી, ખારક સીંગોડાં સૂખડી." કાકરીઆ, સાકરીઆ. ઘ-' બોર ચૂની નઇ કેલાકાકડી.'

૩૦—ગ-પૂર્વાર્ધનું પહેલું ચરણ: ' દાડિમ દ્રાખ ચારુલી ભલી.' ઘ-" દાડિમફલી ચારુલી ભલી." " નીલાં નાલેર કેલ નિ મણા."

આ પછી નીચેની બે કડી છે:—

" હાથ જોડાવિ પંડિત રાય, ધોતી પાટી મેલે પાય,
માઈ જુખિ કરાવિ લખી, અરથ કહિ ગુરુ રાજામુખિ.
નિતનિત સ્નાનદાન ઘણુ માન, નિત આપઇ અડાગર પાન,
ફૂલ તંબોલ નિતકાં દીયઇ, ચોસઠિ નેસાલિયા તિહાં જઇ સૂવઇ."

૩૧—ગ-' નતિ ' ને બદલે ' અહનિસિ.' ' ચિંતઇ ઇસૂં ' ને બદલે ' વિસામિ વસૂં.'

૩૨—ઘ-' ચરાચરણ ' ને બદલે ' ચરાચરિત્ર.'

પંડિત નઇ દ્વારાંતરિ ગયા, ગુરૂનિ ચરણિ નમીનઇ રહ્યા.
ગુરાણી ઊમાદે નામ, તેહનઇ જઇનઇ કરઇ પ્રણામ. ૨૦
"કવણ નામ તૂઝ કેહૂં ઠામ?" "સાલિગ્રામ ગ્રામ મૂઝ ઠામ."
"મૂઝનઇ છઇ ભણવાની હામ, વિદ્યાઅરથી માહારૂં નામ." ૨૧
ઊમાદે લક્ષણ જોઅંતિ, હાથપાયતલ રક્ત દિસંતિ.
દીર્ઘ નાસિકા અધર પ્રવાલ, કમલપાંખડી નેત્ર વિસાલ. ૨૨
ગૌર વર્ણ નઇ ભલા કપોલ, જિહ્વા વરતઇ અમૃતકચોલ;
કૃષ્ણવર્ણ શિરિ વેણી સોહંતિ, દાડિમકલી દંત ઝલકંતિ. ૨૩
લંબ કર્ણ, ભ્રૂમંડલ વંક, બોલંતુ દિસઇ નિસ્સંક.
સ્થૂલ કંધ, મુખ પૂનિમચંદ્ર, ભુજદંડ આજાન સમો ઇંદ્ર. ૨૪
વક્ષસ્થલ દિસઇ, સુવિસાલ, એ કોએ કહીઇ કારણ બાલ?
પગે પદમ છઇ ઉન્નત જાન, નાભિ ગંભીર કોઇ ભૂપ સમાન. ૨૫
ચઉસહિમિઉ જોઇતુ મલિઉં, ઊમાદે મનિ ઊછવ વલિઉં;
મઇ લાધૂં એ માણિક પડિઉં, માહારું કાજ સરાડઇ ચડિઉં. ૨૬
માદલ, ભૂંગલ વાજઇ બારિ, નારીવૃંદ મિલિઉં અપારિ.
મર્જન દેઇ, અમૃતના આહાર, વલી કરાવિઉં અતિ સિણગાર. ૨૭

૨૧—ઘ-પૂર્વાર્ધનું બીજું ચરણ: "હૂં કહીસૂં તુમ્હને કરી પ્રણામ.".

૨૨—ક-'દીર્ઘ' ને બદલે 'મધુર!' ગ-પૂર્વાર્ધનું બીજું ચરણ: 'હાથ પાગ રાતા દિસંત'.

૨૩—ગ-'કપોલ' ને બદલે 'કપાલ'. 'અમૃત' ને બદલે 'અમી' 'ઝલકંત' ને બદલે 'મોહંત'. ઘ-'દીર્ઘ' ને બદલે 'ભલા'. પૂર્વાર્ધ: "જિહ્વા જાણિ અમીય કચોલ." 'ઝલકંતિ' ને બદલે 'દીપંતિ'.

૨૪—ગ-'નસ્સંક' ને બદલે 'નકલંક'. ઘ-પૂર્વાર્ધ બીજું ચરણ: "એ બાલક દિસિ નિઃસંક." ક,-ઘ-ઉત્તરાર્ધનું બીજું ચરણ: "ભુજદંડ સાચલઉ નિરંદ."

૨૫—ગ-કડીનો ઉત્તરાર્ધ: "પાગ પદ્મ નાસ ગંભીર, ઇ કીહીઈ સુધ શરીર." ઘ-'ઉન્નતજાનુ' ને બદલે 'બાહૂ આજાણ.'

૨૭—ગ-'અતિ' ને બદલે 'સત્રિ'. ઘ-'મર્જન દેઇ' ને બદલે 'મજ્જન સ્નાન.'

ચંદન, કુંકમ, ફૂલ, તંબોલ, ઊછવ કેરે વરતઇ રોલ.
સવિહૂ માંહિ શિરોમણિ એહ, નેસાલઇ બઇસારિઉં લેઇ. ૨૮

પહુઆ, ફૂલી ધાણી, ચિણા, સૂહાલી, કાકરીઆ ઘણા;
દાડિમ, કેલાં, કમલકાકડી, ખારેક, સીંગોડાં, સેલડી. ૨૯

ખિરમા, ચારૂલી અતિભલી, સૂંધી સાકર આપઇ વલી;
ખાજાં, લાડૂ, ઘેવર ઘણાં, નીલાં નાલિકેર નહિ મણા. ૩૦

નિતિ આપઇ એહવી સુખડી, ચઉસઠિમાનઇ ચિંતા પડી.
વિત્ત વાવરવા ગાંઠિ નહિ કિસૂં, વિક્રમસેન મનિ ચિંતઇ ઇસૂં. ૩૧

દિન ત્રીજઈ વિમાસઇ વીર, એહના ઘરનૂં જોઉ હીર;
નિદ્રાકપટ કરી પુહુઢિઉં, ચરાચરણ સઘલૂં જોઇઉં. ૩૨

---

૨૮—ગ-ઘ-'ફૂલ' ને બદલે 'અછઇ'. ઘ-'રોલ' ને બદલે 'રંગરોલ'. ઘ-આ પછી નીચેની અર્ધી કડી છે:—"સવિહૂ પ્રતિ દે સૂખડી, વિદ્યાકારણિ ગુરુગુરુણી પાય પડિ." આ પછી ગદ્ય છે:—

વારતા

"રાજાવિક્રમાદિત્ય નેસાલીઆરુપિ થયા છિ. ઊમાટે સૂખડી દેછિ. વિક્રમ વડો નેસાલીઓ થયો છિ."

૨૯—ગ-ઉત્તરાર્ધ: "બોર ગોલ કેલાં કાકડી, ખારક સીંગોડાં સૂખડી." કાકરીઆ, સાકરીઆ. ઘ-'બોર ચૂની નઇ કેલાકાકડી.'

૩૦—ગ-પૂર્વાર્ધનું પહેલું ચરણઃ 'દાડિમ દ્રાખ ચારૂલી ભલી.' ઘ-"દાડિમ-ફલી ચારૂલી ભલી." "નીલાં નાલેર કેલ નિ મણા."

આ પછી નીચેની બે કડી છે:—

"હાથ જોડાવિ પંડિત રાય, ધોતી પાટી મેલે પાય,
માઈ જાુખિ કરાવિ લખી, અરથ કહિ ગુરુ રાજાસુખિ.
નિતનિત સ્નાનદાન ઘણુ માન, નિત આપઇ અડાગર પાન,
ફૂલ તંબોલ નિતકાં દીયઇ, ચોસઠિ નેસાલિયા તિહાં જઇ સૂનઇ."

૩૧—ગ-'નતિ' ને બદલે 'અહનિસિ.' 'ચિંતઇ ઇસૂં' ને બદલે 'વિસામિ વસૂં.'

૩૨—ઘ-'ચરાચરણ' ને બદલે 'ચરાચરિત્ર.'

હામિહામિ સહૂકો ગયઉં, મધ્યરાતિ તિ નવરૂં થયઉં;
ઉમાદે મર્જન સારિઉ, વલી ધુલૂં વસ્ત્ર પહઈરિઉં. ૩૩
પાનસોપારી, વનફલ ઘણાં, નવનૈવેદ તણી નહિ મણા;
વૃક્ષઆંમિલીનઇ થડિ ગઇ, વીર અદષ્ટઇ પુહુતઉં જઇ. ૩૪
વૃક્ષ તણઇ થડિ અતિવિસ્તાર, વિક્રમસેન કરઇ પઇસાર;
સેવકસ્વામી બિહૂ જણા, ચરિત્ર જોઇ છઇ નારી તણાં. ૩૫
ધાર દેઇ નઇ કાઢિઉં કુંડ, તે ઉપરિ લેઇ મેહલિઉં દંડ.
કુંકસ, ચંદન, કણયરમાલ, પૂજા, પરિમલ, ધૂપ રસાલ. ૩૬
નવનૈવેદ બઈસી કરી, એકચિત્ત ધ્યાનઇ વિસ્તરી;
ચરણિ લાગી લીધઉં દંડ, તવ નારી રૂપ કીઉં પરચંડ. ૩૭
વેગઇ દ્વારાંતરિ પરિવરી, દંડ તણી તિહાં રેખા કરી.
રક્ષા દેઈનઇ પાછી વલી, વેગઇ વૃક્ષિ ચડી આમલી. ૩૮
રત્નસંચયાનગરીઇ જાઇ, જિહાં જોગિણિ ચઉસહિ છઇ.
ત્રણિ વાર કરિ દંડપ્રહાર, અંતરીક્ષ ચાલઇ તિણિ વારિ. ૩૯
થડિ વલગઉ તવ રાજા જાઇ, ક્ષિણિ એક માંહિ પુહુતા તિણિ ઠાઈ.
વૃક્ષ ઊતરિઉં નગરદૂઆરિ, તિહાંથી પાલિ ચાલી નારી. ૪૦

---

૩૩—ઘ-'મર્જન' ને બદલે 'મંજન.'
૩૫—ગ-ઘ-'થડઇ' ને બદલે 'મૂલઇ.' ઘ-'ચરિત્ર' ને બદલે 'ચરિત.'
૩૬—ગ-ચંદન. ક-ઘ-'ચંપક.'
૩૭—ગ-'નિવેદી' ને બદલે 'પ્રવેસી.' ઘ-'બઈસી.' ઘ-'ધ્યાનઇ વિસ્તરી' ને બદલે 'ધ્યાનઈ ધરિ.' 'કીઉં' ને બદલે ધરિ.'
૩૮—ઘ-'પરવરી' ને બદલે 'ઊતરી.'
૩૯—ગ-'અંતરિખ ચાલઇ' ને બદલે 'સલકી વૃક્ષ ઊડો.' ઘ-'રત્નસંચિના'. પૂર્વાર્ધનું બીજું ચરણ: 'જોગિણ ચોસઠિ બઈઠી સોય.' ઉત્તરાર્ધનું બીજું ચરણ: 'અંત્રકિ વૃક્ષ ચડિ તિણિ ઠામ.' દંડપ્રહાર, દંડપ્રણામ.
૪૦—ગ-ઊતરિઉં' ને બદલે 'રહો.'

પૂંઠિ થકુ રાજા ચાલંતિ, અદષ્ટી રૂપ કો નવિ જાણંતિ;
ચઉમુખિ દેઉલ પુહુતી તેહ, બાવનવીર બોલાવી લેહ. ૪૧
"ઘડીખાંડવી રે અડખલી, તૂં અમ્હનઇ ન માનઉ વલી;
જે માનિશિં તે દિઇ અમ્હ તણઉ, તૂં કીધૂં પામેસિ આપણું." ૪૨
"ભગતિ તુમ્હારી માહારઇ ચિંતિ, બાવનવીર તુમ્હ માનઉ સત્ય;
અધૂરા હૂંતા માતા! ત્રઇસહિ, હવઇ પૂરા હૂઆ ચઉસહિ. ૪૩
હવિઇ તુમ્હનઇ રૂઅડૂં મનાવસૂં, તુમ્હારે ચરણિ લાગસૂં.
ચઉસહિ નઇ ભખ તતકાલ, હૂં પૂછેવા આવી તતકાલિ." ૪૪
વેગઇ પીઠિ પુહુતી થાઇ, જઇ જૂહારી ચઉસહિ માઇ.
તવ બોલઇ ભૈરવી તતકાલ, "ઉમાદે! તઈં માંડિઉં આલ. ૪૫
આપસવારથ છઇ સોહિલઉ, પરસવારથ છઇ દોહિલઉ;
આપસવારથ તૂં નીપની," ઇમ બોલઇ ચઉસહિ યોગિની. ૪૬

---

૪૧—ઘ-પૂર્વાર્ધનું બીજું ચરણ : "અદષ્ટિવિદ્યા રાય લહંતિ."
૪૨—ગ-પૂર્વાર્ધનું પહેલું ચરણ : "ઘડી બલાઇ નવનવી." ઘ-" ઘાણે વીરે અડાખલી, થઇ નારી આકુલવ્યાકુલી." "જિ માન્યૂં તે દે અમ્હ આજ, નહિતર તાહારૂં વિણસઇ કાજ."
૪૩—ગ-'વીર'ને બદલે 'ભૈરવ.'
૪૪—ક-ઘ- 'ચલણે.' ક—ઉત્તરાર્ધનું પહેલું ચરણ : "ચઉસહિ નઇ ભૈરવ ત્રિકાલ."
૪૫—'કીધી' ને બદલે 'બાંધી.'
૪૬—ઘ-આ પછી નીચે મુજબ કડીઓ છે :

વારતા

"ઉમાદે ચઉસહિ જોગણીના ગુણગ્રામ બોલિ છિ :—
વૃદ્ધજોગણી! મોહોટૂં નામ, માહાજોગણી! કરૂં પ્રણામ.
સિદ્ધજોગણી! કિરપા કરો, ચન્નેસરી! જોખમ પરહરો!
પાતાલી! અને કંકની! કાલી! તે ક્ષમલબંજની.
કાલરાત્રિ નિ નિસાચરી! ઉંકારી છિ સચરાચરી.
જિ છિ વંતાલી સદ્ગતિ મૂઝનિ આપિ નવનિધિ.

"નેસાલીઆ માહારઇ ત્રિસદિ, ઇમ જાણી મઇ કીધી સુષ્ટિ;
મઇં કીધૂં છઇ સવિ સાંતરૂં, પૂરા પાખઇ કિમ તુહુતરૂં ? ૪૭

---

અહંકારી અનિ આપંત ભૂતડાં મારી ભે ભાજંત.
ઊધકેસી કામજ કરિ, વિરૂપાક્ષી પાતક પરહરિ.
સુખમાંગી સુખદાઅક ભલી, નરભોગા નિસ્ચે દોહલી.
કેકારી ! નિવાર ભાર, રુદ્રાણી ત્રિભુવન સંસાર.
દે મોક્ષ અધિક દાએની કલેપ્રયા પ્રેમદાએની;
વિકલરૂપ કહીએ રાખસી, વિરુપાક્ષી વચનનિવારિણી.
ભે કરી ભે નિસ્ચે ટાલિ, વૈરિકાઈ એ વેદ વિચારી.
કૌમારી નિરમલ સંસાર,.......................
ચંડા તે ચેતના ચાલંત, વારાહી તિં મખ હરંત.
ચામંડા તિ વ્રતચારણી, ભૈરવી કહીઇ ભવતારણી.
તનરૂપ કહીઇ તક્ષણી, ક્રોધા તિ કામરુપિણી.
દરમુખી તિ દૂરમત ટાલંતિ, પ્રેતવાહિની પદમ જાણંતિ.
કટકી તિ કટકભક્ષણી, લંખાતી (?) અતિબિહામણી.
માહાલણી, મહી અન્તૂઆલણી, મંત્ર જોગણી જંગમ ભણીં.
કાલાક્ષી તિ કાલ રમંત, મોહિનિ તિ મોહંત.
ચક્રી તે ચક્ર ચાલંત, કંગાલી કલગલ કરંત.
ભૂતેશ્વરી ભાવઠભંજની, વકડલા (?) રુપરંજની.
તાલુકા તાલ રાખંત, વિરુપા વર છેદંત.
યમદૂતી જમજોખમ હરિ, કરાલી કારજ સિધ્ધ કરિ.
કૌસકી કંદ્રપથાપની, હસ્તની હીઇંઇ વાસની.
જયકારી જોખમટાલણી,... ..................
કુમારી તિ દુઃખ હરંત, જંત્રવાહની જંત્ર જાણંત.
વસાલી વજરીઅ મંત્ર (?) કામકેત કામ જાણંત.
વિધાત્રી દયા પાલંત, જગ રહી તિ રક્ષણી.
પરજાણિ પ્રેમમખણી. દુસ્તર તારિ તિ દુક્ષંતી
ઘોરા દુધર કાર્ય કરંત, કપાલી કપાલ વસંત.
વખ લાગૂં તિ વખ હરંત, કવિનરપત કર જોડી કહંત."

મૂઝ ઊપરિ કરૂ હવઇ દયા, માહારઇ ચઉસઠિ પૂરા થયા.
હૂં આવી તુહુતરવા ભણી, હવઇ મૂઝનઈ દિઉ સીખામણી." ૪૮

"પ્રકાસઉ પૂજાઆચાર, ચઉદસિ કાલી આદિત્યવાર;
પુષ્યારક સહઇત સાધિજે, ત્રિહૂ રેખામંડલ કાહાડજે. ૪૯
વચિ માંહઇ ખટ ખૂણઉ કરે, પાખલિ ચઉસઠિ કોઠા ધરે;
વચિ માંહિ પંડિત બઇસારજે, સિદ્ધિદંડ જિમલઉ સારજે. ૫૦

વચિ માંહિ ત્રણિ હ્રીંકાર, 'હ્રીં હ્રીં હ્રીં' એ ત્રણિ અક્ષર;
બાલિક ચઉસઠિ નહિવરાવજે, પાખલિ ફરતા બઇસારજે. ૫૧
તિલક સીંદૂર તણાં સારજે, કુસમહાર કોટઇ ઘાલજે;
ખીરખાંડ, ઘૃત, નૈવેદ દેયજે, દહૂ દિસિ બાકુલા ઊછાલજે. ૫૨

સવા ઘડી લગઇ કરજે ધ્યાન, તૂં એકમના ભણજે જ્ઞાન;
ચઉસઠિ બાલિકનઇ દિખાડજે, ચરણ અમ્હારાં વંદાવજે. ૫૩
ઉદક તણી ધારા ફેરજે, ચઉસઠિ પાયિ લગાડજે.
ઇણિ પિરઇ તૂં કેલપે બાલ, આકર્ષી લેસૂં તતકાલિ." ૫૪

ઇમ પૂછી ઊમાદે વલી, સવિ વાત વિક્રમ સાંભલી;
ચડી નારી વૃખ દંડ હણી, ચાલિઉં વૃક્ષ સોપારા ભણી. ૫૫
રજની પાછિલી ઘડી છઇ ચ્યાર, ઊમાદે આવી નિજ બારિ;
સંભાલિઉં થાનિક આપણૂં, ટલિઉં અંધારુઉ અજવાલઉ થયૂં. ૫૬

---

૪૯—ઘ-' ત્રિહૂ ' ને બદલે ' તિહાં.'
૫૦—ગ-' સારજે ' ને બદલે ' રાખજે.' ઘ-' ખૂણઉ ' ને બદલે ' કૂણઉ.'
૫૨—' દેયજે ' ને બદલે ' આણજે.'
૫૩—ક-' દિખાડજે ' ને બદલે ' ઝીહિજે.' ઘ-' વંદાવજે ' ને બદલે ' આણી ઘાલજે.'
૫૪—ક-પૂર્વાર્ધનું બીજું ચરણ : " ચઉસઠિ ! પ્રીતાસ્તુ ઈમ કહીઈજે."
૫૬—ક-" ટલિઉં ધારણ સવિકઈ તણૂં " ગ-કડીનો પૂર્વાર્ધ : " રયણી વહંત પ્રાતઃ ઊગંત, ઊમાદે મંદિરિ પુહુચંત." ઘ-" રયણ વિહરતાં પ્રહર વિહરતાં, ઊમાદે મંદિર પામંતાં."

"કામઅકામ ઊપનૂં ઘણૂં, મૂઝનઇ દુઃખ એ બાલિક તણૂ;
કઇ જીવ્યા કઇ મૂઆ હવા, એ ત્રઇસઠિ મઇ ઊગારવા." ૫૭
વિક્રમસેન લહિઊં ઉપાય, મનમાંહઇ નવિ વાત સમાય;
સાજઇ પાલિ સમારી ભલી, જઉ ચૂકઇ તુ વણસઇ વલી. ૫૮

અરિણભોમિ વિસઇ ગુરૂ ગયા, ચઉસઠિ ચેલા સાથઇ થયા.
નિતકરમ તિહાં સારી કરી ગુરૂ બઇઠા તિહાં આસન ધરી. ૫૯
ચઉસઠિ બઇઠા પાખલિ ફરી, વિદ્યા તણી તિ વાત વિસ્તરી;
ચઉસઠિમઉ ગુરૂ પ્રતઇ કહઇઃ "મર્મ એક મૂઝ હઇડઇ દહઇ. ૬૦

આગમિ, નિરગમિ, જોતિગ લહું, તિથિ, વાર,વેલા તુમ્હને કહું;
સુકન, સરોદય, આગમ લહું, કાઇ સંકટ કાંઈ કરૂં. ૬૧
ભલૂંપાડૂંઊં જાણઉ જસૂં, તમ્હ આગલિ પ્રકાસઉ તસૂં."
ક્ષિમારૂપ બોલઇ ગુરૂ ધર્મ, "એહવૂં કાંઈ ન લહું મર્મ." ૬૨

તે હૂતા ત્રેસઠિ છોકરા, તે માંહોમાંહિ અતિકર ગયા.
"રહઇરહઇ સૂં ડાહાપણ કરઇ ? ગુરૂ સાથઇ વાદ વિસ્તરઇ. ૬૩

---

૫૭—ઘ-'કાજ, અકાજ'
૫૮—ગ-કડીનો ઉત્તરાર્ધ : "સૂકે પાલિ સમારી ઘણી, જો વાંછ્ં રેહેસે તેતલી." પૂર્વાર્ધનું પહેલું ચરણ : "સૂકી પાલિ સમારી ભલી, જો વૂઠો તો રહઇ તેતલી."
૫૯—ગ-પૂર્વાર્ધનું પહેલું ચરણ : "અરણભોમિ વિખે ગુરુ ગયા." ઘ-'સાથઇ' ને બદલે 'પૂંઠઇ'.
૬૦—ગ-'મૂઝ હઈડઇ દહઇ' ને બદલે 'મૂઝ પ્રતિ દહઇ.' ઘ-'ગુરુપ્રતઇ' ને બદલે 'પંડિતનઇ.'
૬૧—ગ-'જોતિગ' ને બદલે 'સવિ તુમ્હી.' 'ગમતૂં' ને બદલે 'ગમિતિ.' 'કાઈ' ને બદલે 'કાયા' 'લહો' ને બદલે 'વહો.'
૬૩—ગ-'હૂત' ને બદલે 'બાકી.' 'કરપરિયા' ને બદલે 'કરબરા.' ઘ-પૂર્વાર્ધ : "માંહોમાંહિ અતિકર ગયા, અણબોલા છાના થઇ રહા." ક-'રહઇ, લહઇ.'

દિન થોડાનૂં આવિઉં તૂંહ, વાદ કરીનઇ જાણઇ સૂંય ?
અમ્હમાંહઇ તૂં ગાઢ ભલઉ, એ સૂં પૂછઇ છઇ ગિહલઉ ?" ૬૪
તવ પંડિત બોલા તિણિ વારિ, "એ બોલઇ સરસતિઆધારિ;
બાલિક હૂતૂં બોલઇ મસ, તે કાંઇએક વિદ્યાનૂં અંસ." ૬૫

"કહું વાત જઇ હઇડઇ ધરઉ, વચન એક અમ્હારૂં કરઉ,
દિવસ બિહૂ માંહિ એહવૂં હૂસઇ, સઘલાનઇ ચાચરિ કલપસઇ. ૬૬
કહું વાત માનઉ મૂઝ તણી, અમ્હે કહું છઉં જાણા ભણી.
ઉમાદેમનિ એહ વિચાર, સઘલાનઉ કરસઇ સંઘાર. ૬૭

મરણ સમૂં નહિ ભય સંસાર, દ્રવ્ય સમી નહિ હાણિ અપાર.
આતમિ અરથઇ મહી ત્યાજીઇ, મહઇલા આતમિ અરથિ મેહલીઇ. ૬૮

જરા, મરણ, દારિદ્ર નઇ ક્ષુધા, એ ચ્યારઇ નર મોટી દધા.
જઉ નહિ માનુ માહારી વાત, નિસ્ચઇ સઘલા કરસઇ ઘાત." ૬૯

વલતા તે ગુરુ બોલઇ ઇમ, "સાચપણૂં જાણીજઇ કિમ ?"
ચુસિદ્ધિમૂં બોલઇ સુવિચાર, "સાચપણાનૂં એહ વિચાર. ૭૦
અંધારી ચઉદસિ આવસઇ, તિહાં રેખામંડલ કાહાડસઇ.
વચિ માંહિ ખટખૂણ થાપસઇ, ગુરુ! તુમ્હનઇ વચિ બઇસારસઇ. ૭૧

---

૬૪—ગ-'વાદ' ને બદલે 'ગાઠ.' 'ગાઢ' ને બદલે 'ડાહો.' ઘ-'વાદ' ને બદલે 'મૌન.'

૬૫—ગ-'સરસતિ' ને બદલે 'સારદા.'

૬૬—ગ-'કલપસઇ' ને બદલે 'નાંખસિ.' ઘ-આ કડીના પૂર્વાર્ધ પછી નીચલી કડી છેઃ—

"માતા સરસતિનૂં વરદાન, તિણિ કરી હૂં ભાખું જ્ઞાન."
ઈણિ વચનિ ચમકો સહૂ સાથ, "એકમના સાંભલો તુમ્હે વાત."

૭૦—ઘ-'એહ' ને બદલે 'કહૂ.'

૭૧—ગ-'થાપસઇ' ને બદલે 'કાહાડસિ.' ઘ-'ખટકૂણ યંત્ર કરી.' 'બઇસારસઇ' ને બદલે 'ઘાલસઇ'.

ત્રણિ બીજ જિમલાં થાપસઇ, સિદ્ધદંડ પાસઇ મૂકસઇ.
ખૂણા ત્રણિ વિસ નિ ચ્યાર, તે પાખલિ કરસિ વિસ્તાર. ૭૨

નવનૈવેદ કરી લાવસઇ, દહૂ દિસિ બાકુલ ઊછાલસઇ.
આપણુનિ પાયિ પાડસઇ, ચઉસઠિનઇ ભોગ આલસઇ. ૭૩

જીવવા હિંડઉ તુ તે પિરિ કરઉ, સહૂકો બોલ અમ્હારઇ રહુ.
દંડ લેઇ હૂં નાસૂં જિમે, પૂંઠઈ સઘલા પુલજો તુમ્હે. ૭૪

એહવઉ હૂઇ તુ જાણજો, વચન અમ્હારૂં તુ માનજો.
એહ વાતનઉ નિસ્ચઉ સહી, એક જીવ, કાયા જૂજૂઈ." ૭૫

વિમાસી થાનિકિ આવીઆ, સવિહૂ તણાં ચિત્ત ચાલીઆં.
હૂઇ ખુણસ અતિ હઈડઇ દહઇ, સહૂકો સાવધાન થઇ રહઇ. ૭૬

તિથિ તેરસ નઇ થાવરવાર, ઊમાદેઇ કરિઉં ઉચ્ચાર;
"તુમ્હનઇ અસક્તિ હૂતી જહીઇ, સક્તિ પ્રતિ મઇં માનિઉં
તહીંઇ." ૭૭

તવ પંડિત બોલા એતલૂં, "જે માનિઉં તે કીજઇ ભલૂં.
સક્તિવતની કીજઇ વાત, અંધારી ચૌદસિપ્રભાતિ." ૭૮

બોલાવી સહિઇરિ બિચ્ચાર, નીપાઇ કીધઉં ઊપચાર.
ચઉદસિ કાલી આદિત્યવાર, ઊમાદે માંડિઉં આચાર. ૭૯

---

૭૨—ગ-કડીનો ઉત્તરાર્ધ: 'ક' માં નથી તે આમાંથી પૂરો પાડયો છે.
આ પછી નીચેની કડી છે:—
"ચુહુસઠિ જણનિ નવરાવસિ, કોઠિ ફરતા ઊસારસિ,
સીંદૂરનૂં તિલક કાહાડસિ, કસુમહાર કોટઇ ઘાલસિ."
વળી 'ગ' માંની આ કડીનું ઉત્તરાર્ધ 'ક' માં ને 'ઘ' માં પણ છે.
ઘ-'થાપસઇ' ને બદલે 'પરઠસઇ.'

૭૩—ગ-પદો ઊલટાંસૂલટાં છે.

૭૯—ગ-'સહિઈરિ' ને બદલે 'બહુનર.' ઘ-'બઇર'. 'ક' માં 'ઉપચાર'
ને બદલે 'નિસ્તાર'

ચઉસઠિમઇ પ્રકાસિઉં ઇમ, ઊમાદે માંડિઉં છઇ તિમ.
ત્રઇસઠિ પ્રતઇ વિક્રમ ઇમ કહઇ: "મૂઝ નાસંતાં રખે કો રહઇ." ૮૦

ઉદક અણોટ લેવા નઇ ગઇ, ચઉસઠિમઉ તવ વેલા લહી.
દંડ લેઇ ચઉસઠિમઉ જાઇ, પૂઠિ થકા સઘલાઇ પલાઇ. ૮૧
ગુરુ સહુઇત ચઉસઠઇ જાઇ, ઊમાદે રહી સાદ કરાઇ.
કહઇ ચઉસઠિમઉ: "સાચઉં ભેય, પાછલિ જોસઇ ખાધઉં તેહ."૮૨

ચઉસઠિ યોગિણિ ભૂખી રહી, સવિહૂ મિલી ઊમાદે ગ્રહી.
કોપાવી અતિ પૂરઉં રાગ, રતિરતિ નવિ આવી ભાગિ. ૮૩
સાયરતીરિ પુહુતા ધીર, કંકણ આપિઉં વિક્રમવીર;
નાવઇ બઇઠા સઘલા ભીર, વેગઇ પુહુતા પેલઇ તીરિ. ૮૪

પેલે કાંઠિ તરી તિ ગયા, સહૂકઇ જીવ સુસતા થયા.
રાજા કનકસેખરનિ નયર, પ્રમોદ ઊપનો સઘલાંનિ શરીર. ૮૪ ક
રાજા ચિંતઇ મનમાંહિ ઇસૂં, એકવાર નગર જોઇઅ કિસૂં.
સાથ મેહેલી ગયઉં ગઢદૂઆરિ, વિક્રમ પુહુતૂં નગરમઝારિ. ૮૫

કનકનગરિ નવિ દિસઇ કોઇ, સૂનાં મંદિરિ ચુહુટાં સોઇ.
અન્નવસ્ત્રઘી દિસઇ ઇસૂં, નરનારી નહિ કારણ કિસૂં ? ૮૬
દ્વિપદ ચતુષ્પદ નાગઇ તહીં, એ દૈવઇ સહૂ ટાલૂં કીંહી?
નવિ લસૂં, પરજાલિઉં નહિ, ભરિઉં નગર મેહેલી ગયા કીંહી. ૮૭

---

૮૦—ઘ આ પછી નીચેની કડી છે:—
"માંડો મંડલ યંત્ર થાપીઓ, વિચ્ચિમાંહિ પંડિત બેસારિયો.
પાસઇ મેલો દંડજ ચવી, કુસુમમાલા કોટિ પરઠવી."
૮૩—ગ-'ઇતિ' ને બદલે 'મન'.
૮૪—ગ-'ભીર' ને બદલે 'ધીર'.
૮૫—ક-"કંઠાદ્વીપિ વેગિ, પુહુતા, કનકસે ખરરાયની સુતા:" ગ-'કંઠા' ને બદલે 'કટહ'.
૮૭—ઘ-'ચઉપદ' 'ટાલૂં' ને બદલે 'કીધૂં.' ઉત્તરાર્ધનું બીજું ચરણ:
"ભરભાર ઠામ લે ગયા સહી."

રાજલોક માંહઇ પુહુતૂં રાય, હઇઆમાંહિ અતિવિસમઇ થાઇ.
એક પંખી આવઇનીસરઇ, મુગતાફલ હીરા ઝલહલઇ. ૮૮

રાજા પઈઠો રાજદૂઆરિ, અતિરૂઅડા દેખઇ પ્રાકારિ.
જોઇ જુગતિ ખણિ ચડતૂં જાઇ, ગુખિ સાતમઇ પુહુતૂં રાય. ૮૯

કનકઢોલિ રૂઅડી બાંધણી, ઊપરિ બઈઠી બાલા વિરહણી.
સ્વેતવરણ હઇડિઇ દુ:ખ ધરઇ, અશ્રુપાત તિહાં બઈઠી કરઇ. ૯૦

બિલાડીઇ બોલાવિઉં બાલ, સાંન સહઇત તિહાં કીધી ચાલ.
બિલાડીઇ આલઉ દાખવિઉં, એ બિહૂ કૂંપી ઉરહિ લહુ. ૯૧

બિહૂ કૂંપી માંહઇ કાજલ અછઇ, એક કાલૂં એક ધઉલૂં અછઇ.
જવ કાલૂં અંજન આંજીઉં, નારી તણૂં તિહાં રૂપ આવિઉં. ૯૨

નવજૌવન રંભાનૂં રૂપ, જોઈનઇ વ્યામોહિઉં ભૂપ;
થાનિકથકી ઊતરિઉં તેહ, બાલક રૂપ બઈસારિઉં લેઇ. ૯૩

કન્યા પ્રતઇ બાલક બોલિઉં, "એ નગર કાં ઊજડ થયઉં ?"
કહઇ કન્યા : "સુણિ બાલિક ! વાત, એનઇ થયઉં ઉપઘાત. ૯૪

કનકસેખરરાજા માહારઉ તાત, કનકાવતીરાણી માહારી માત.
કનકમાલા હૂં તસ બેટડી, સુણિ બાલિક ! હૂં બંધનિ પડી. ૯૫

---

૮૮—ઘ-'પંખી' ને બદલે 'પંખાઈ.' ઉત્તરાર્ધ બીજું ચરણ: "તોહિ આધા અણસરઇ."

૮૯—ક-"પૂર્વાર્ધ પ્રથમ ચરણ: પુહુતૂં સપત ખણ. ઘ-પૂર્વાર્ધનું પ્રથમ ચરણ: "રાજા પઇઠો રાજદૂઆરિ." 'પ્રાકારિ' ને બદલે 'પ્રાકાર'

૯૦—ગ-'વૃષવઇરણી' ને બદલે 'વરખવરહોણી.'

૯૧—ક-'ઉત્તરાર્ધ બીજું ચરણ: "કૂપ છિ અરહા ચાલવઉ." ગ-"કૂપા કરી હઈઇ આલપૂં." ઘ-'આલઉ' ને બદલે 'આલો.'

૯૨—ઘ-'કાજલ' ને બદલે 'અંજન.' ઉત્તરાર્ધ: 'કાલઇ અંજનિ અંજવિ આંખિ, થઇ નારી તવ રૂપ પરતખિ.'

૯૫—ક-'બંધન' બદલે 'સંદેહ.'

ત્રિહૂ ભાઈ એકજ બહિનડી, પિતા તણઇ મનિ ચિંતા પડી.
સંયોગઇ સરખઉ મેલીઇ, સમરથસૂં સગપણ માંડઇ. ૯૬
ખંડખંડના જોયા રાઈ, હઈઆમાંહિ નવિ કોઈ સમાઇ.
વિક્રમસેન અવયંતીરાય, પિતા તણઇ મનિ એહ ઉપાય. ૯૭
બેટી જાઇ વાધીઇ શોક, વંસમાંહિ ઊપનૂં ફોક.
એ વાધઇ ચિંતાવેલડી, બેટીબાપ ન સુખીઉં ઘડી. ૯૮
બેટીનઇ કહીઇ પરઘરી, પિતા તણૂં ધન જાઇછિ હરી.
સરવસ દીધઇ નહિ આપણી, ખોટી માયા બેટી તણી. ૯૯
કનકમાલા તિ માહારૂં નામ, વિહિવા તણિ પિતામનિ હામ.
નિત્યમેવ મનિ કરતા ચિંત, અકસ્માત તાંહાં પુહુતૂં દૈત્ય. ૧૦૦
તે દાણવ માણસનૂં કાલ, લહુડૂંવડૂં ન મૂકઇ બાલ.
નવિ છૂટઇ તેહનઇ કરિ ચડિઉં, ઇણિ પિરિ સઘલૂં નગર ઊજડિઉં. ૧૦૧
નગરમાંહિ ભંગાણુજ પડિઉં, કહઇનઇ હાથિ કોઈ નવિ ચડિઉં.
ભઇભાગૂં સહૂ ગયઉં દડવડી, હૂં નાસંતી દૈત્યકરિ ચડી. ૧૦૨
મધ્યાનઇં રાખસ પરિવરઇ, અંજનબલઇ બિલાડી કરઇ.
અંધોલપાણી સવિ સાંચરસિ, અન્નપાન સહૂ ભખિ કરિસિ. ૧૦૩

---

૯૬—ગ-'માંડઇ' ને બદલે 'જોડઇ.' ઘ-'ત્રિહૂ' ને બદલે 'બિહૂ.'

૯૭—ઘ-'સમાઇ' ને બદલે 'સુહાઇ.'

૯૮—ગ-'ફોક' ને બદલે 'દોષ.' ઘ-'ફોક.' ઉત્તરાર્ધ બીજું ચરણ: "બેટી બાપનઇ પિરિ પડી."

૯૯—ગ-આ પછી નીચેની કડી છે:—

"જવ બેટી જનમી ઘરમાંય, માઈબાપની ભાગી આય.
ધનવંતનિ દાનનૂં કોડ, નિરધનનિ બિહૂ પિરિ ખોડ."

ઘ-'સરવસ' ને બદલે 'સરવિસ્વ.'

૧૦૧—ઘ-'મૂકઇ' ને બદલે 'ટાલઇ.'

૧૦૩—ગ-ઉત્તરાર્ધ: 'ઈક વારિ પૂછૂં બિહંતી, કિ ખાસિ કિ મૂકસિ જીવંતી?'

કાલઇ અંજન કન્યા કરી, મંદિરમાંહિ થકિ પરિવરી.
"માણુસગંધિ હૂઇ મૂહનઇ." "માણુસ નામઇ હૂં તૂઝ કન્હઇ."૧૨૪
"જે માણુસ હૂઇ તે માહારૂં પૂજાતણૂં કરઇ સાંતરૂં."
મર્જન કરી ધ્યાનઇ પરિવરિઉં, વિજઇદંડ લેઇ આગલિ ધરિઉં. ૧૨૫

કન્યાઇ રાઇનઇ કીધૂં સાન, એકલમલ પ્રગટિઉં ભાણ.
નરધનીઉ ધન પામઇ જિમ, ગ્રહિઉં દંડ રાજાઇ તિમ. ૧૨૬
રાખસ વલતૂં બઇઠિઉં થાઇ, કહઇ વિક્રમ: "તૂઝ ખૂટઉં આઇ.
નગરતણૂં તૂઝ લાગૂં પાપ." રાખસિ રાઇનઇ દીધી થાપ. ૧૨૭

થાપ રહી આગીઆનઇ અંગિ, રાજા બોલિઉં તેણઇ રંગિ.
રાઈ કીધઉં દંડપ્રહાર, તવ કીધઉં બિમણઉં વિસ્તાર. ૧૨૮
મુષ્ટિઘાઉ વલી રાખસ કરઇ, આડઉ આવી આગીઉ ધરઇ.
અતિ હૂઇ તિહાં હાકપ્રહાર, ઊછીનાં વલી વલીઇ અપાર. ૧૨૯

રાખસ રૂપ ચઉગણૂં કરઇ, વલતૂં રાજા તેહવૂં ધરઇ.
રાઉ ચડિઉં આગીઆનઇ ખંધિ, સમવડિ થઇ મારિઉં સિરિ મધિ. ૧૩૦

વિજઇદંડનઉ કરઇ પ્રહાર, કચરા કીધૂં દસમૂં દ્વાર.
રાખસનઇ મરવાનઉ ઠામ, રાઇ મરમ લહિઉં છઇ તામ. ૧૩૧

પૃથિવીમંડલિ રાખસ પડિઉં, મૃગલઉ પંચાયણકરિ ચડિઉં.
દેવઇ પુષ્પવૃષ્ટિ તિહાં કરી, ઊપરિથાં આસીસ પરિવરી! ૧૩૨

---

૧૨૪—ઘ-'પરિવરી' ને બદલે 'નીસરઇ.'
૧૨૭—ગ-'દીધી' ને બદલે 'ઘાલી.'
૧૨૯—ઘ-'ઘાઉ' ને બદલે 'પ્રહાર.' 'હાકપ્રહાર' ને બદલે 'હાકોહાક'. 'અપાર' ને બદલે 'થાક.'
૧૩૦—ઘ-'સિરિ મધિ' ને બદલે 'દીધી કંધિ.'
૧૩૧—ઘ-આ પ્રતમાં આ કડી નથી.
૧૩૨—ઘ-'પંચાયણ' ને બદલે 'સિંહ.'

### દૂહા

દેવતણુઉ વઈરી હણિઉં, મનુપિતણુઇ અવતાર;
અંતરિક સુર ઇમ ભણુઇ: "તૂઝ જયવંતો સંસાર!" ૧૩૩

### ચઉપઈ

કન્યા વરમાલા ઘાલંતિ, હઈઆ માંહિ બહૂ હરખ ધરંતિ.
"જનમિજનમિ મૂઝ તૂં ભરતાર, મૂઝનઇ સફલ હૂઉ સંસાર!" ૧૩૪

### વારતા

વિક્રમાદિત્ય જિતલી વિદ્યા જાણી છિ તેતલી કન્યા આગલિ કીહિ છિ.
કામણ, મોહણ જાણુઇ મંત્ર, થાવર, જંગમ અનઇ સવિ જંત્ર.
જડીબૂટી, રસ, વિરહ, વિનાણ, અંજનગુટિકા તણૂં પ્રમાણ. ૧૩૫
આસનબઇસણ, પૂજાચાર, આગમનિગમ લહઇ વિચાર.
જોતિસ વૈદકની નહિ મણા, લેખનલેપન જાણુઇ ઘણાં. ૧૩૬
સાધક, વેદક, વૈદ્યક વેદ, લેખિક, ચિત્રક, ચોરક ભેદ.
જૂવટિ, જલવટિ, પગવટિ ભલઉ, વિક્રમસેન વીર સાચલઉ. ૧૩૭
આયુધ મર્મ લહિ છત્રીસ, છન્ન પાખંડ જોઇ નિશિદિસ.
એક પક્ષ સેવઇ સંતોષ, જિહાં વિક્રમ તિહાં નહિ દોસ. ૧૩૮

---

૧૩૩—ક-'અવતાર' ને બદલે 'અનુસાર'.
ઘ-પૂર્વાર્ધ: "કન્યા મન માંહિ મલપંતિ, હિયડાલીતરિ અતિ હરખંતિ."

૧૩૪—ગ-ગદ્યભાગ 'ગ' માંનો છે. ઘ-ગદ્યભાગ: "રાજાવિક્રમાદિત્ય કેહિં કેહિ વિદ્યા જાણિ છઇ તિ સંબંધિ કીહિ છિ."

૧૩૫—ઘ-'અનઇ સવિ જંત્ર' ને બદલે 'વિસનઈ તંત' 'બૂટી' ને બદલે 'ક' માં 'ચૂલી' છે.

૧૩૮—'ક' માં 'સર્મ' પાઠ છે તેને બદલે 'મર્મ' 'ગ' માંથી લીધો છે. ગ-'નહિ દોષ' ને બદલે 'નિત નાહાસિ દોષ.' ઘ-'નહિ' ને બદલે 'નાહાસઇ.'

અખ્યારૂ નઇ નેસાલીઆ, તે સવિહૂનાં ચિત્ત ચાલીઆં.
વિચારઇ નહિ ત્રઇસઠિ જણા, માયબાપ રોઇ તેહ તણાં. ૧૫૬
પંથી બોલઇ પ્રગટજ થઇ, ત્રઇસઠિ તે હૂં ગયઉં લેઇ.
ઊમાદે જીવઇ કઇ મૂઇ તિ સાચૂં તૂં કહઇનઇ લહી. ૧૫૭
ઊમાદે તિહવારઇ મૂઇ, જેહનઇ ખ્યાતી તેહનઇ લેઇ.
તવ પંથી બોલઇ એતલૂં: "ઊમાદે મૂઇ તિ ભલૂં. ૧૫૮
તુમ્હારૂં તેજ અતિઘણું, કહુનઇ હવિ તુમ્હે નામ આપણું."
"હૂં વિક્રમ અવયંતીધણી, આવિઉં પાટણ જોવા ભણી." ૧૫૯
સુણી વાત અસંભઉ થયઉં, તિ બ્રાહ્મણ નગરમાંહિ ગયઉં.
પાટણ માંહિ ઇમ કહીઇ, આવિઉં છઇ અવયંતીરાઈ. ૧૬૦
જિ હતા ત્રઇસિઠિ નેસાલીઆ, રાઈ સઘલા બોલાવીઆ.
જવ છોરૂં દીઠાં આપણાં, પુત્રસોક ભાગા તેહ તણા. ૧૬૧
બાલિક નઇ સવિ પૂછિ ઇમ; "તુમ્હે નાઠા કહુ તિ કિમ?
કોઈ નાઠઊં અમ્હનઇ દેવતા, નહિતરિ રાંડઇ ખાધા હતા." ૧૬૨
નગરસોપારા કેરૂં ધણી, બાલિક તેડાવા આપણ ભણી.
"માયબાપનઇ મેહેલી ગયા, કહુ તુમ્હનઇ કુણઇ ભોલવા?" ૧૬૩
"ચઉસઠિમઉ અવયંતીધણી, તેહનઇ હઈ દયા અતિઘણી.
અતિચિંતા કીધી અમ્હ તણી, નહિતરિ મારત એ પાપિણી." ૧૬૪
વિક્રમસેન હવઇ કીહાં ગયઉ? સોમપાલમનિ ઊલટ થયઉ.
આદીસ્વરનઇ દેહરઇ અછઇ, આઘી વાત ન જાણૂં પછઇ. ૧૬૫

---

૧૫૬—ઘ—પૂર્વાર્ધનું પ્રથમ ચરણ: "આધી રાતિ ન સૂઅઇ નેસાલિઆ."
ઉત્તરાર્ધનું પ્રથમ ચરણ: "નહિ બિચારા ત્રેસઠિ જણા."
૧૫૮—ગ—'લેઇ' ને બદલે 'ખાઇ.'
૧૬૧—ઘ—'સોક' ને બદલે 'સોગ.'
૧૬૨—ગ—'સવિ પૂછિ,' ને બદલે 'બોલાવઇ.' ક–ઘ–'ખાધા' ને બદલે 'મારા.'
૧૬૫—ઘ—'જાણૂં' ને બદલે 'લહૂં.'

રાય તણા જાણુ જોવા પલા, જોઇનઇ તે પાછા વલા.
છતા તણી સુદ્ધ તવ લહી, હઇયા માંહિ વાત ગહિગહી. ૧૬૬
સોમપાલ સજાઈ કરઇ, સેન સહિત સાહામઉ પરિવરઇ.
સોમપાલઇ બહૂ માનજ દીદ્ધ, નગર અમ્હારૂં નિરમલ કીદ્ધ. ૧૬૭
પાટણમાંહિ પુહુતા થયા, નગરલોક જોવા આવિયા.
એ કહીઇ અવયંતીધણી, મુખમુદ્રા અતિસોહામણી. ૧૬૮
રાય તણુઇ મંદિરિ તવ ગયા, સોમપાલઇ અતિઆદર કીયા.
આણી માંડિયા સોવન્નથાલ, દૂધઇ ચરણ કીયા પખાલ. ૧૬૯
મર્દનમર્જ્જન સારિયાં અંગિ, પિરિપિરિ અન્ન નીપાયાં ચંગિ.
વિક્રમ ભુજાઇઇ બઇસંતિ, સોમપાલ અતિભક્તિ કરંતિ. ૧૭૦
ખાંડ, ચારઉલી, દાડિમ વલી, હેમવરણ કેલાં કાતલી,
નીલાં નાલિકેર, ખજૂર, ખરમા, ખારેક નઇ ઘૃતપૂર. ૧૭૧
ખડખૂજાં, કૂંલી કાકડી, માંહિ ખંડ છોલા સેલડી,
નીલાં સીંઘોડાં અતિસાર, દૂધપાક ગૂંદવડાં અપાર. ૧૭૨
મનોહર મોદિક નઇ ખાજલાં, માંડી મુરકી, ઘેવર ભલાં,
ગૂંઝા ફીણા તિલસાંકલી, સેલડીપાક નઇ સાકર મિલી. ૧૭૩

---

૧૬૬—ગ—કડીનો ઉત્તરાર્ધ: 'છતા તણી સુદ્ધ લીધી રાય, હઈયા માંહિ હરખ ન માય.'
ઘ—"મહારાજ તિહાં છઇ સહી."

૧૬૭—ગ—'પરિવરઇ' ને બદલે 'સાંચરિ.' 'માનજ દીદ્ધ' ને બદલે આદર કીદ્ધ.' ઘ—'આદર.'

૧૭૦—ઘ—'સારિયાં' ને બદલે 'સમારિયાં.' 'ચંગિ' ને બદલે 'ક' માં 'રંગિ' છે. 'ભુજાઈઇ' ને બદલે 'તવ જાઇ.'

૧૭૧—ઘ—"ખાંડ, ચારઉલી નિ દાડિમ ફલી, સાકર, દ્રાખ, કેલા કાતલી. નીલાં નાલેર નઇ ખજૂર, નીલી ખારેક વર્ણ કપૂર."

૧૭૨—ઘ—'ફૂંલી', 'કોહોલાં.' 'મધ્યમધ્ય સેલડી પાખડી.' ઉત્તરાધ: "નીલાં સીંઘોડાં નઇ પાતલા, વલી ખીજોરાના કાતલા."

૧૭૩—ગ—ઘ—'સેલડી પાક નઇ' ને બદલે 'દૂધમાંહિ બહૂ સાકર ભલી.' ઘ—"મનોહર લાડૂ મોદિક તણા"

સાકર વાણી તિ વલી હૂઆં, પાડલવાસ્યાં પાણી જૂઆં.
કોરા કુંભ ભરી મેહેલીઆ, સોવન્નકચોલાં ઊપરિ દીયાં. ૧૭૪
એક નીલાં સૂકાં સાલણાં, અતિ આણાં અથાણાં ઘણાં.
કાસમીર કચોલાં થાલ, પિરિપિરિ પ્રીસ્યાં અન્ન વિસાલ. ૧૭૫
સુદ્ધ ઘૃતસૂં કચોલાં ભરાં, મહઈખી તણાં દહીં પાથરાં.
કપૂરે કરબા વાસીઆ, જિહ્વાસ્વાદ ભણી રસ મેહેલીઆ. ૧૭૬
અમૃતઆહાર કરી ઊઠીઆ, રાજાવિક્રમ સંતોખીઆ.
ચરણિ પટઊલાં પાથરાં, રંગમંડપ માંહઇ સંચરા. ૧૭૭
ચૂઆચંદન, કસ્તૂરિકા, કેસર, કપૂર અનઇ મિશ્રકા.
વિક્રમઅંગિ વિલેપન કીધ, સરસ સુરંગ બીડાં કરિ દીદ્ધ. ૧૭૮
વિદ્યાવંત અનઇ વિરુહણી, છયલ ગતિ જાણઇ અતિઘણી.
એહેવી નારી તલાંસઇ પાય, સેજઈં પુહુઠીઆ વિક્રમરાય. ૧૭૯
સોમપાલરાજા ઇમ કહઇ, "અમ્હતુમ્હ આઘૂં સગપણ રહઇ.
એક વચન અમ્હારૂં કરઉ, જયમાલાકન્યા તુમ્હિ વરઉ." ૧૮૦

---

**૧૭૪—ગ**—ઉત્તરાર્ધનું બીજું ચરણ: 'સોમકચલ ઉપરિ મેહેલીઆં.' **ઘ**—'સાકર વાણી પાણી હૂઆં.' 'પાડલવાસિત પાણિ આયા.' 'કચોલાં' ને બદલે 'કલસ.'

**૧૭૫—ગ**—પૂર્વાર્ધનું બીજું ચરણ: 'ધારડા નિ અથાણાં ઘણાં.'

**૧૭૬—ગ**—'સુદ્ધ' ને બદલે 'સુંદિર'. 'દધિ પાથરાં' ને બદલે 'સાથરાં'. **ઘ**—"નિસ્તરા." 'કરબા' ને બદલે 'કરમા'. 'જિહ્વાસ્વાદ ભણી' ને બદલે 'જિહ્વા પાલટે.' **ઘ**—"જીન્હાપાલટ ખટરસ કીઆ."

**૧૭૭—ઘ**—'પટઊલાં' ને બદલે 'હેઠિ ચિર.'

**૧૭૮—ગ**—'મિશ્રકા' ને બદલે 'મૂદ્રકા', 'સરસ સુરંગ' ને બદલે 'હેમવાન'. **ઘ**—પૂર્વાર્ધનું બીજું ચરણ: "અગર કેસરપૂર કપૂર." ઉત્તરાર્ધનું બીજું ચરણ: "સોપાનનૂં બીડૂં દીદ્ધ."

**૧૭૯—ઘ**—'વિરુહણી' ને બદલે 'વિરહિણી.'

"સોમપાલ! જિ તૂં કહેસિ, તે હૂં નિસ્ચઇ વાત કરેસિ.
મૂઝનઇ એહવઉં આવિઉં ભાવિ, એ બ્રાહ્મણનઇ પહઇલૂં
પરણાવિ. ૧૮૧

બ્રાહ્મણ તાહરઇ થાનિક રહઇ, વિદ્યાપાર કોઈ નવિ લહઇ.
એહેની આખ્યાત સુણી અતિઘણી, હૂં આવિઉં તિ ભણવા ભણી.૧૮૨
ચઉસઠિ ચેલા ગુરુ અમ્હ તણઇ, અમ્હનઇ ભઇ ઊપન્નઉં ઘણઇ.
નાહાસી નયર બાહારિ નીસરા, તુ અમ્હે જીવતા ઊગરા. ૧૮૩
એ પંડિતઘરિ નારી હતી, તિ અપલક્ષણ ઘણાં જાણતી.
તેહની કરણીઇ તે ગઇ, જેહનઇ ખ્યાતી તેણઇ લીઇ. ૧૮૪

ભયભ્રાંત સાયર ઊતરા, કટાહદ્વીપિ જઇ ઊતરા.
ઊઠઇ નયર ન બોલઇ કોઈ, કનકસેખર તિહાં રાજા હોઇ. ૧૮૫
ભય ઊપનઉં તિ રાખસ તણઉ, તેણઇ લોક વધિઉં અતિઘણઉ.
જિતૂં નગર દૈત્ય ગહિગહિઉં, રાયતણી કન્યા ગ્રહી રહિઉં. ૧૮૬

દૈત્ય સરિસી સમવડિ થઇ, ઘડી ખાંડ ઊછીની હૂઇ.
તેણઇ માંડિઉં અતિઘણુ વ્યાપ, તેહનઇ લાગૂં તેહનૂં પાપ. ૧૮૭
નગરમાંહિ રાજા પરિવરિઉં, રાજલોકમાંહિ ઊછવ કરિઉં.
કહઇ રાજા મૂઝનઇ ચિત્ત ધરઉ, "જયમાલા બેટી તુમ્હે વરઉ." ૧૮૮

---

૧૮૧—ગ—પૂર્વાર્ધનું બીજું ચરણ: 'તે હૂં અંગીકાર કરેસ.'
૧૮૨—૧૮૩—આ બે કડીઓ 'ગ' માં નથી.
૧૮૪—ઘ—'કરણીઇં' ને બદલે 'પાપઇ.'
૧૮૫—ગ—'ન બોલઇ કોઈ' ને બદલે 'ન દીસે કોઈ.' ઘ—પૂર્વાર્ધ બીજું ચરણ. "કટાહદ્વીપિ અમ્હે પરવરા."
૧૮૬—ગ—'વધિઉં' ને બદલે 'હણું.' ઘ—'દૈત્ય' ને બદલે 'દેસ' 'ગ્રહી રહિઉં' ને બદલે 'વરીઓ.'
૧૮૭—ઘ—પૂર્વાર્ધ પહેલું ચરણ: "દૈત્યસૂં ઘણી ખટપટ કરી." 'હૂઇ' ને બદલે 'ધરી.'
૧૮૮—ગ—'જયમાલા' ને બદલે 'કનકમાલા.'

તવ તિહાં રાય કન્યા તિ વરી, કનકસેખર અતિઊછવ કરિ.
વાલયા મોકલાવી સહૂ મિલી, નગરસોપારઇ આવા વલી. ૧૮૯

"મઇં દીઠાં પાટણ અનેક, તેહની વાત અછઇ વિવેક.
દાનિમાનિ કીરતિ અતિભલૂં, સોપારૂં સ્વર્ગ સાચલૂં. ૧૯૦

મુખ ઊપરિ સૂં વખાંણીઇ? અવસરિ આવઇ ગુણ જાણીઇ.
મુખ ઊપરિ બોલિઊં કારિમૂં, અવસરિ સાચવીઇ તે ભલૂં." ૧૯૧

એક અવસરનૂં ગુરુ જાણીઇ, અવગુણ લોપી ગુણ માનીઇ.
બ્રાહ્મણ પરણાવિઊં જોઇઇ, જાવજ્જીવિ વિત્ત આપીઇ. ૧૯૨

શ્લોક

**एकाक्षरप्रदातारं यो गुरुं नैव मन्यते ।**
**श्वानयोनिशतं गत्वा चांडालः स हि जायते ॥** ૧૯૩

ચઉપઈ

દેવસર્મા પુરોહિત રાયતણઉ, સદાચાર અતિવિદ્યા ભણઉ;
સુતારા છઇ તેહની ધેય, સોમસર્મા પરણાવિઊં તેય. ૧૯૪

ગુરુ પુહુતા મંદિરિ આપણઇ, પંચ સબદ વાજઇ બારણઇ.
સાથઇ આવા બિહૂ રાય, બ્રાહ્મણનઇ ઘરિ ઊછવ થાય. ૧૯૫

---

**૧૮૯—ક—**પૂર્વાર્ધ: 'તેણઇ પ્રસ્તાવઇ તિ વરી.' 'વાલયા' ને બદલે 'ચાલ્યા.'

**૧૯૦—ગ—**'વિવેક' બદલે 'વિસેખ.' કીરતિ અતિભલૂં' ને બદલે 'ગુણ કીરતિ ભલૂં.' ઘ—'વિવેક' ને બદલે 'અસેક.' ઉત્તરાર્ધ પહેલું ચરણ: 'મહિમનિ ગુણ કરી અતિભલૂં.'

**૧૯૧—ગ—**'પૂર્વાર્ધનું બીજું ચરણ: 'ગુણ લોપી અવગુણ આણીએ.' ઉત્તરાર્ધ: આ પ્રતમાં નથી. ઘ—'જાણીઇ' ને બદલે માનઇ' ઉત્તરાર્ધ બીજું ચરણ: "અવસરિ આરત સાચવુ."

**૧૯૨—ક—**'અવસર' ને બદલે 'અક્ષર.' ગ—'જાવજ્જીવી વિત્ત' ને બદલે 'જાવજ્જન્મ વિત્ત.' ઘ—'જીવતજન્મ વાત સંપીયઇ.'

**૧૯૫—ઘ—**આ કડી નથી.

ગુરુનઇ કાજિ હૂઉં સુયોગ, રાયતણુઇ મનિ હરિખ અમોઘ.
અવિચલ એહ પુણ્ય થાપિઉં, ગુપતિદાન વિક્રમ આપિઉં. ૧૯૬
રાખસ વધિઉં, ઉગારી નાર, ત્રઇસિદિનૂં ટાલિઉં સંઘાર.
રાઈ બ્રાહ્મણુ મંડાવિઉં, સોમસર્મા અતિ સોહાવિઉં. ૧૯૭
એ કીહીઇ રાજાવિક્રમ, મૂરતિવંતઉ જાણિ ધર્મ!
ગોબ્રાહ્મણુનારી નઇ બાલઃ એ ચિહ્નનઉ કહીઇ પ્રતિપાલ. ૧૯૮

---

૧૯૬—ગ—આ પછી નીચેનું ગદ્ય છે. '**ઘ**' માં પણ આ ગદ્ય છેઃ—

**વારતા**

નગરલોક રાજાવિક્રમાદિત્યની ખ્યાત બોલિ છિ. આ પછી નીચેની કડી છેઃ—

"ગુણ કરી રાજા રીઝવો, તાંહાં અરથ વિહિવા તણો સીઝો.
તોરણ પુહુતો માલવધણી, તાંહાં પુહુકે નાર કોડામણી.
કન્યાવર પુહુતાં માહરિ, વરવધૂ દુક્તિ સવિ હરિ.
હથેવાલો દંપતિ સાહીઓ, તાંહાંથા નિસાણો વાજીઓ."

૧૯૮—ગ—આ પછી નીચેની કડીઓ છેઃ—

"વંસઆલા નિ નીલડા, વલી દોર હીરાગલસૂં જડા.
વેલ સોવનપાટ જડાવીઆં, તાંહાં વરકન્યા બિસારીઆં.
કંસાર આરોગિ બિહૂ જણાં,.........................
વારુ આચારજ આવીઆ, વેદમંત્રિ પરણાવીઆં.

ગીત ગાઇ તેવડાતેવડી, વલી તિ તારાલોચની.
મલી છે તેવડતેવડી, વલી મનકામની વેલડી.
વરતિ હસતાં હાર હઈઇ, બોલ બોલિ તિ સોહામણી.
નારી નરસૂં નાટ કરિ, જિનિ બોલિ અમૃત ઝરિઃ

"પંથવાહને કે પંથીઓ, કરમસંજોગિ ભરથાર થ્યો.
ભમતો આવો ભમતુઓ, રાજાસોમપાલ સસરો થ્યો.
એહના માંહિ એ એકલો, એહેનિ નહિ કો કહિ ભલો.
ગુણિ વિક્રમનામ ધરેસ, પણ અવસર નાર હસુ કરેસ.'

## રાગ ગુડી

રાજાસોમપાલઇ આદર કરી એ, તિહાં જઈમાલા કન્યા વરી એ.
ચસ જુવતી ત્રિભુવન વરિઉં એ, મહિમા અતિઘણુ વિસ્તરિઉં એ.૧૯૯
વરવહૂ પરણી ઊતરીઆં એ, જાણિ ઇંદ્રઇંદ્રાણી અવતરીઆં એ!
અંગિ ઊલટિ રાઉ અતિ ધરઇ એ, તવ દંપતિ પરણી સંચરઇ એ.૨૦૦
વિક્રમ વિવાહલઉ જિ ભણઇ એ, સવિ ઊછવ હૂઇ ઘરિ તેહ તણઇ એ.
કવિનરપતિ વાણી સુણઇ એ, પાપ નાહાસઇ અંગિ તેહ તણઇ એ.૨૦૧

## ચઉપઈ

સોમપાલઇ અતિઆદર કીદ્ધ, સેન સખાયત સાથઇ દીદ્ધ.
પરસંસા કીધી અતિઘણી, મોકલાવિઉં અવયંતીધણી. ૨૦૨
નગરઅવયંતી પુહુતા થયા, રાજવર્ગ સાહામા આવીઆ.
રાજલોકમાંહિ પુહુતૂં રાઈ, વઉલાવી સહૂ થાનિકિ જાઇ. ૨૦૩
સિદ્ધદંડ તિ સિદ્ધિ આપંતિ, વિજઈદંડથી જઈ પામંતિ.
દંડ બિહૂ નઇ કન્યા બેઉ, પ્રભાતિ રાય પુહુતા લેઉ. ૨૦૪
વચનતણઉ પાલઇ વિવિહાર, જઇ સાસૂનઇ કીદ્ધ જૂહાર.
તવ સાસૂઇ દીદ્ધ આસીસ, "ચિરંજીવ હોજે તૂં ઈસ!" ૨૦૫
દંડ બિહૂ સૂંપા સુજાણ, બીજૂં વચન વદિઉં પ્રમાણઃ
"હૂં પરણી લાવિઉં તૂઝ ભણી, એ બેટી બિહૂ તુમ્હ તણી."૨૦૬
એહવૂં બોલઇ વિક્રમરાય, "ત્રીજા વચનનૂં કરુ પસાય."
દેવદમની કહઇ, "સુણઉ નરેસ! ત્રીજઉ તુમ્હનઇ દિઉ આદેસ."૨૦૭

---

૧૯૯—ગ—પૂર્વાર્ધનું બીજું ચરણઃ "એ મુહૂરતપલે સહૂને ચેતવસિ."
૨૦૧—ઘ—'વિવાહલઉ' ને બદલે 'ચરિત્ર.'
૨૦૨—ઘ—'સાથઇ' ને બદલે 'પૂંઠઇ.'
૨૦૪—ગ—કડીના પૂર્વાર્ધનું બીજું ચરણઃ "વિજઈદંડ સો જિત કરંત."
૨૦૭—ગ—'દેવદમની' બદલે 'ક' માં 'દૈત્યદમની' પાઠ છે.

# આદેશ ત્રીજો

## ચઉપઈ

જિ કહીઇ નયરખંભાતિ, બીજી ઉપમા નહિ ખંભાતિ.
જઈઇ જો તૂં કર્ણરાયનરેસઃ ત્રીજઉ તુમ્હનઇ એ આદેસ. ૧
સપત ધાતની પેટી કરી, હીરામાણેકમોતી ભરી.
તેણઇ થાનિકિ વહિલઉ સધાવિ, તિ પેટી તૂં લેઇ આવિ. ૨
ત્રંબાવતીઇં વિક્રમ જાઇ, આગેવાણિજ આગિળિ થાઇ.
જિજિ કાજ રાય મનિ ધરઇ, તિતિ સઘલૂં હેલામાંહિ કરઇ. ૩
આગીઆનઇ બલિ પુહુતૂં તામ, વાડીમાંહિ કરઇ વિસરામ.
સેન સહિત રાજા એ હોઇ, એણઇ નગરિ પઈરાઠી કોઈ. ૪
વિક્રમસેનઇ એહવઉ ગણિઉં, નારી તણૂં વૃંદ અતિઘણૂં.
બાલકનઇ સાથઇ પાલણાં, ઠામિઠામિ દીસઈ અતિઘણાં. ૫
પૂજા દેવ નઇ તીરથ કિસૂં, જમીજમી સહૂ જાઇ તિસૂં.
એક નર તિહાં જમવા આવંતિ, પિરિ એહેવી રાજા પેખંતિ. ૬
પંથીરૂપઇ પૂછઇ રાઈ, "એહવૂં આજ કંઈ સદા કરાય?"
આણ રાયની એહેવી કરઇ, અન્નપાન સહૂ બાહરિ કરઇ. ૭

---

૧—ગ—પૂર્વાર્ધનું બીજું ચરણ 'ગ'નું છે. 'ક'માં તે ચરણ આમ છેઃ 'ઉભતિ અવર ખંભાઈતિ ખંભાતિ.' કડીના ઉત્તરાર્ધનું પહેલું ચરણ પણ 'ગ'નું છે. 'ક' માં તે આમ છેઃ 'જઈકિરણરાય તિહાં નિવેસ.' ઘ—પૂર્વાર્ધનું બીજું ચરણઃ ઉભત ભાતિ અવર નહિ ચિંત" ઉત્તરાર્ધનું પ્રથમ ચરણઃ "જતો જઈકર્ણરાયનરેસ."

૨—ગ-ઘ—'વહિલઉ' ને બદલે 'વેગઇ.'

૩—ગ-ઘ—ઉત્તરાર્ધઃ 'જેહ કારજ રાજા ચિંતવિ, તિ કારજ હેલામાંહિ કરિ.'

૪—ક-ઘ—પઈરાઠી, પરાઠી.

૫—ગ—કડીનાં ચરણો ઊલટાંસૂલટાં છે.

૭—ગ—કડીનો પૂર્વાર્ધઃ 'પંથીવેસઇ પૂછઇ રાય' 'આજ એહેવૂં કે નિત થાય?

ધરિ મૂકી સહૂ આહારિ જિમઇ, એહવૂં રાઇનિઇ સ્યા થકી ગમઇ?
હેમકલસ મંદિર ઝલકંતિ, ધૂંઆડિ ધૂધલા હોયંતિ. ૮
આગઇ નગરી દેવહતણી, પવિત્રપણઇ રાખઇ તેહ તણી.
નગર જોઅંતાં મન મોહંતિ, પાંચ નામ એહનાં બોલંતિ. ૯
પહઇલઇ નામઇ ત્રંબાવતી, બીજા નામઇ ભોગાવતી.
ત્રીજઇ નામઇ લીલાવતી, ચઉથઇ નામઇ અમરાવતી. ૧૦
નામ પાંચમઇ ખંભાવતી, વિચિત્રપણઇ જાણિ સરસતી!
જેહવૂં નામ તેહવૂં પરણામ, એહ નગર છઇ ઉત્તમ ઠામ. ૧૧
રાજા પુહુતૂં નગર મઝાર, નગર તણઉ રૂડઉ વિસ્તાર.
કાને સુણિઉંતિ નયણિ દીસંતિ, નિરમલ લોક રાય હરખંતિ. ૧૨
ચઉહુટા તણા ચોક ઝલકંતિ, ત્રિણિ કલસિ નરમન મોહંતિ.
નગર તણી ચતુરાઈ ઘણી, વિખાણઇ અવયંતીધણી. ૧૩
નગર દેખિ રાજામનિ વસિઉં, રાજધાન જોઉં છઇ કિસિઉં?
અદૃષ્ટી કીધૂં સરીર, રાજલોક માંહિ પુહુતૂં વીર. ૧૪
રાજલોક રાયમનિ વસૂં, રૂડા તણૂં વાંક નહિ કસૂં.
ત્રીજઇ માલિ પુહુતૂં જાઈ, કન્યા દીઠી બઇઠી રાય. ૧૫
મુખ્યતણઉ દીઠઉં આકાર, કન્યાનઇ મનિ શોક અપાર.
માંકડનઉ હૂઇ ભંડાર, તેહનઇં કીધઉં કર આધાર. ૧૬

---

૮—ગ—'સ્યા થકી' ને બદલે 'શે'. 'ધૂધલા' પાઠ 'ગ' નો છે. 'ક'માં 'કાલા' પાઠ છે. ઘ—'મયંકકલા' ને બદલે 'હેમકલસ.'

૧૨—ગ—'નિરખંતિ'. 'દીસંતી' પાઠ 'ક' નો છે. ક—'નિરમલપણઇ' ઘ—'નિરમલ લોક.'

૧૩—ગ—'ચોક' પાઠ 'ગ' નો છે; 'ક' માં 'સચક્ષ' છે. 'નરમન મોહંતિ' ને બદલે 'હીરા ઝલકંતિ.' 'ચતુરાઈ' ને બદલે 'ચાતુરી.' ઘ—પૂર્વાર્ધનું બીજું ચરણ: "ત્રિણિ કલસિ હીરા ઝલકંતિ."

૧૪—ગ—ઉત્તરાર્ધ નથી. ઘ—ઉત્તરાર્ધ નથી.

૧૫—ઘ—પૂર્વાર્ધ નથી.

૧૬—ઘ—'દીઠઉં' ને બદલે 'દીસઇ'. 'હૂઇ' ને બદલે 'કીહિ.'

કઇ નારી કિહાં વાચા પડી ? કઇ એ કામતણઇ વસિ પડી ?
કઇ કોએક વાહાલઉ સાંભરિઉં, કઇ હઇડઇ દુઃખ ધરિઉં. ૧૭
કઇ એણીઇ કાંઈ નીગમઉં ? કઇ અસમાધી (?) કઇ અજ વમૂં ?
જાણિ હેમ તણી એ ઘડી, ચિંતા તણઇ સાયરિ તિ પડી ! ૧૮
દાસી પાંચસાત વિસ્તાર, તેહ તણઉ કીધઉ નિવારિ.
તવ તે કુંઅરી ઊભી થઇ, ચઉથઇ માલઇ પુહુતી જઇ. ૧૯
રયણી ચ્યાર ઘડી પાછલી, પેટી ઊઘાડી તે વઇહિલી.
પેટી ભરી રત્નમાલિકા કાહાડિઉં પીઠ પૂજઇ કાલિકા, ૨૦
"પેટી પ્રાણિ લેઇ નીસરૂં, સૂં કન્યા કરસઇ માહરૂં ?"
એહવૂં ચિંતન માંડિઉં રાય, એહવઉ નિસ્ચઇ કરૂં ઉપાય. ૨૧
ના, ના, નૂહઇ માહારઉ ધર્મ, એહ નિસ્ચિ જાણિ અધર્મ.
એહવૂં કાંઈ કરૂં જેહ, મૂઝનઇ લેતાં ન દેખઇ એહ. ૨૨
અગનિ તણી જ્વાલા ગ્રાસીઇ, વરિ હલાહલ વિખ પ્રાસીઇ.
વસીહરનઇ મુખ સુંખન ભલૂં, અસત તણૂં ધન છઇ દોહિલૂં." ૨૩

---

૧૭—ગ—'વસિ પડી' ને બદલે 'કરિ ચડી.' ઘ—પૂર્વાર્ધનું બીજું ચરણઃ "કઇ કોક રમણ કરિ ચડી. ઘ—કેઇ હઈડઇ દુઃખ ભરિઉં' ને બદલે ક—"તઉ હઇયિ અંદોહજ ધરિઉ."

૧૮-ગ-ઘ-કડીના પૂર્વાર્ધનું બીજું ચરણઃ 'કઇ અસમાધ કઇ અજ વમૂં.'

૧૯-ઘ-'ઊભી' ને બદલે 'ક' માં 'નવરી' છે.

૨૦-ક-'રત્નમાલિકા' પાઠ 'ગ' નો છે. ઘ-'પાછલી' ને બદલે 'ક' માં 'પઈહલી' છે.

૨૨-ગ-કડીના પૂર્વાર્ધનું બીજું ચરણ 'ગ' નું છે; 'ક' માં 'એહવૂં કાંઈ ન કીજઇ કર્મ'' એ પાઠ છે. ઘ—પૂર્વાર્ધઃ "એ તો નહિઈ માહારો ધર્મ, એહવો કેમ કરિજે કર્મ ?" 'કરૂં'ને બદલે 'માંડૂં.' 'દેખઇ' ને બદલે 'જાણઇ.'

૨૩-અ-આ પછી નીચેની કડી છેઃ-

"સતતણૂં ધન છિ સોહલૂં, બાલચંદ્ર તેજ તસતણૂં.
સતતણૂં એહેવૂં વિચરિ, દિનદિન કરિ ચંદ્ર વિસ્તાર."

ઘ-'વરિ' ને બદલે 'વર.'

ઇષ્ટદેવનૂં ચિંતન કરઇ, બઇઠી તેહના ગુણ વિસ્તરઇ.
પૂજાઅરચા સારી જિમઇ, વેગઇ દૂત પુહુતૂં તિમઈ. ૨૪
દૂતઇ તાલી પાડી ત્રણિ, નારી સમસ્યા જાણી કણિ.
જેહનઇ દીધી વાચા સાર, તિ કોઈ આવિઉ તેડણહાર. ૨૫
ગઉખિ બઇઠી તેડઇ નારી, "આવિ દૂત! મ કરેસિ વિચાર.
સંકા સરસૂં નથી કિસૂં, કન્યા બઇઠી બોલઇ ઈસિઉં." ૨૬
"સુંદરી! ઊપરિ તેડઉ તહ્મે, કહુ કિસી પિરિ આવું અમ્હે."
રાજકુંઅરીઇ તવ મેહેલી રાસિ, દૂત આણિઉં મધ્ય અવાસિ. ૨૭
"નરબ્રહ્મરાઈ હઇયિ દુઃખ ધરઇ, ગુણ તુમ્હારા અહનિસ ઊચરઇ.
અન્નઉદક તે મેહેલાં મુખિ, રતનમંજરી જાં ન દેખૂં ચખિ. ૨૮
ઘડીઘડી દિન ઘડતાં જાઇ, અતિહિ દોહિલી રાતિ વિહાય.
અતિપ્રકૃતિપાલટઉ થયઉં, તુમ્હ મિલવાનઇ અતિ અભિજપઉ." ૨૯

દૂહા

ઘણૂંઘણૂં કીહીઇ કિસૂં? વચન કરઉ પ્રમાણ:"
કહઇ દૂતઃ "સુણિ ભામિની! ભાવઇ જાણિ મ જાણિ. ૩૦

---

૨૪-ઘ-'ઇષ્ટ' ને બદલે 'ઇંદ્ર'. 'વિસ્તરઇ' ને બદલે 'ઊચરઇ.'
૨૫-ઘ-આ કડી નથી.
૨૬-ગ-'સંકા' ને બદલે 'ચિંતા'. ઘ-'સુંદરી! ઊપરિ તેડઉ તહ્મે.'
'ક' માં કોઠા ઊપરિ તેડો તહ્મે'.
૨૭-ઘ-'આણિઉં' ને બદલે 'આવો'. ૨૮-ઘ-'અહનિસ'ને બદલે' અતિ.'
૨૯-અ-પૂર્વાર્ધનું પહેલું ચરણ: 'ગ' નું છે; 'ક' માં 'ઘડીઘડી દિન
ઘડંતાં જાઇ' એ પાઠ છે. 'ઘ' માં 'ક' વાળોજ પાઠ છે.
૩૦-ગ-ઘ-'ભામિની' ને બદલે 'કામિની.' ઘ-'ઘણૂંઘણૂં' ને બદલે
'વલીવલી.' આ પછી નીચેનો શ્લોક છેઃ—

"यथा स्मरति गो वत्सं, चक्रवाकी दिवाकरम्।
सती स्मरति भर्तारं, तथाहं तव दर्शनम् ॥"

## ચઉપઈ

"ઘડીઆજોયણ જિ સાંહાંઢડી, હૂં આવિઉં છઉં તેણઇ ચડી.
ઊઠિ પહઇરિ આભરણ તૂઝ તણાં, ઓસીઆલિ વિઘન હૂઇ ઘણાં." ૩૧
વિદ્યાવિસારદ છિ સૂડલઉ, વાણીઇં રૂપઇ તિ રૂઅડઉ.
ઇમિ એતલઇ આવિઉં તેહ, દેવદમતીનઉ કાગલ લેય. ૩૨
કહિ પોપટઃ "બાઈ! કહો જૂહાર, હૂં આવિઉં વેગલેથો અપાર.
નયરઅવયંતીથકઉ હૂં વાહિઉં, વાટઇ ક્યી નવિ વાસઉ રહિઉં." ૩૩
કંઠિ થકી કાગલ છોડિઉં, બીડિઉ હતૂં તિ ઉકેલિઉં.
રતનમંજરી વાચઇ તામ, અતિ બોલિ માંહિ ગુણગ્રામઃ ૩૪
"તૂં માહારઇ એકજ બહઇનડી, હૂં પરણી તિ પરવસિ પડી.
વિક્રમસેનરાયકરિ ચડી, હૂં નિસ્ચઇ કારાગ્રહિ પડી. ૩૫
વરિ વનમાંહઇ વાસઉ ભલઉ, સંઘ તણઉ સાથ સોહિલઉ.
જિ રામા રાજાવસિ પડી, તેહનઇ જીવત મેહલિઉં રડી. ૩૬
નવિ રાજા કીજઇ ભરતાર, કુંઆરાં રહીઇ સંસાર.
માઇબાપ નઇ બંધવ કોઈ, જનમમાંહિ નવિ દરસણ હોઇ. ૩૭

---

**૩૧**–ગ–'ઓસીઆલિ' પાઠ 'ગ' નો છે; 'કરઉ વેગ' એ પાઠ 'ક' માં છે. ઘ–'ઉસાલીનઇ.'

**૩૨**–ઘ–'રૂપઇ' બદલે 'બોલે'. 'ઈમિ એતલઇ' ને બદલે 'એહવે ટાણે'. 'કાગલ' ને બદલે 'કાગદ.'

**૩૩**–ગ–'વેગલેથો' પાઠ 'ગ' નો છે; 'ક' માં 'એકલઉ' છે.

**૩૪**–ગ–ઘ–'ચિંતઇ' ને બદલે 'વાચઇ'. ઉત્તરાર્ધ બીજું ચરણ: "માંહિ લખા અતિગુણગ્રામ."

**૩૫**–ઘ–'પરણી' ને બદલે 'પિણ'. "હૂં પિણ પરને પરવસિ પડી."

**૩૬**–ગ–'વસિ' ને બદલે 'કરિ'. ઘ–'કારાયઘર.' ઘ–"સોકિ તણો સાથ દોહિલો." 'વસિ' ને બદલે 'મુખિ.'

**૩૭**–ગ–'સંસાર' પાઠ 'ગ' નો છે; 'ક' માં 'સુવિચાર' છે. ઘ–'સુવિચાર.' ઉત્તરાર્ધ પ્રથમ ચરણ: "તિહાં આવઇજાવઇ નેવિ કોઈ."

પરવસિ પીઉ નિરંતર રહઇ, પરહથિ ગયૂં જિ ધન દઇ.
પરિઘરિ ભોજન પરિહથિ કાજ, વિવિહાનાતરણિ મોહોટી લાજ. ૩૮

એક વચન તૂં માહારઉં કરિ, માહારા વરનઇ તૂંહજ વરિ.
હવઇ રખિ વિછોહો કરઇ, જમલાં રહીઇ દુઃખ વીસરઇ. ૩૯

માહારું વર અવયંતીધણી, આવિઉં નયર તુમ્હારા ભણી.
તેહનઇ અંગિ મોટઉં અહિનાણ, પગિ પદમ છઇ તેહ સુજાણ. ૪૦

તઉ તૂં માહારી સાચી સહી, એહ કાજ તૂં કરજે સહી.
વચન અમ્હારૂં કરજે સહી, વિક્રમસેનનઇ વરજે સહી. ૪૧

કાગલ વાંચીનઇ ફાડજે, કઇ લેઇ પાણીમાંહિ બોલજે.
ચતુર ચોર વિક્રમ હિડંતિ, રખિ કાગલ તિ હાથિ ચડંતિ!" ૪૨

કાગલ તણઉ હેત મનિ ધરિઉં, વિદારી સહૂ કટકા કરિઉં.
કહઇ પોપટઃ "સુણિ, લાગઇ વાર, મઇ જાવું વેગલૂં અપાર." ૪૩

રતનમંજરી કહઇ, "સુણિ, તૂં સૂઆ! અમ્હે બે જીવ નહિ જૂજૂઆ.
જઉ મિલવાની પ્રાપતિ હૂસઇ, તુ મિલતાં કવણુ વારસઇ? ૪૪

પ્રાપતિ પાખઈ કિમ મલાઇ, સંદેસે જમવા રાજાઇ.
એહવી પિરિ તૂં કહઇજે કીર! તુ તૂં માહરું સાચઉ વીર." ૪૫

---

૩૮–ઘ–'નિરંતર' ને બદલે 'અનેરઇ'. પૂર્વાર્ધ બીજું ચરણ : પરહત્થી ધન તેહવૂં કહઇ.' 'ઘરિ' ને બદલે 'હથિ.' 'વિહિવાનાતરૂં' ને બદલે 'ચિહૂ વાને નર મોહોટિ લાજ.'

૩૯–ગ–'વચન'ને બદલે 'વાત.' 'કરઇ'ને બદલે 'પડઇ.' ઘ–'જિમલાં'ને બદલે 'ભેલાં.'

૪૦–ગ–ઉત્તરાર્ધનું બીજું ચરણ : "પાયિ પદમ તણૂં પ્રમાણ."

૪૧–ગ–ઉત્તરાર્ધ : "વચન અમ્હારું કરજે સત, કાગલ રખિ જાઇ પરહસ્થ."

૪૩–ગ– 'વિદારી'ને બદલે 'કાગલ ફાડી.' ઘ–'હેત મનિ ધરિઉં'ને બદલે 'હિત સવિ હરો.' 'વિદારી' ને બદલે 'ફાડીનઇ.'

૪૪–ઘ– પૂર્વાર્ધનું બીજું ચરણ : "તૂં જઇનિ કીહિ સમાચાર નૂઆ."

ઓકલાવીનિ પંખી ચાલિઉં, રતનપુરિનયરિ આવિઉં.
વિદ્યાવિસારદ વિમાસઇ હઇઇઃ "બંધુ પ્રિયનઇ મિલતા જઇઇ. ૪૬

વિબુદ્ધપ્રિય છઇ માહારઉ ભ્રાત, દુઃખસુખની પૂછીઅ વાત.
દૂરિ થકી મિલવા આવીઇ, સમીપિ છાંડી કિમ જાઇઇ ?" ૪૭

વિદૂખમંડણ ગાંછણબારિ, વિદ્યાવિસારદ વિક્રમદૂઆરિ;
રતનપુરિનયર મઝારિ, વિબુધપ્રિય વેસ્યાનઇ બારિ. ૪૮

અમૃતકંડિકા વેસ્યા નામ, વિબુદ્ધપ્રિય સૂડલાનૂં ઠામ.
વિદ્યાવિસારદ જઇનિ મલિઉં, બંધવ દેખી હઇઇ ગલગલિઉં. ૪૯

પંખજાતિની ચોનઇ પડા, તુ ત્રણઇ જૂજૂઆ રડવડિઆ.
વિસારદ બોલઇતા ઇમિ, "પુણ્ય વિના છૂટી જાઇ કિમ ? ૫૦

દેવદમિનીની દમની ધેય, રાજાવિક્રમ પરણી તેહ.
તિણિ મૂઝ કાગલ પાઠવિઉં, તિ કાગલ હૂં દેઇ વલિઉં. ૫૧

રતનમંજરી કાગલ દીદ્ધ, સમાચાર મઇ સઘલઉ લીદ્ધ.
વિક્રમ આવિઉં એહવૂં ગણી, જઇકિર્ણરાઇ તણા ઘર ભણી. ૫૨

રતન ભરી પેટી લેયસઇ, રતનમંજરીકન્યા કાહાડસઇ.
જિણિ વેલા પ્રહિવઇસિસઇ, રાય આણિ વાટઇ આવસઇ. ૫૩

---

૪૬–ઘ– 'બંધુ પ્રિયનઇ' ને બદલે 'ક'માં 'વિબુધપ્રિયનઇ.'
૪૭–ઘ–આ કડી નથી.
૪૮–ઘ–'વિદ્યાવિસારદ' ને બદલે 'વિસારદ.'
૫૦–ગ–' 'છૂટગ' પાઠ 'ગ' નો છે; 'ક' માં 'પામીઇ' છે. ઘ–'આપણ બેઇ.' 'રડવડીઆ' ને બદલે 'ચડા.'
૫૧–ઘ–'દૈત્યદમનીની બેટી જેહ.' 'દેઇ વલિઉં' ને બદલે 'લેઇ આવિઉં.'
૫૩–ગ–'પરણસઇ' પાઠ છે. 'ઘ'. ઘ–ઉત્તરાર્ધનું પ્રથમ ચરણ: "જાણઇ બોલિ પ્રહવહસસી.'

કરી વાત સુક ચાલિઉં વલી, તિ સવિ વાત વેસ્યા સાંભલી,
તિણિ વાત તિણઈ આધારિ, વેસ્યા બઈઠી નગરદૂઆરિ. ૫૪

ચઉપઈ

ગુણ લોપી અવગુણ ભાખંતિ, વાચ આપણી જિ ચૂકંતિ;
વિણ દીઠઇ બોલિઉં અવિચાર, ભણઇ નહિ મૂઝ તેહનઉ ભાર. ૫૫

શ્લોક

असारस्य शरीरस्य वाचा सारस्य देहीनाम् ।
वाचा विचलिता येन सुकृतं तेन हारितम् ॥ ૫૬
અદષ્ટી વિદ્યા રાય જાણંતિ, તેહ ભણી કો નવિ દેખંતિ;
સંદેસે બિહૂ બહઈનરિ મિલી, સવિ વાત વિક્રમિ સાંભલી. ૫૭
રતન ભરી છઇ પેટી જેહ, દૂત તણઇ કરિ સૂંપી તેહ,
પેટી મેહેલી મંદિરમાંહિ ગયૂં, પાછલિ ભેદ અનેરું થયૂં. ૫૮
રાઈ મનિ વિચારિઉં મર્મ, પેટી લેવા અમ્હનઇ ધર્મ,
વિમાસિઉં અવયંતીધણીઃ દૂત લેઇ જાઇ કીહઈ તણી. ૫૯

---

૫૪-ગ-આ પછી નીચેનું ગદ્ય છેઃ-

**વારતા**

"રતનપોરની વેસ્યા અમૃતકંડિ। નામ નગરની સીમમાંહિ કન્યાનિ માટિ બિઠિ છિઇ. ઇણિ વાટિ વિક્રમાદિત્ય આવસિ. એતલિ વિદ્યાવિસારદ રત્નમંજરીનું લખૂં આપી પોહતો છિ. હવિ રત્નમંજરીઇ ઈમ વિમાસૂં."

ઘ-આમાં પણ આ ગદ્યખંડ છે. આ પછી 'ઘ' માંનો ગદ્યખંડઃ

"રાજા અદષ્ટ બિઠો છિ. દૂત ઉતાવલ કરઇ છઇ. કુંઅરી સારી વસ્ત તઈઆર કરિ છિ, ચાલવાનઇ."

૫૫-ઘ-'ઘ' ઉત્તરાર્ધનું બીજું ચરણઃ "મહી ભણઇ મૂઝ તેહનો ભાર."

૫૯-ગ-આ પછી નીચેની કડી છેઃ-

"તવ સમરો આગીઓવેતાલ, પેટી લેવરાવી તતકાલ;
પેટી વીરતણિ કરિ ચડી, રાયના ગનમાંહિ ટાઢાડિ વલી."

'ઘ'-માંથી લીધી છે.

તિણઈ થાનિકિ આવિઉ દૂત, દૂત પ્રતઇ મિલિઉ કો ધૂત.
અરહૂપરહૂ તિ જોઇ અપાર, "પેટી ગઇ એ કવણ વિચાર ? ૬૦
માટી નામઇ હૂં એકલઉ, મૂઝ આગલિ કવણ છઇ ભલઉ ?
બીજા માણસ નહિ પ્રવેસ, પેટી ગઇ સૂં ઊત્તર દેસિ ?" ૬૧
રાજા ચિત્ત માંહિ એહવૂં ધરઇ, "એહૂ દૂત માહરઉ સૂં કરઇ ?"
રાજાવિક્રમ પ્રગટજ થયઉ, તવ તિ દૂત બોલાવી લિઉ. ૬૨
દષ્ટાદષ્ટિ હૂઇ બિહૂ જણા, આયુધ સંભાલાં આપઆપણાં;
'તૂં કુણ ? તૂં કુણ ?' ઈમ પૂછંતિ, માંહોમાંહિ કોઈ નવિ કહંતિ. ૬૩
એકએકથઉ કોઈ નવિ ટલઇ, ઘૃત સીંચઇ વિસ્વાનર બલઇ.
"તુઝ સરિખા સેવક જેહનઇ, તેહનૂં નામ કહઇ મૂંહનઇ." ૬૪
નરબ્રહ્મરાજા કોપ કરંતિ, તેહ તણી જ્વાલા પ્રસરંતિ.
"અવર રાય તિ પતંગ સમાનિ, રવિતલિ નહિ કો તેહનઇ માનિ. ૬૫

૬૦–ઘ–ઉત્તરાર્ધ બીજું ચરણ: "પેટી ગઇ દઈસ્યૂં સૂં ઉત્તર ?" વળી આ ચરણ ૬૧ મી કડી સાથે સરખાવો. 'ધૂત' ને બદલે 'અવધૂત.'

૬૧–ઘ–કડીનો કેટલોક ભાગ નથી.

૬૨–ઘ–'ચિત્ત'ને બદલે 'મન.'

૬૩–ક–'દેખાદેખ.' ઘ–'દષ્ટોદષ્ટ.'

૬૪–ગ–આ પછી નીચેની કડી છે:—

"હૂં સરિખા સેવક જેહને, તેહનૂં નામ કીહિ મૂઝને.
કનકકુબ્જનો નરબ્રહ્મરાય તેહના છિ અનેકિ ઉપાય."

ઘ–'જેમ ઘૃત વડવાનલ પરજલિ'. ઉત્તરાર્ધ: 'હૂં તેહનો દૂત ઈમ ભણઇ, તૂઝ સરિખા સેવક જેહણઇ.' આ પછી નીચેની કડી છે:

"મૂઝ સરિખા સેવક જેહનઇ, કહઇ નામ તસ મોહનઇ.
કાન્યકુબ્જ નરબ્રહ્મરાય, તેહના છિ અનેક ઉપાય."

૬૫–ઘ–ઉત્તરાર્ધ બીજું ચરણ: "તેહના ગુણ કાનિ બોલિએ."

આ પછી નીચેનું ગદ્ય છે:—

વારતા

"રાજવિક્રમાદિત્ય દૂત પ્રતિ કીહિ છિ. જિમની નામને લીધે છત્રીઅ તેહના ગુણ કામ ન આવીઅ."

જેહ લાગા મરીઇ જીવીઇ, તેહના ગુણ કાને બોલીઇ ?
એ સઘલૂં વિણાસઇ કાજ, એહનઇ દક્ષિણા દીજઇ આજ. ૬૬

સમવડિ કરતઉ જો એ ટલઇ, એ જૂનાં પૂરવિજનઇ મિલઇ."
"રે દૂત ! તૂં આપ સંભાલિ," ખડગ કોપ લેઇ હણિઉ તતકાલિ. ૬૭

ખૂંખારવ તવ કીધઉં દૂત, ભાગઉં દંડ હૂઇ નિવૃત્ત.
લઘુલાઘવવિદ્યા જાણઇ ભૂપ, દૂત તણૂં તિહાં કીધૂં રૂપ. ૬૮

રાજકુંઅરી બોલાવી જાઇ, "વેગઇ ચાલિ, નિસિ થોડી થાઇ."
વસ્ત્રપટઉલાં લેઇ કરી રાજકુંઅરી થાનિકિ પરિવરી. ૬૯

પેટીવસ્ત્રપટઉલાં લીઆં, મંદિરિ મેહેલી બાહારિ થયાં.
ભરી સાંહાંઢિ તે બિહૂ ચડાં, પવનવેગિ જાઇ દડવડાં. ૭૦

દિસિ પૂરવિ ચાલી સાંહાંઢડી, રાજકુંઅરીનઇ ચિંતા પડી.
"અરે દૂત ! તૂં મૂરખ જાટ, પસ્ચમ દિસઈ તિ મેહેલી વાટ. ૭૧

પસ્ચમ તણઉ પંથ દોહિલઉ, પૂરવ તણઉ પંથ સોહિલઉ."
વલતઉ દૂત સીખામણ દીઇ: "મધ્યમ રાતઇ લવતી રહઇ." ૭૨

---

૬૬–ઘ–'વિણાસઇ' ને બદલે 'વણાસઇ'

૬૭–ઘ–'પૂરવિજનઇ' ને બદલે 'પિતરાંનઇ.' 'તતકાલિ' ને બદલે 'ક' માં 'કપાલિ.'

૬૮–ઘ–પૂર્વાર્ધ: "બંભ સુત તવ કીધો દુઃખ, ભાગૂં દરદ નિ હૂઉં સુખ." 'લઘુલાઘવવિદ્યા' ને બદલે 'લાઘવવિદ્યા.'

૬૯–ઘ–'વસ્ત્ર' ને બદલે 'વસ્ત.' 'પટઉલાં' ને બદલે 'અનોપમ.'

૭૦–ઘ–'પટઉલાં' ને બદલે 'ચિર.' 'બાહારિ થયાં' ને બદલે 'બાહાર નીકલાં.'

૭૧–ગ-ઉત્તરાર્ધનું પહેલું ચરણ: "અરે દૂત ! આ પૂરવ વાટ."

૭૨–ગ–'મંધ્યમ' ને બદલે 'માઝમ.' ઘ–'માઝિમ.' 'લવતી રહઇ' ને બદલે 'અઠે સુણ હીઈઇ.'

કઠિન બોલ બોલિઉં તિ ઇસ્યૂં, તઇ રાય મુખ નવિ રાખિઉં રીસિઉં.
જિમ ઠાકુરઠકુરાણી તિસી, પરસંસા નવિ કીધી કસી. ૭૩
કહઇ કન્યા, "નવિ દીસઈ રૂડ, દૂત તણઇ મનિ ઊપનૂં કૂડ.
રાખિ સાંઢિ, મં ખેડિ અજાણ, રાજા નરબ્રહ્મ કેરી આણ." ૭૪
"રે મૂરિખી! ગહઇલી અજાણિ,! હઈઆમાંહિ તૂં ડાહાપણ આણિ.
નરબ્રહ્મ કેરૂં લેઅસિ નામ, તઉ તૂં નિસ્ચઇ ચૂકિસિ ઠામ." ૭૫
"દમનીતણી પ્રીતિ તિ ગઇ, માયબાપથી અલગી થઇ.
જનમિં સુકૃત વાચા નીગમી, હૂં દૈવઇ ઈણિ પિરિ દમી." ૭૬
"માહારૂં છિ જૂઆરી નામ, માલવમંડલ રહઇવા ઠામ.
અઇ હારી અસ્ત્રી માહારી, તૂહ માટઇ છોડાવિસિ સહી. ૭૭
વલી હારિઉં છઇ ધન અતિઘણૂં, વલી પારકૂં નઇ આપણૂં.
બેટી તણાં હૂં રતન વેચિસિ, ઈણિ પિરઇ સઘલૂં રણ છૂટેસિ." ૭૮
ખેડણહાર વલીવલી કહઇઃ "એહવૂં જાણી રોતી રહઇ.
તાહારૂં ભાયગ રૂઅડૂં અછઇ, રૂઅડૂં મનસૂં માનિસિ પછઇ." ૭૯
"રૂડા કેરૂં આવિઉં છેહ, જૂઆરીસૂં હૂઉં સનેહ.
જેહનઇ જૂઆરી ભરતાર તેહ નારી નહિ ભલીવાર. ૮૦

---

૭૫—ગ-ઉત્તરાર્ધનું બીજું ચરણઃ "તઉ હૂં ફેડીસ તાહારો ઠામ." ઘ—"તો તાહારો હૂં ફેડીસ ઠામ."
૭૬—ઘ-'નીગમી' ને બદલે 'મૂઝ ગઇ.' આ પછી 'ગ' માં નીચેની કડી છેઃ—
"તૂં તાહારું મઝ કીહિનિ નામ, કાંહાં જાઈસ તિ કીહિનિ ઠામ.
રોતી નાર એહેવૂં ઊચરિ, રાજમનિ કૌતિગ પરવરિ."
૭૭—ગ-ઘ-'અસ્ત્રી' ને બદલે 'બહીઆર.' ઘ-'સહી' ને બદલે 'ગ' માં 'પરહી' છે.
૭૯—ઘ-ઉત્તરાર્ધઃ "માહારું ભાગ અછિ રૂઅડૂં, પછિ થાસિ અતિરૂઅડૂં."
૮૦—ગ-ઉત્તરાર્ધનું બીજું ચરણઃ "તો જન્મતરિ નહિ ભલીવાર."
ઘ-ઉત્તરાર્ધઃ "જો જૂઆરી હૂઉ ભરતાર, તો જનમાંતરિ હૂઈ ભલીવાર."

## દૂહા

જૂઆરીઘરિ રિદ્ધડી, માંકડકોટઇ હાર;
ગહહ્લીમાથઇ બેડલૂં છાજઇ કેતી વાર?" ૮૧

## ચઉપઈ

કન્યાઈ બોલિઉં રાઈ સુણિઉં, મન માંહઇ નવિ માનિઉં ગણિઉં.
રાજા મનિ વિમાસઇ અસૂં, "નિસવારથ બોલીજઇ કસૂં?" ૮૨

વાટઇ પ્રછન્ન પુહુતાં તામ, વન માંહઇ કીધઉં વિશ્રામ.
માણુસ કેરી સણસણ લહી, તવ સંઘ ઊઠિઉં ગહગહી. ૮૩

"પરધન પરનારી જિ હરંતિ એહેવા કાયર બહૂ દીસંતિ.
સંઘ તણૂં જઉ સંઘ માણીઇ, માંટીપણૂં તુ તેહનૂં જાણીઇ." ૮૪

સબદવેધ જાણઇ વિક્રમ, થાનિક કેરું જોયૂં મર્મ.
કરી પ્રાણ નઇ મેહેલિઉં બાણ, સંઘ તણા તવ હરિયા પ્રાણ. ૮૫

વિક્રમ તણૂં બાણ પરિવરિઉં, મુખિ પઈઠૂં પૂંછડિ નીસરિઉં.
કહઇ રાજાઃ "તૂં સાભલિ લોઇ, સમાચાર સંઘનૂં જોઇ. ૮૬

મૂઉજીવતઉ જો એ જઇ, બાણ અમ્હારું આવે લઇ.
રાજકુંઅરી હઈડઇ લહઇ છઇ, "એ મૂઝનઇ મારેસઇ સહી. ૮૭

તિહાં જાઇસિ તુ સંઘ ખાઈસઇ, નહિ જાઉં તુ એહ મારસઇ."
ચાલી એહવઉ કરી વિચાર, એણઇ કીધઉં સંઘ તણઉ વિડાર. ૮૮

---

૮૧—ગ-'રિદ્ધડી' ને બદલે 'ઓથડાં.'
૮૨—ઘ-પૂર્વાધનું બીજું ચરણઃ "મન માંહઇ, કાંઈ નવિ ગણૂં."
૮૩—ગ-ઘ-'સણસણ' ને બદલે 'સણસણા."
૮૪—ગ-'હરંતિ' ને બદલે 'આણંતિ.'
૮૫—ગ-'પ્રાણ' ને બદલે 'કરણ.' ઘ-'કર્ણાટનઇ.'
૮૬—ઘ-'પરવરિઉં' ને બદલે 'ઊછલૂં.'
૮૮—ઘ-'વિડાર' ને બદલે 'સંહાર.'

ખાણુ નિરતૂં એણઇ સાંધિઉં, મુખિ થકું કર ગ્રહી કાઢિઉં.
ખાંણુ લેઈનઇ પાછી વલી, દૂધમાંહિ જિમ સાકર ભલી. ૮૯
નારી નાભઈ ખઇઠિઉ સાસ, હૃદય ઊપનૂં અતિવિસવાસ.
"પુરુષારથ દીસઇ અતિઘણઉ, કહુનઇ વંસ તુમ્હે આપણઉ." ૯૦
"હૂં વિક્રમ અવયંતીધણી, આવિઉ'તૂં આરતિ આપણી.
આરતિ ભાગી પૂગી રૂલી, એક પેટી, ખીજી તૂં મિલી." ૯૧
જવ જાણિઉં રાજાવિક્રમ નારી ચિંતઇ જાગિઉં કર્મ.
"ભાવઠિ ભાગી જનમહતણી, મઇં લાધઉં માલવનઉ ધણી. ૯૨
દરસન દીઠઇ દુઃક્રિત ટલિઉં, જાણિ મૂઝ વઇરાગ સફલિઉં !
મૂઝનઇ હૂઉં સફલ સંસાર, કલ્પવૃક્ષ મઇં પામિઉં સાર. ૯૩
જિ દમનીઇ કહિઉં અહિનાણુ, તિ સાચૂં દીઠૂં સહનાણુ.
પાયિ પદમ દીસઇ ઝલકંતિ, સત્ય સત્ય વિક્રમ હોઅંતિ. ૯૪
સવિહૂનઇ વિદ્યાઆધાર, વિદ્યાનઇ કહઈનઉ આધાર ?
વિદ્યાનઇ વિક્રમઆધાર, પરદુઃખતણઉ નિવારણહાર. ૯૫
મઇં દૂહવણ કીધી અપાર, સ્વામી ! રખિ કાંઇ કરૂ વિચાર !
મનવંછિત ફલ હૂં લહેસં, મૂરિતવંતઉ મલિઉં નરેસ." ૯૬

---

૮૯—ઘ-"નિરતિ ખાંણુનિ કરિવા ગઇ." ગ-'પૂંછડી વીંધિઉ.'

૯૦—ગ-'વિસવાસ' ને બદલે 'ઉલ્લાસ.' ઘ-પૂર્વાર્ધઃ "તિ નારીનઇ વલીઓ સાસ."

૯૧—ઘ-'ખીજી' ને બદલે 'દુજી.'

૯૨—ઘ-ઉત્તરાર્ધ બીજું ચરણઃ "મઇં વર લાધો માલવધણી."

૯૩—ગ-પૂર્વાર્ધનું બીજું ચરણઃ 'મિ જાણૂં વઈરાગ લહુ.' ઘ-'ટલિઉં' ને બદલે 'હલિઉ.'

૯૪—ગ-'સહનાણુ' ને બદલે 'સંધાણુ.' ઘ-ઉત્તરાર્ધ બીજું ચરણઃ "સાહી એ વિક્રમ હુઅંતિ."

૯૫—ઘ-આ કડી 'ગ' માં નથી.

૯૬—ગ-આ પછી નીચેની કડી છેઃ

"અવગુણ લોપી ગુણ બોલંતિ, માંહોમાંહિ અતિ હરખંતિ !
પ્રેમરંગિ પટઉલાં ભાત ફાટિ પણ ન ભાત ન જાત."

ઘ-"મઇં દૂહવણ કીધી" ને બદલે "મઇં વચન કહ્યાં."

કહઇ રાજા, “ સાંભલિ સસિમુખી ! સાવિજ મારિઉં કહઇ તું રખિ.”
રાજાવિક્રમ વલીવલી કહઇ, “ રખિ વાત કો ત્રીજઉ લહઇ.” ૯૭

રતનપુરીનયરિ પરવરીઆં, વાડીમાંહિ જઇ ઊતરીઆં.
રાજા પુહુતૂં નગર મઝારિ, કન્યા મૂકી ગઢદૂઆરિ. ૯૮

જવ રાજાઇ દીધી પૂંઠિ, વેશ્યા પાછલિ જૂઇ જૂઠિ.
અમૃતકંડિકા વેસ્યા નામ, તેણીઇ તિહાં જાણિઉં ઠામ. ૯૯

રાજકુંઅરીનૂં દીઠઉં રૂપ, “ ન્યાઇ તિ વ્યામોહિઉં ભૂપ.
એ કન્યા માહારઇ કરિ ચડઇ, ધરિ ટંકસાલ માહરઇ પડઇ. ૧૦૦

ખંડખંડના અધિકારીઆ, નગરનગરના વિહિવારીઆ;
અવર પુરુષ જિ ભોગી હૂસઇ અંગસેવા એહની આવસઇ.” ૧૦૧

વેશ્યાઇ માંડિઉં મૂરતિ ધર્મ, સઘલી વાતનઉ લીધઉં મર્મ.
માઇબાપનૂં પૂછિઉં નામ, ખોટી માયા માંડી તામ. ૧૦૨

“ જઇકિર્ણરાય માહરઉ તાત, જઇશ્રીઆ તિ માહારી માત.
માહારૂં નામ રતનમંજરી, વિક્રમસેનિરાય હૂં વરી. ૧૦૩

જયશ્રીઆ બહઇનિ માહારી, તૂં તેહની કીહીઇ કુંઅરી.
હૂં માસી નઇ તૂં ભાણેજિ, સગપણનૂં ઊપાયૂં હેજ.” ૧૦૪

અમૃતકંડિકા આદર કરી, કન્યાનઇ લેઇ નીસરી.
તવ કન્યાઇ કીધૂં ઊચાટ, તેહ પુરુષની જોઇધિ વાટ. ૧૦૫

સરવ સુખમાંહિ તિ હૂસઇ, તિ માહારઇ મંદિરિ આવસઇ.
કન્યાઇ જાણિઉં સાચી વાત, વેશ્યા ખેલી જૂઠી ઘાત. ૧૦૬

દાસી પાંચસાત પરિવરી, તિ સઘલી હાકઇ સાંહાંઢડી.
ગઇ ગુણિકા મંદિરિ આપણઇ, મનિ હરખી તિહાં એહવૂં ભણઇ. ૧૦૭

---

૧૦૧–ઘ–‘વ્યાપારીઆ.’
૧૦૬–ગ–પૂર્વાર્ધ પ્રથમ ચરણ: “સરિસયઉ જમાઈ જિ હૂસઇ.”

દૂધઈ ચરણ કરિયા પખાલ, હેઠિ ધરિઉં સોવનથાલ.
આવર્જન કીધી અતિઘણી, કહિ કન્યાઃ "મૂઝ ના'વો ધણી." ૧૦૮
ક્ષુધાક્રાંત ચિંતાવસ પડી, નગરમાંહિ લીધી સુખડી.
પાછઉ વીર પુહુતૂં જઇ, જાં જોઇ તુ કન્યા નહિ. ૧૦૯
"ધરમંદિર કહઇનાં સોધીઇ, ગઇ કહઇનઇ પૂછીઇ?"
રાજા મનિ વિમાસઇ ઇમ, "એહ વાત જાણીસઇ કિમ? ૧૧૦
આજ દિવસ ઇહાં જોઉં કરૂં, નિસાચરીઇ રયણી હૂં ફરૂં."
નવિ લાભઇ સુધિ કન્યા તણી, પાછઉ વલૂં નરબ્રહ્મ ભણી. ૧૧૧
નિસાચરી હિંડિઉ વિક્રમ, કન્યાતણઉ ન લાધઉં મર્મ.
નવિ કીધી તિ કુણઇ વાત, ઇમ જોઅંતાં થયઉં પ્રભાત. ૧૧૨

## વારતા

રાજાવિક્રમ રત્નપુરમાંહિ છિ. રત્નમંજરી રાજાનિ વાટ જોઇ છિ. "રાજા ન પધારા તિ શા કારણિ?" વેશ્યા વલતૂં કીહિ છિઃ—

## ચઉપઇ

જિ કહીઇ સામી તાહરઉ, જમાઈ લાગઈ તિ માહરઉં.
હવડાં લેઇ આવૂં તેહનઇ, તેહની આરિતિ છઇ મૂહનઇ. ૧૧૩
તુઝ થકી તિ માહારઇ ઘણઇ, તૂં આવી છઇ ઘરિ આપણઇ.
તેહની ચિંતા મ કરેસિ બાલ! સોધી લાવૂં તિ તતકાલ. ૧૧૪
ઊઠઉ અંગિ ઊગટણું કરઉ, હઇયા થકી ચિંતા પરિહરઉ.
મર્જન સારી ભોજન કરુ, હઇઆ માંહઇ અતિઊલટ ધરઉ." ૧૧૫

૧૦૮-૫-'હેઠિ' ને બદલે 'તલિ.'
૧૧૨-૫-'હિંડિઉ'' ને બદલે 'રહો.' આ પછીનો ગદ્યભાગ 'અ' પ્રતમાંનો છે.
૧૧૩-૫-'તેહનઇ' ને બદલે 'કન્હઇ.'
૧૧૪-૫-'સોધી લાવૂં'' ને બદલે 'સોધાવી આણું તતકાલ.''
૧૧૫-૫-'પરિહરઉ' ને બદલે 'વીસરઉ.'

"અંગિ ઊગટણ નવિ મર્જન કરૂં, ધણી વિના કિમ અન્ન વાવરૂં?
જિહાં લગઇ તેહ પુરુષ નવિ મિલઇ, તિહાં લગિ ચિંતા કિમ
માહારી ટલઇ?" ૧૧૬
નીલજ નારી દીસઇ ઘણી, તિ હિંડઇ ઇછાઇં આપણી.
ઉત્તમનૂં નહિ એહ આચાર, પુરુષ તણઉ અંગવિહિવાર. ૧૧૭
એક પુરુષ પઇસિઇ નીસરઇ, તિ સરિસાં ગોઠઇ મિલઇ.
મુગત કેસ સઘલી દીસંતિ, મૂહઢઇ યત્રતત્ર બોલંતિ. ૧૧૮
ઘરતણુઉ દીઠઉં આચાર, તેહનઇ ઘરિ નહિ છોછિ લગાર.
મધ્યમ કેરી દીઠી રીતિ, રાજકુંઅરી હોઇ ભયભીત. ૧૧૯
કહઇ કન્યા: "કાષ્ઠ ભક્ષ કરૂં, નવિ દાંતિ અન્ન વાવરું."
"તેહ પુરુષ જીવતૂં હોયસિ, ઈણિ સ્થાનિ નકી આવસઇ. ૧૨૦

---

૧૧૬-ઘ-'વિના' ને બદલે 'પખે.'

૧૧૭-ઘ-'પગરવ અપાર.' ગ-'અંગવિહિવાર.'

૧૧૮ ઘ-'નીકલઇ.' ઉત્તરાર્ધ પહેલું ચરણ: "ક-કાછમુગત સઘલી દીસંતિ."
ઘ-"કાછસંપટ સઘલી દીસંતિ."

૧૧૯-ક-"તેહનિ ઘરિ નહિ છોછિ લગાર." ગ-પૂર્વાર્ધનું બીજું ચરણ:
"આભડછેટ નહિ વિચાર." ઘ-'ક' મુજબ. ઉત્તરાર્ધ પહેલું
ચરણ: ભીતિ રીતિ, તાંતિ (?) એમ ક, ગ, ઘ માં અનુક્રમે.
બીજું ચરણ: ક-"રાજકુંઅરી તવ ચમકિઉં ચિત્તિ." ગ-ઉપરનો
પાઠ. ઘ-'ક' મુજબ.

૧૨૦-ગ-આ પછી નીચેની કડી છે:—
"કાં કુંઅરી! બોલિ અસૂ? તૂહનિ દુઃખ છિ કસૂં?
તિ સરિખા પુરુષ કેતલા? આવસિ સવિ આંહિ તેતલા.
છત્રપતિ ચાલ્યા આવસિ, અતિ તાહારું મોલ વાધસિ.
અન્ન, ભોગ, આસન અપાર, પાનફૂલનૂં નહિ નિવાર."
ઘ-"કહઇ કન્યા કાષ્ઠભખણ કરું, તૂહને દુઃખ છિ કેહ તણો?
તેહ સરિખા પુરુષ કેતલા? નિત આવઇ ઈહાં તિ બલા."
આ પછી:—
"છત્રપતિ ચાલ્યા આવસઇ, તાહારું અતિહિ મુહતમ વાધસીઇ,
અંગભોગ હૂસઇ અપાર, પાનફૂલનૂં નહિ નિવાર."

સવિ ઇછા તાહારી પુહુચઇ, તૂં દેખીનઇ સવિ રાચસઇ;
ઈણિ વાતઇ આણઉ હેજ," કહઇ માસી, "સાંભલિ ભાંણેજિ!"૧૨૧
"સગપણ નઇ માથઇ સિલ પાડિ, માસી કેરૂં નામ નિવારિ.
જેણઇ કાજિ તૂં આદર કરઇ, તેણઇ અરથ નવિ તાહરૂઉં સરઇ."૧૨૨
કાષ્ઠભક્ષણ કરવા નીકલી, નગર માંહિ તિ વાત ઊછલી.
પુરૂષતણઉ નવિ લાભઇ પાર, નગરમાંહિ અતિહાહાકાર! ૧૨૩
નગરમાંહિ અતિવાત પરિવરીઃ બઇઅરિ એક રાજકુંઅરી.
પરદેસણિ કો એ આવી હતી, તિ બઇઅરિ થાઇ છઇ સતી. ૧૨૪
અસ્ત્રી મેહેલી રાજદૂઆરિ પુરૂખ પુહુતૂં નગર મઝારિ,
કુણઇ મારિઉં, કઇ કુણઇ છલિઉં, તેહ પુરૂપ પાછઉ નવિ વલિઉં. ૧૨૫
તેહની અસ્ત્રી થાઇ સતી, નગરનાયકાનઇ ઘરિ હતી,
વરસ સોલની બાલીવેસ. રૂપઇ બાંધ્યા છૂટ દેસ. ૧૨૬
નારી દેખી સવિ કો રડઇ, આલોટી નઇ ભૂંઇ પડઇ.
જેહ પુરૂપની એહેવી નાર કેહવઉ હૂસઇ તેહનઉ ભરતાર? ૧૨૭
ભૂપતિ આગલિ પુહુતી વાત, નારી એક પણિ રૂઅડી ધાત.
પુરૂષ થકી વિખટી પડી, તેહ નાર સત કરિવા ચડી. ૧૨૮
તિ જોવા સરિખી ગોરડી, ધોઇ હાથ વિધાતાઇ ઘડી.
અતિસુંદરી નઇ સાચી સતી, દીસંતી જાણિ સરસતી! ૧૨૯
નારી મેહેલિ નગર માંહઇ ગયઉં, બીજઉ દિહાડઉ તેહનઇ થયઉં.
નવિ લહીઇ એ મૂઉજીવતુ, નગરમાંહિ તિ આવિઉં હંતઉં. ૧૩૦

---

૧૨૧-ગ કડીનો પૂર્વાર્ધ 'ગ' પ્રતનો છે.
૧૨૨-ઘ-'અરથ' ને બદલે 'કારજ.'
૧૨૩-ઘ-"કાષ્ઠભખણ કરવા નીકલી, સહસ પુરુષિ વાત સાંભલી.
નરનારી તણઉ ન લાભિ પાર, નગર માંહિ થયો હાહાકાર!"
૧૨૫-૧૨૬-ઘ-'અસ્ત્રી' ને બદલે 'બઈઅરિ.'
૧૨૭-ગ-'ભૂંઇ' ને બદલે 'અવની.'
૧૨૮-ક-ઉત્તરાર્ધઃ "માંટઇનઈં તિ ફાટઇ પડિ, તિ બઈઅરિ સતી થાવા ચડી."

સેન સહઇત રાજા પરિવરિઉં, સતી નઇ જોવા સંચરિઉં.
રતનસિંહ તિહાં પુહુતૂં થાઇ, સતી તિહાં વદ્ધાવઇ રાય. ૧૩૧
નદીતીરિ સતી ઊતરી, સ્નાનદાન રવિપૂજા કરી.
સતી આવી ઊભી ચેહતીર, એતલઇ પુહુતઉં વિક્રમવીર. ૧૩૨
રાઈ જઈનઇ બાહઇ ધરી, ચરણસૂં ચેહિ કીધી પહરી.
લોકે કીધઉં જઈજઈકાર! અતિઊછવ હૂઇ અપાર! ૧૩૩
પુષ્પવૃષ્ટિ તિહાં દેવે કરી, રતનસિંહ હેઠઉ ઊતરિ.
તેહ પુરૂષનઇ કરઇ પ્રણામ, "તુમ્હે કહુ તુમ્હારૂં નામ." ૧૩૪
"વિક્રમાદિત્ય અમ્હારૂં નામ, ત્રંબાવતીઇં હૂતૂં કામ.
કાજ કરી હૂં પાછઉ વલિઉં, તાહારા નગરમાંહિ છેતરિઉં" ૧૩૫
સિઉં જીવિઉં નઇ સિઉં તુઝ રાજ? નગરમાંહિ હૂઇ એહેવાં કાજ.
રતનસિંહનઇ લજ્જા થઇ, સવિ વાત સોધાવઉં જઇ. ૧૩૬

વારતા

એહવઇ પ્રસ્તાવિ રતનપુરનગર ઊપરિ પરાઠી કટક આવી વીટિઉં છઇ. તસઇ રાજાવિક્રમાદિત્ય રતનસંઘરાજા પ્રતિ ઇમિ કહઇ છઇ. ૧૩૭

આપણઇ સાવધાન થઇ આપણઇ થાનિક જઇઇ. પરમેસ્વર કરસઇ તિ હૂસઇ. ૧૩૮.

ચઉપઈ

ચડિઉં કટક ચાલિઉં ગઢમાંહિ, વેગિ વિછેદઇ પુહુતા જાઇ.
રતનસંધ સજાઈ કીદ્ધ, તિણ દિવસ હોવા લાગૂં જૂદ્ધ. ૧૩૯
યંત્ર જોડિ ઢીંકલી ઢલંતિ, પાલા ગઢ આવી વિલગંતિ.
પાલા ગઢ થિકા ઊતરંતિ, અંગોઅંગિજ તેહ મિલંતિ. ૧૪૦

---

૧૩૩-ક-'ચરણસૂં' ને બદલે 'પાયિ હણી.'
૧૩૬-ઘ-'નગર' ને બદલે 'પાટણ.'
૧૩૯-ઘ-'વિછેદઇ' ને બદલે 'બંબોહો.'
૧૪૦-ઘ-"યંત્ર જોડી તરુઅ ટલંતિ, પાલાસૂં પાલા વિલગંતિ.
રાઉત રાઉતસૂં ભિડંતિ, પાલા પૂંઠિ પાલા દડવડંતિ."

ઊઠી રાઉત સરવ લઇ, પાખરીઆ પૂંઠઇ દડવડઇ.
જિમ ઊઠઇ સસિ ઊપરિ રાહુ, સૂર તણાં વિહડઇ સનાહ. ૧૪૧

ભુજા તણાં દેખાડઇ પ્રાણ, માંહોમાંહિ વિછૂટઇ બાણ.
દાંતે દાંત મઇગલનઉ મિલઇ, પાખરીઆ પાખરીએ ભડઇ. ૧૪૨

સરણાઇ વાજઇ સુરંગ, બાણગાન કરિ અતિચંગ.
તૂરતવલ નઇ જાંગી ઢોલ, સહુઇ નાદ હૂઇ હાલકલ્લોલ. ૧૪૩

ઢલઇ સીસ નઇ ધડ ઝૂઝંતિ, કાયરતણાં હઇડાં કાંપંતિ!
રાઉતતણી હાક વાજંતિ, ઇમ તિહાં સમરંગણિ વરતંતિ. ૧૪૪

રણમાંહિ રાઉત ભોજન કરઇ, ખડગ તણાં અંગજ વાવરઇ.
ભાલી ભડઇ થીની ધાર, એહેવી હૂઇ જમણવાર. ૧૪૫

દિવસ ત્રણિ જૂદ્ધ હૂઉં અપાર, દિન ચઉથઇ કીધઉં વિચાર.
જાઇ જોવા નિ જાઇ નીકલી, તિ સારુ યુદ્ધ કીજઇ વલી. ૧૪૬

વિક્રમસેન દિઇ બુદ્ધિનઉ ઠામ, અણવિમાસિઉં ન કરઇ કામ.
રતનસંઘ એહવૂં પૂછાવિ, "તૂં આવિઉં છઇ કેહઇ ભાવિ? ૧૪૭

---

૧૪૧-ગ-'વિહડઇ' ને બદલે 'વૂટિ.' ઘ-ઉત્તરાર્ધ: "પાલેપાલા સમ-ઊતરંતિ, અંગોઅંગ જેમ મિલંતિ."

૧૪૩-ગ-આ કડી નીચે મુજબ છે:—
"સરણાઈ વાજિ સુરંગ, વાજિ જાંગી ઢોલ મૃદંગ.
બાણગાન કરિ રણકાલ, માદલ મહૂઅર વાજિ તાલ."
ઘ-'સુરંગ' ને બદલે 'સારંગ.' પૂર્વાર્ધ બીજું ચરણ: "વરણાંગિણ કાહલી નવરંગ." ઉત્તરાર્ધ: "વાજિ માદલ નિ કંસાલ, વાજિ જાંગી ઢોલ રસાલ."

૧૪૪-ઘ-'ઝૂઝંતિ' ને બદલે 'ધ્રૂજંતિ.'

૧૪૫-ઘ-આ કડી નથી.

૧૪૬-ક-"જા તૂ રહઇ હું જોઇ નીકલી, તિ સારૂ યુદ્ધ કીજઇ વલી."

૧૪૭-ઘ-પૂર્વાર્ધ: "વિક્રમસેનિ દીધી બુદ્ધિ, પૂછાવીનિ લીજે સુદ્ધિ."

અમ્હ તુમ્હ કસી અદાવતિ પડી? મૂઝ ઊપરિ તૂં આવિઉં ચડી?"
રતનસંઘ પૂછાવઇ ઈમ, વિષ્ટઇ નર જઇ પૂછઇ તિમ. ૧૪૮
સમાચાર લેઇ પાછા વલા, રતનસંઘ નઇ આવી મલા.
સુણુઉ વાત રાય! અમ્હ તણી, જઇકિરણરાય અંભોયંતધણી. ૧૪૯
"તાહારઇ નગરિ ચોરનૂં પગ, હૂં આવઉં છૂં તેહનઇ લગ.
તિણિ માહારી બેટી હરી, વેગઇ ચોર આપઉ મૂઝ ધરી." ૧૫૦
રતનસંઘ તિહાં બોલી કોર, "તૂઝનઈ ચોર કહઇ તિ ચોર."
એહ વાત વિક્રમ સાંભલી, અતિ હરખિઉ અવયંતીધણી. ૧૫૧
વલતુ એ સંદેસઉ ગયઉં: "તુમ્હારઇ ચોર જમાઈ થયઉં.
ચોર તણી વાત છઇ ઘણી, તિ ચોર માલવનૂં ધણી. ૧૫૨
ચોર નામઇ છઇ વિક્રમાદિત્ય, એહેવૂં બિરદ છઇ જગત્રયવિદિત.
ત્રિહૂ ભવને ગમન એ કરઇ, કવણ સુર તેહનઇ તોલે ધરઇ?" ૧૫૩

**વારતા**

વલતો રાજા જઇકિરણ કહરાવઇ તિ દૂત કાગલ રતનસિંહ આગલિ કહઇ છઇ.
જઇકિરણરાય સંદેસઉ સુણિઉં, ઊપનઉં આનંદ હૈયાસૂં ઘણઉં.
જેહની કીરતિ શ્રવણિ સુણી, તિ જોઇઇ દષ્ટઈ આપણી. ૧૫૪
નીર મિલઇ દૂધ જિમ સમઇ, ખરઇ મંત્રિ જિમ વિષ ઉપસમઇ.
રાજા જઇકિરણ ઊઠિઉં તામ, તિણિ દસઇ થઇ કરઇ પ્રણામ. ૧૫૫

---

૧૪૮–ઘ–'અદાવતિ' ને બદલે 'અહંમતિ.' 'વિષ્ટઇ નર જઇ' ને બદલે
'જય પ્રધાન.'
૧૫૧–ગ–પૂર્વાર્ધ: 'રતનસંઘ તવ બોલો મર્મ, તિહિનિ તિ કીહિઇ ધર્મ.'
૧૫૩–ઘ–'વિક્રમાદિત્ય' ને બદલે 'વિક્રમરાય.' 'જગત્રયવિદિત' ને બદલે
'જગત્રય માંહિ.'
૧૫૪–ઘ–આ પહેલાંનું ગદ્ય 'ઘ' માંનું છે. ગ–આ કડી 'ગ' માં નથી.
ઘ–પૂર્વાર્ધ બીજું ચરણ: "સૂણી વાત મનમાંહિ ધ્રૂણિયો."
'દષ્ટઇ' ને બદલે 'આપણ.'

નગરમાંહિ બોલાવિઉં રાય, રાજવર્ગ સવિ સાહાંમૂં જાઇ.
જઇકરણરાયનૃપ પાલઉ થઇ, માહોમાંહિ આલિંગન દેઇ. ૧૫૬
"કન્યાહરણ કીધૂં સ્યા ભણી ?" ઇમ બોલઇ ખંભાઇતિધણી.
"વિવાહતણૂં કાજ ઘણ હતૂં, લાડકોડ માહારૂં પુહુચતૂં. ૧૫૭
નલવટિ લખિઉં તેહ નવિ ટલઇ, કેહનૂં નિમત્તિ કિહાં જઇ મિલઇ."
એહવૂં કહઇ રતનસંઘરાઈ, "આપતિ કુણઇ ન પાછી થાઇ?" ૧૫૮

## વારતા

રાજારતનસિંહ જઇકરણરાઇ એ બિહૂ રાજાવિક્રમની પ્રસંસા કરિ છિઇ.
"એ બેટી મઇ જાઇ ભલઇ, વિક્રમસેન આવિઉં એતલઇ.
વિક્રમનૂં દરસન ભલઇ કરિઉં, અંગતણૂં દુઃકૃત અપહરિઉં. ૧૫૯
માહારઇ મસ્તકિ દીધા પાય, ચાલી આવા વિક્રમરાય."
રતનસંઘ હુઇ ગહગહિઉ, સેવક સામી સમરથ લહિઉં. ૧૬૦
રતનસંઘ નઇ જઇકિરણરાઈ, હઇઆ માંહિ નવિ હરિષ સમાઇ.
જઇકરણરાઈ આદર કરી, રતનમંજરી વિક્રમ વરી. ૧૬૧
નગરલોકનઇ પહિરિમણી આપઇ ખંભાઈતિનૂં ધણી.
રતનસંઘ કરઇ જિમણવાર, મનિ હરિષ ઊપજઇ અપાર. ૧૬૨
વિવાહ કરી સહૂ નવરૂં થયઉં, વેશ્યાનઇ તવ તેડૂં ગયઉં.
વેશ્યા આણી રાજા કહઇ, "કુણઇ બુદ્ધિ દીધી તૂંહનઇ?" ૧૬૩
"મૂઝનઇ બુદ્ધિ નહિ કિહી તણી, સાંભલિ રે! રતનપુરના ધણી!
જિ અણહારૂં તેહજ હૂઉં, હૂં માહારૂં કીધૂં ભોગવું. ૧૬૪

---

**૧૫૬–ઘ**–"રાજવર્ગ સવિ સાહામૂં જય" ને બદલે "રાજા એક કર સાહામૂં ધાય." ઉત્તરાર્ધ પ્રથમ ચરણઃ "રાજલોક સહૂ આદર દીઇ."
**૧૫૮–ઘ**–આ પછીનું ગદ્ય 'ઘ'માંનું છે.
**૧૫૯–ઘ**-'અંગતણૂં' ને બદલે 'દુરિતણૂં.'
**૧૬૦–ઘ** આ કડી નથી.
**૧૬૩–ખ**–પુગઉ.
**૧૬૪–ઘ**–'અણહારૂં' ને બદલે 'હોણહાર હોઇ.'

કન્યા દીઠી નગરદૂઆર, નારીતણું રૂપ અપાર.
તેહ ઊપરી દૃષ્ટિ મૂઝ થઇ, કૂડ કરી મઇં કન્યા ગ્રહી." ૧૬૫

"નગરમાંહિ તૂં એહવૂં કરઇ, અપકીરતિ માહારી વિસ્તરઇ.
રતન ભરી પેટી અણાવિ, સાવટૂ સાંહાંઢિ બે તિ લાવી. ૧૬૬

પેટી સાંહાંઢિ અણાવી રાઈ, વેસ્યાનઇ વિગૂયણ થાઇ.
એહેવી કિમ કરઇ છઇ વાત? માથંઇ પાડા પાટા સાત. ૧૬૭

નાકકાન કાપી પરભવઊં, રાસભિ બઈસારી ફેરવઊં.
ઘરમીરાતિ સવિ લૂસી લેય, પછઇ તસ દેસઉટઉ દેય. ૧૬૮

## વારતા

રાજા રતનસંઘઇ રતનમંજરીકુંઅરી બિહિઇનિ કરી બોલાવી છિ.
તેહનિ સાસરવાસઉ કરઇ છઇ. ૧૬૯

## ચઉપઈ

ઝાલિ, નગોદર નઇ ઝૂમણાં, પાયિ નેઉર, કરિ કાંકણાં.
મસ્તકિ અમૂલિક રાખડી, હાથિ મૂદ્રિકા હીરે જડી. ૧૭૦

મણિમુગતાફલ કેરું હાર, નલવટિ તિલક ચંદ્રઆકારિ.
મુગતાફલ નાસિકા સોહંતિ, રૂપઇ તિ મુનિવર મોહંતિ. ૧૭૧

---

૧૬૫-ખ-મઝારિ. 'કૂડ કરી કન્યા બોલાવી' એ પાઠ 'ગ'માં પણ છે.

૧૬૬-ક-ખ-'લાવી'. સાવટૂ. ઘ-'અણાવી'. 'ક'માંના 'ભરી અણવિ' ને બદલે 'બે તિ. લાવી.' 'સાંહાંઢિ' ને બદલે 'વરત.'

૧૬૭-ખ- "માથઇ પાટા કાઢા સાત." ઘ-'માથઇ પાડી પાટી સાત.' 'ક' માં માથઈ પાડી પેટી સાત.'

૧૬૮-ખ-દેસોટી. ગ-"ઘરબાહાર સવિ લૂંટી લેય."

૧૭૧-ઘ-"નલવટિ તિલક ચંદ્રઆકારિ" ને બદલે "નિલવટિ ચંદ્ર રૂડઇ આકાર."

મોતિજડિત તણી કાંચલી, પીતવરણ પટઉલી વલી.
જઈકિરણરાય તણી કુંઅરી, તિ માહારઈ થાઇ સહોદરી. ૧૭૨
બહનેવીનઇ પહઈરામણી આપઇ રતનપુરનઉ ધણી.
તેજી સહસ કરિઉં પ્રકાસ, વલી આપા મઇગલ પંચાસ. ૧૭૩
બેટી બાપનઇ હઈયિ વલ્લહી, બેટી કરણરાય હઈયાસૂં ગ્રહી.
રાય તણી અતિમાયા વડી, સઉ ગામ આપાં સુખડી. ૧૭૪
રતનપુર સણગારિઉં ઇસિઉં, ઇંદ્રભુવન જાણિ હૂઇ જિસિઉં.!
ઘોડે હસ્તિ પાખર ચઢી વાજઇ દદામા દડવડી. ૧૭૫
ચહુટઇ આણ ફરી રાઉલી, નગરમાંહિ ગૂડી ઊછલી.
તવ દંપતિ પરણી સાંચરિઉં, નગરલોક જોવા પરવરિઉં. ૧૭૬
રતનસંઘ નઇ જઈકરણરાઈ એ બિહૂ વઉલાવા જાઇ.
ગજરથસેન તવ સાથઇ જાઇ, નયરી અવયંતી પુહુતા રાઈ. ૧૭૭
કરઇ રાય તિહાં જમણવાર, અતિઆદર કીધૂં અપાર,
હિતવાછલ કરઇ વિક્રમ, સગપણ કેરઉ કહીઇ ધર્મ. ૧૭૮
રતનસંઘ નઇ પિહઈરામણી આપઇ વિક્રમ સાલા ભણી.
બિ સહસ તેજી પાખરિયા, સત હસ્તી લેઇ આગલિ ધરિયા. ૧૭૯

---

૧૭૨-ખ-'થાઇ' ને બદલે 'લાગિ.' ૧૭૩-ઘ-'ઘોડા વલી સહસ્ર એક તાસ.'

૧૭૪-ગ-'વલ્લહી' ને બદલે 'વાહાલી.' ઘ-'હઈિ વલ્લહી' ને બદલે 'અતિવાલ્હી.'

૧૭૫-ગ-'દમામા' ને બદલે 'નફેરી'. ઘ-'ઘોડા હસ્તી નહિ કો પાર, જાણિ રમવાનો વ્યાપાર!" ૧૭૬-ઘ-'ઊછવમહોછવ અતિ કરા, તવ દંપતિ પરણી સંચરાં"

૧૭૭-ગ-'રથ' ને બદલે 'દલ'. 'સાથઇ' ને બદલે 'સાયર'. ઘ-"ગજદલ સેન સહિત સંચરિઉં, અવયંતીરાય પુહુતૂં કરિઉં."

૧૭૮-ક-"આવર્જન તવ કરઇ વિક્રમ, સગપણ કેરઉ કહિ પરાક્રમ.'
ગ-ઉત્તરાર્ધ: 'અતિવાછલ કરિ વિક્રમ, સગપણ કેરું એહજ ધર્મ'

૧૭૯-ઘ-"સાત સહસ્ર લેઇ આગલિ ધરા."

માંણિકમોતીજડિત કબાહિ, મનવંછિત આપઇ સન્નાહ.
વલી દસ કોડિ આપિઉં સોવર્ણ, વિક્રમરૂપિ એ બીજઉ કર્ણ. ૧૮૦

રતનસંધ નઇ જઇકરણરાઈ મોકલાવી સવિ થાનિકિ જાઇ.
વિક્રમ કેરી લાધી મયા, નગર આપણઇ પુહુતા થયા. ૧૮૧

વચન તણઉ પાલઇ વિવિહાર, જઇ સાસૂનઇ કરઇ જૂહાર.
પેટી લેઈનઇ આગલિ ધરી, તિ થાનિકની કન્યા વરી. ૧૮૨

તવ બોલિઉં અવયંતીધણી, "એ બેટી થાઇ તુમ્હતણી."
સાસૂનઇ વલી પૂછઇ રાય, "ચઉથા વચનનૂં કરુ પસાય." ૧૮૩

તવ સાસૂ દીધઇ આસીસઃ "ચિરં જીવે તૂં માલવાઇસિ!
સાંભલિ રે માલવનરેસ! ચોથૂં તુમ્હનિ દઉં આદેસ." ૧૮૪



---

૧૮૦-ખ-'વિમલ રુપ' ને બદલે 'વિક્રમભૂપ.' ગ-'રૂપ' ને બદલે 'જાણિ'. ઘ-'સન્નાહ' ને બદલે 'સમદાય.' ક-'વિમલરૂપ.' ઘ-'વિક્રમરુપ'

૧૮૩-ગ-ઘ-'થાઇ' ને બદલે 'લાગિ.'

૧૮૪-ઘ-આ કડી 'ઘ'-માંની સ્વીકારી છે. બીજી પ્રતોમાં તે નથી.

# આદેશ ચોથો

—oOo—

### ચઉપઈ

"ધનશ્રેષ્ઠી તણુઇ ઘિરિ જાય, તેહેના ઘરનઉ જોઉં ઉપાય.
સાંભલિ તૂં વિક્રમનરેસ! ચઉથઉ તુમ્હનઇ એ આદેસ." ૧

વિક્રમ તિ પામિઉ આદેસ, આવિઉ રાય આપણિ નિવેસ.
સભા માંહિ પૂછિ રાઈ, "ધનશ્રેષ્ઠી વિસઇ કુણ ઠાઈ?" ૨

ડાહાસૂં ડાહા બોલંતિ, સવિ વાતનઉ મરમ લહંતિ:
"એણુઇ નામઇ નગરીઇં ઘણા, ખૂંધા, કાણા નિ વામણા. ૩

અધવેસ લઘુવઇ હિંડંતિ, જરાજીરણ ડોકર દિસંતિ.
નવ બારઇ નયરી દિસંતિ, નવિ લહીઇ કોએ કિહાં વસંતિ. ૪

લક્ષણ અડક જાણીઇ તાસ, થાનિક ઠામ જાણીઇ વાસ."
ઈણિ પિરઇ તિ ડાહૂં થાઇ, કહઇ સેવક સુણિ વિક્રમરાઈ! ૫

---

૧–ઘ–ઉત્તરાર્ધ: "એ અવયંતીનયર મૂઝાર, તુમ્હે જાજ્યો તેહેને ઘરબાર."
આ પછી નીચેની કડી છે:—
"સાહાસિક સાંભલિ તૂં વીર! હઈયામાંહિ તુમ્હે ધારજ્યો ધીર!
સાંભલિ તૂં માલવનરેસ! ચઉથઉ તુમ્હનઇ એ આદેસ."

૨–ખ–'પામિઉ' ને બદલે લાધૂં.' ઘ–"રાઈવિક્રમિ લાધૂં આદેસ."
"સભા પૂરી બેઠા રાઈ, ધણાસેઠિ વસઇ કિણ ઠાઇ?"

૪–ગ–ઉત્તરાર્ધનું પહેલું ચરણ ખૂટે છે. ઘ–"લઘુ વેસઇ અધવય હિંડંતિ."
'દીસંતિ' ને બદલે 'અવયંતી.'

૫–ખ–'ઠાહૂં.' ગ–'ડાહું.' ગ–ઉતરાર્ધનું પહેલું ચરણ: "ઈણિ પિરિ અહિધાણનૂં વ્યાપ." ઘ–"પૂર્વાર્ધ: "જેહનો નામ કહઇ સામ, તેહેનો જાણીજઇ નામ."

વિમાસીનઇ બોલિઉં એક, "ધનશ્રેષ્ઠીસૂં મૂઝનઇ દૂખ.
હૂં સમીપઇ ઢૂકડઉં રહંતિ, ધનશ્રેષ્ઠી તિ તેહ હોઅંતિ. ૬
અઇસી વરસનઉ તેહજ હોઇ, બઇઅરીબેટઉ નથી કોઈ.
ગાંઠઇ ગુરથ આછઇ અપાર, ધરમનીમ જાણઇ સુવિચાર. ૭
દયાવંત અનઇ સત્યવંત, ખિમાવંત અનઇ ગુણવંત.
ધરમાધરમ જાણઇ અતિઘણા, એહેવાં લક્ષણ છઇ તેહ તણાં. ૮
ખાય સ્વાસ નઇ નયણ ઝરંતિ, દંત વિના, દેહ કાંપંતિ.
તિ વલગઉ હિંડઇ લાકડી, સંકોચી થઇ દેહ સાંકડી. ૯
એક માહાજન શ્રીપતિસાહ, તેહ વસઇ છઇ પાડા માંહ.
સીલવ્રત બેટી પાલંતિ, તેહ કન્યા વિહિવા ન કરંતિ. ૧૦
રતનમંજરી તેહનૂં નામ, કરિ જપમાલા ઊચરઇ રામ.
વિહિવા તણી વાત કોઈ કહઇ, તિ વસ્તુ સીખામણ લહઇ. ૧૧
કન્યા સીખામણ દિઈ ઇસીઃ "વિહિવા તણી વાત હૂઇ કિસી?
વિહિવા થકી વિગોણૂં જાણિ, વાચકાછની કીજઇ હાણિ. ૧૨
રાગભાગ નવિ લાભઇ કોઈ, વઇરાગી વીસમઉ હોઇ.
મોક્ષમરમ નવિ કોઈ લહંતિ, બઇ અક્ષર કહુ કિસિઉં હોયંતિ. ૧૩

---

૬–ગ–' તેહ ' ને બદલે ' નિસ્ચય.'
૭–ખ–' ગાંઠઇ ' ને બદલે ' ગાઢિ. ' ' સુવિચાર ' ને બદલે ' સુવિહિવાર.'
ગ-ઉત્તરાર્ધનું બીજું ચરણઃ "ધરમમરમ જાણઇ આચાર." ઘ– " તેહજ હોઇ ' ને બદલે "ડોસો જેહ, ઈમ બોલિ બેટા નહિ તેહ." ' સુવિચાર ' ને બદલે ' આચાર.'
૮–ગ-ઘ–' ધરમાધરમ ' ને બદલે ' ધરમમરમ.'
૯–ખ–" સંકોચી થઇ દેહ સાંકડી " ને બદલે " સંકોચતૂં તેહની ખાલડી."
ગ–' ગલંતિ. '
૧૦–ગ–' સીલવ્રત ' ને બદલે ' સીલવંત. '
૧૨–ગ–ઉત્તરાર્ધઃ " વિહિવા નહિ કરું એમ જાણ, વાચાવછન હોઇ હાણ."
૧૩—ખ–ઉત્તરાર્ધનું બીજું ચરણઃ " બિહૂ અક્ષર એહવૂં સૂં કહંતિ."
ગ–' મરમ ' ને બદલે' ધરમ. '

બિહૂ અક્ષરનૂં જાણઇ જેહ, મુક્ત પ્રાણિ પુહુચઇ તેહ.
મોહ તણઉ ક્ષય જેહનઇ થાય તિ પ્રાણી વૈકુંઠિ જાય." ૧૪

તિ કન્યા એહેવૂં કહંતિ, ધરમધ્યાન બઇઠી રિહંતિ.
રૂપિ જાણે રંભા હોઇ! શ્રીપતિ કેરી બેટી સોઈ! ૧૫

ધનશ્રેષ્ઠી દુઃખીઉં અપાર, વડપણ નહિ કિહઇનૂં આધાર.
એહ વાત કન્યા સાંભલી, ધનશ્રેષ્ઠ ઊપરિ માયા વલી. ૧૬

ધનશ્રેષ્ઠ કન્યામનિ વસિઉં, પરમાનંદ હઇયિ ઉલ્લસિઉં:
"રાંડયા કેરૂં મ કરિ વિચાર, હૂં અસ્ત્રી નઇ તૂં ભરતાર." ૧૭

"માહારઇ માથઇ પંડર કેસ, તાહારું છઇ અતિસુંદર વેસ.
વિષઅમૃત કિમ એકઠૂં હોઇ? મૂરખી! હૃદયિ વિમાસી જોઇ. ૧૮

દાંતવિહૂણઉ હૂં ડોકરૂ, તૂઝનઇ જોઇઇ છઇલ છોકરૂં.
એક તાતૂં નઇ ટાઢૂં લોહ, મિહિલા! કિમ પામઇ મોહ? ૧૯

કોણિ વાતઇ ન કરઇ સોભ, કેહી વાતનૂં રખિ કરઇ લોભ?
સરિખાસરિખું જઉ તૂં કરઇ, તુ કાજ તાહારૂં સરઇ. ૨૦

શ્લોક

विनाभ्यासं विषं शास्त्रम्, अजीर्णे विषभोजनम् ।
विषं गोष्ठी दरिद्राणां, वृद्धस्य तरुणी विषम् ॥" २१

૧૪—ગ-'જેહ' ને બદલે 'ભેદ'. 'તેહ' ને બદલે 'વેદ.'
૧૬—ગ-'વલી' ને બદલે 'ભલી.'
૧૭—ગ-ઘ-'અસ્ત્રી' ને બદલે 'કન્યા.'
૧૮—ખ-ગ-ઘ-"તાહરૂં છિ નવજોબન વેસ."
૧૯—ખ-'છઇલ' ને બદલે 'નાહાનૂં.' ગ-'મિહિલા' ને બદલે 'ભલતાં.' ઘ-'છઇલ' ને બદલે 'પડૈ.'
૨૦—ગ-'કોઈ ન કરઇ' ને બદલે 'ન અમ.' ઘ-'ન કરઇ' ને બદલે 'ન હૂઇ.'
૨૧—ઘ-શ્લોક નથી.

## ચઉપઈ

"અંગભોગધન નહિ લોભ, મૂઝનઇ વર ગરઢાની સોભ.
નારી કુંવારી હૂઇ દોષ, મન માહારઇ ઊપજાઇ સંતોષ." ૨૨
ધનશ્રેષ્ઠઇ તિ કન્યા વરી, કરમ તણી ઇછા પરિવરી.
"દૈવગત્ય નવિ જાણી જાઇ," ઇમ બોલઇ તવ વિક્રમરાઈ. ૨૩
"છઠિ રાતિ લખિઉં જ્યમ, તિ વારિ તિ હોઇ ત્યમ.
તિ પાછૂં નવિ કોઈ ટાલંતિ," વસ્તુ. રાજા ઇમ બોલંતિ. ૨૪
ધનશ્રેષ્ઠીની સેવા કરઇ, પગ ધોઇ પાણી વાવરઇ.
પ્રતિવ્રતાધર્મ પાલઇ સાચ, સ્વામી તણી ન લુપઇ વાચ. ૨૫
તેહેનઇ હઇઇ પુણ્ય વિચાર, સતી તણુઉ જાણઇ આચાર.
અવર પુરૂષસૂં વાત નવિ કરઇ, એહવઇ આચારઇ પરિવરઇ. ૨૬
એ સરિખી કો નારી હોયંતિ, તિ સંઘાતઇ વાત કરંતિ.
અવર નારી નવિ દષ્ટિ કરઇ, સીલવત એહેવૂં આચરઇ. ૨૭
ચરણોદક તેહેનૂં પીઅંતિ, વંધ્યા નારી પુત્ર લહંતિ.
કઠીકાપટી તીરથવંતી, આવઇગઇ આશ્રમ લહંતિ. ૨૮

---

૨૨—ખ ગ-ઘ-આ કડી પછી આ પ્રતિઓમાં આ કડી છે:—
"પરણું તુ મૂઝ ઇ ભરથાર, માયબાપમનિ ગમ્યૂં વિચાર.
ધનશેઠિ કહ્યૂં: "હૂં નિર્દોષ, જુ પરણુસિ તુ તૂઝનઇ દોસ."

૨૪—ક-'તિ આવૂં નવિ છૂટઇ કર્મ.' ગ-કડીનાં ચરણ ઉલટાસૂલટી છે, ઘ-'ક' મુજબ છે.

૨૬—ગ-'પરવરઇ' ને બદલે 'સાંચરઇ.'

૨૭—ખ-આ પ્રતિમાં આ કડી નથી. ઘ-'આચરઇ' ને બદલે 'આદરઇ.'

૨૮—ખ-'તીરથવંતી' ને બદલે 'તીરથ હોઇ.' ગ-'વંધ્યા' ને બદલે 'વંઝા.' 'પુત્ર લહંતિ' ને બદલે 'છોરુ પામંતિ.' 'હોઇ' ને બદલે 'વંત.' 'સોઇ' ને બદલે 'રેહંતિ.' ઘ-'વંઝા.' 'આશ્રમ' ને બદલે 'વિશ્રામ.'

ચંદ્રગરિ કહીઇ ચહુઅટ્ટું, પ્રથમ ચૂક તણૂં ચુવટ્ટું.
ડાવી સિરિ મંદિર સોઇ, નવિ આવઇ નવિ જાઇ કોઈ. ૨૯

રાજાહૃદય વારતા રહી, ધનશ્રેષ્ઠી તિ હૂઇ સહી.
વિક્રમ વાત સાંભલી રહિઉં, વસતુ ભેદ ન કહઇનઇ કહિઉં. ૩૦

નષ્ટચરી થઇ ચાલિઉં નરેસ, કંઠિ કાંબલી, ભગવઉ વેસ,
કાપટીરૂપઇ રાજા થયઉં, ધનશ્રેષ્ઠીનઇ મંદિરિ ગયઉં. ૩૧

અંગણિ જઇ મુખિ ઉચ્ચરઇ રામ, વાસા કેરૂં માગઇ ઠામ.
રતનમંજરી એહેવૂં કીહઇ: "આણિ ઉટલઇ વાસઉ રહઇ." ૩૨

ઉઠિ રાજા બઇઠઉં જિમઇ, ધનશ્રેષ્ઠી પધારિયા તિમઇ.
આસણબઇસણઆદર કીદ્ધ, પગધોઅણનૂં પાણી પીદ્ધ. ૩૩
અરધ ભાગ જવ રયણી જાઇ, મંદિરિ ભિત્તઇ સૂતા જઇ.
ભરમભેદ મંદિરનૂં લીહિ, નસાચર પઇઠઉં ઘરમાંહિ. ૩૪

નસાચર નારીઇ દીઠ, નસાચર રૂપિ સૂં મિઠ!
વરસ વીસનઉ રૂપનિધાન, નારીઇ નરનઇ દીધૂં માન. ૩૫
બઇસારીનઇ પૂછઇ વાત; "કહઇનઇ તાહારી કેહી જાત?"
"માહારી જાતિ આછઇ રજપૂત, હૂં હિંદૂં છૂં લક્ષમીભૂત." ૩૬
ઓર તણુઉ રૂપ જોઇઉં, તિ નારીનૂં મન મોહિઉં;
"જેહનઇ કાજિ આવિઉં તૂં! તિ તૂઝ આરતિ ભાજિસિ હૂં. ૩૭

---

૨૯—ઘ-'સોઇ' ને બદલે 'તેહ.'

૩૧—ક-'કાંઠલૂં.' ગ-'કાંબલી.'

૩૩—ખ-ગ-ઘ-આ કડીનો ઉત્તરાર્ધ: "પગ ધોઇનઇ પાણી પીદ્ધ, પુઢાડી પગચાંપન કીદ્ધ."

૩૪—ખ-ગ-"જઈઇ મંદિરિ માંડઇ પુહુતા થાઇ" ને બદલે 'મંદિરિ ભિત્તઇ સૂતાં.'

૩૫—ઘ-'નિસાચરનં રૂપ ગરિ.' 'દીઠું છૂં' ને બદલે 'હાલૂં છૂં.'

૩૭—ઘ-'તિ નારીનૂં' ને બદલે 'રતનમંજરીનૂં.'

## ચઉપઈ

"અંગભોગધન નહિ સોભ, મૂઝનઇ વર ગરઢાની સોભ.
નારી કુંવારી હૂઇ દોષ, મન માહારઇ ઊપજઇ સંતોષ." ૨૨
ધનશ્રેષ્ઠઇ તિ કન્યા વરી, કરમ તણી ઈછા પરિવરી.
"દૈવગત્ય નવિ જાણી જાઇ," ઇમિ બોલઇ તવ વિક્રમરાઈ. ૨૩
"છઠિ રાતિ લખિઉં જ્યમ, તિ વારિ તિ હોઇ ત્યમ.
તિ પાછું નવિ કોઈ ટાલંતિ," વલતુ રાજા ઇમિ બોલંતિ. ૨૪
ધનશ્રેષ્ઠીની સેવા કરઇ, પગ ધોઇ પાણી વાવરઇ.
પ્રતિવ્રતાધર્મ પાલઇ સાચ, સ્વામી તણી ન લુપઇ વાચ. ૨૫
તેહેનઇ હઈઇ પુણ્ય વિચાર, સતી તણઉ જાણઇ આચાર.
અવર પુરૂષસૂં વાત નવિ કરઇ, એહવઇ આચારઇ પરિવરઇ. ૨૬
એ સરિખી કો નારી હોયંતિ, તિ સંઘાતઇ વાત કરંતિ.
અવર નારી નવિ દ્દષ્ટઇ કરઇ, સીલવ્રત એહેવૂં આચરઇ. ૨૭
ચરણોદક તેહેનૂં પીઅંતિ, વંધ્યા નારી પુત્ર લહંતિ.
કડીકાપટી તીરથવંતી, આવઇગઇ આશ્રમ લહંતિ. ૨૮

---

૨૨—ખ-ગ-ઘ-આ કડી પછી આ પ્રતિઓમાં આ કડી છે:—
"પરણું તુ મૂઝ ઇ ભરથાર, માયબાપમનિ ગમ્યૂં વિચાર.
ધનશેઠિ કહ્યૂં: "હૂં નિર્દોષ, જુ પરણુસિ તુ તૂઝનઇ દોસ."
૨૪—ક-'તિ આવૂં નનિ છૂટઇ કર્મ.' ગ-કડીનાં ચરણ ઉલટાસૂલટી છે, ઘ-'ક' મુજબ છે.
૨૬—ગ-'પરવરઇ' ને બદલે 'સાંચરઇ.'
૨૭—ખ-આ પ્રતિમાં આ કડી નથી. ઘ-'આચરઇ' ને બદલે 'આદરઇ.'
૨૮—ખ-'તીરથવંતી' ને બદલે 'તીરથ હોઇ.' ગ-'વંધ્યા' ને બદલે 'વંઝા.' 'પુત્ર લહંતિ' ને બદલે 'છોરૂ પામંતિ.' 'હોઇ' ને બદલે 'વંત.' 'સોઇ' ને બદલે 'રેહંતિ.' ઘ-'વંઝા.' 'આશ્રમ' ને બદલે 'વિશ્રામ.'

ચંદ્રગરિ કહીઇ ચહુઅટ્ટ, પ્રથમ ચૂક તણૂં ચુવટ્ટ.
ડાવી સિરિ મંદિર સોઇ, નવિ આવઇ નવિ જાઇ કોઈ. ૨૯

રાજાહૃદય વારતા રહી, ધનશ્રેષ્ઠી તિહૂઇ સહી.
વિક્રમ વાત સાંભલી રહિઉં, વસતુ ભેદ ન કહઇનઇ કહિઉં. ૩૦

નષ્ટચરી થઇ ચાલિઉં નરેસ, કંઠિ કાંબલી, ભગવઉ વેસ,
કાપટીરૂપઇ રાજા થયઉં, ધનશ્રેષ્ઠીનઇ મંદિરિ ગયઉં. ૩૧

અંગણિ જાઇ મુખિ ઉચ્ચરઇ રામ, વાસા કેરૂં માગઇ ઠામ.
રતનમંજરી એહેવૂં કીહઇઃ "આણિ ઉટલઇ વાસઉ રહઇ." ૩૨

ઊટિ રાજા બઇઠઉં જિમઇ, ધનશ્રેષ્ઠી પધારિયા તિમઇ.
આસણબઇસણઆદર કીદ્ધ, પગધોઅણનૂં પાણી પીદ્ધ. ૩૩

અરધ ભાગ જવ રયણી જાઇ, મંદિરિ ભિત્તઇ સૂતા જઇ.
ભરમભેદ મંદિરનૂં લીહિ, નસાચર પઇઠઉં ઘરમાંહિ. ૩૪

નસાચર નારીઇ દીઠ્ઠ, નસાચર રૂપિ સૂં મિઠ્ઠ!
વરસ વીસનઉ રૂપનિધાન, નારીઇ નરનઇ દીધૂં માન. ૩૫

અઇસારીનઇ પૂછઇ વાત; "કહઇનઇ તાહારી કેહી જાત?"
"માહારી જાતિ અછઇ રજપૂત, હૂં હિંડૂં છૂં લક્ષમીભૂત." ૩૬

ચોર તણઉ રૂપ જોઇઉં, તિ નારીનૂં મન મોહિઉં;
"જેહનઇ કાજિ આવિઉં તૂં! તિ તૂઝ આરતિ ભાજિસિ હૂં. ૩૭

---

૨૯—ઘ-'સોઇ' ને બદલે 'તેહ.'
૩૧—ક-'કાંઠલ.' ગ-'કાંબલી.'
૩૩—ખ-ગ-ઘ-આ કડીનો ઉત્તરાર્ધ: "પગ ધોઇનઇ પાણી પીદ્ધ, પુઠાડી પગચાંપન કીદ્ધ."
૩૪—ખ-ગ-"જાઇઇ મંદિરિ માંડઇ પુહુતા થાઇ" ને બદલે 'મંદિરિ ભિત્તઇં સૂતાં.'
૩૬—ઘ-'નિસાચરનં રૂપ ગરિ.' 'હીંડૂં છૂં' ને બદલે 'હાલૂં છૂં.'
૩૭—ઘ-'તિ નારીનૂં' ને બદલે 'રતનમંજરીનૂં.'

તૂઝનઇ છઇ બહૂ ધનઅભિલાખ, આપું તૂઝનઇ બાંધા લાખ;
એક વાર મૂઝ સંગતિ કરઉ," રહી નારી ખોલઉ પાથરિઉં. ૩૮
વલતુ તસકર એહેવૂં કીહઇ, "અરે નારી! અણબોલી રહઇ;
ચોરી તિણઇ પાપિ પરવરૂં, પરનારીસંગતિ કિમ કરૂં? ૩૯
ઇદ્રી તણઉ વિસન જિ કરઇ તેહથી કાજ તાહારૂં સૂં સરઇ?
વાચાભંગ કરીજઇ જોઇ, વણસસ્રઇ વધ કીધઉં સોય. ૪૦
વિષય તણૂં સુખ મીઠૂં તોઇ, પરમ સુખ નવિ દીસઇ કોઈ;
ઘૃતઅમૃત જઉ જિહ્વા વિસિઉં, તવ તુ તેલ કરીજઇ કિસૂં?" ૪૧

વારતા

રતનમંજરી વલતુ કહઇઃ
"ધનજોવન નઇ રાઉલ ગર્વ, એણઇ ત્રિહૂ જગ મોહિઉં સર્વ.
એ ત્રિહૂ ગર્વનૂં મોડઇ માણ, જગિ જીવિઉં તેહનૂં પ્રમાણ. ૪૨
"માહારૂં વચન વસેખઇ પાલિ, કામાતુર તૂં માહારઉં ટાલિ."
રતનમંજરી ઇમ ઉચ્ચરઇ, "વલીવલી સૂં ડાહાપણ કરઇ? ૪૩
નારી નરહતણી સુખડી, નવિ મેહેલાયિ પાલવઇં પડી.
વિનતાવેલિ વિષઇસુખ જાણિ, રે મૂરિખ! તૂં કાંઈ ન જાણિ!" ૪૪
"જેહનઇ માથઇ જીવઇ ધણી ન સૂણું વાત કાનિ તેહ તણી.
ધણી જીવતાં એહેવૂં કરઇ તે નારી નરગઇ સંચરઇ." ૪૫

---

૩૮—ઘ-"તૂઝનઇ છઇ બહુ ધનઅભિલાખ, એક વાર તૂઝ સંગતિ લાખ.
રહઇ નારી ખોલો પાથરઇ, એહેવૂં નારી મુખેથઇ ઉચરઇ."
૪૧—ઘ-ગદ્યવાક્ય 'ઘ' માંનું છે.
૪૨—ઘ-'મોહિઉં' ને બદલે 'હરાવૂં.'
૪૪—ક-'જાણિ' ને બદલે 'માણિ.'
૪૫—ગ-'ઉત્તરાર્ધનું બીજું ચરણઃ "તિ નારી સ્વર્ગિ કયમ કરિ?"
ઘ-'જીવઇ' ને બદલે 'હોઇ.' 'ન સૂણૂં વાત કાનિ તેહતણી' ને બદલે "ન સૂણઇ વાત કોઈ તણી."

## વારતા

રતનમંજરી કહઇ છઇ, "અરે મૂરિખ! કીહાંની વારતા કરઇ છિ?"
"તુમ્હે વાત એ સાચી કહી, એહ જુગતિ માહારઇ મનિ રહી.
ધણીવિહુણી હૂં છૂં દાસ, તિ નારી તૂં મા મૂકિ નિરાસ. ૪૬
માહારઇ માથઇ નથી ધણી તુ ચિંતા કરિનઇ અમતણી.
મૂણ માંટી મઇ ઢાંકી ધરિઉં, તૂઝનઇ તુ મઇ બાંહઇ ધરિઉં. ૪૭
ન માનઇ તુ આવી જોઇ," કંઠિ અંગૂઠઉ દીધઉં સોઇ.
નિદ્ર નિદ્રઈ ડોકરની મિલી, ઢોલ તલઇ લેઇ નાખિઉ વલી. ૪૮
તવ ચોરઇ તિહાં કીધઉં કર્મ, ચઉરાસી આસનનૂં મર્મ.
રહિઉં જાલીઇ જોઇઇ રાય, સતી તણુઉ દીઠૂં ઉપાય. ૪૯
કર્મ કરીનઇ ઊઠિયાં બેય, હીરામાણિકમોતી દેય.
જિહાં આવિઉં તિહાં જાઇ ચોર, તવ નારી ઈમ બોલિઉં કોર. ૫૦
"અછ તૂં નવિ જાણઇ બુદ્ધિ, બાર ઊઘાડી કરિ તૂં સુદ્ધિ.
કહઇનઇ ભૂઇ ખાત્ર નીસરઇ? કવણ અછઇ જિ તૂઝનઇ ધરઇ? ૫૧
નારીઇ ઊઘાડિઉં બાર, તવ તસકર કીધઉં નીસાર.
રાજા નવિ સાંખઇ અવિચાર, ખડગ તણુઉ કીધઉં પ્રહાર. ૫૨
તિ તસકર કીધઉં બિ ભાગ, રાજાવિક્રમ પોખિઉં રાગ.
ધાઉ સહઇત ચોર ગલગલિઉં, કરી કાજ રા પાછઉ વલિઉં. ૫૩
નારીઇ સબ્દ સાંભલિઉં જિસઇ, વેગઇ બાહારિ આવી તસઇ.
આંગણિથકુ કાપડી ગયઉં, એહ નિસ્ચઇ તિણઇ મારિઉં. ૫૪

---

૪૬—ઘ-'યુગતિ.' ક-"ધણીવિહુણી હૂઇ ઉદાસ, તેહ નારીસૂં કરું પ્રકાસ!"
૪૭—ઘ-ઉત્તરાર્ધ બીજું ચરણ: 'તુ મઇ તુન્હઇ આદર કરો.'
૪૮—ઘ-ઉત્તરાર્ધ: "કંઠઇ કંઠ ડોકરાના મિલી, ખાટતલિ લેઇ નાંખો વલી."
૪૯—ક-ઘ-'મર્મ' ને બદલે 'માંડો સમ.' ઉત્તરાર્ધ બીજું ચરણ: 'સતી તણૂં જાણૂં તિણિ છાય.'
૫૧—ઘ-'ઉત્તરાર્ધ પ્રથમ ચરણ: "કહિનઇ ચોર નાસઇ નીસરઇ."
૫૨—ઘ-'ઉત્તરાર્ધનું પ્રથમ ચરણ: "રાજા તવ જાણો ચોરનીસાર."

જેહ કારણિ મારિઉં ભરતાર તેહ પુરુષનઉ હૂઉં સંહાર.
ગિઉં જાર નઇ ગિઉં ભરતાર, વિમાસીનઇ કરિઉં વિચાર. ૫૫
તવ નારીઇ કીધઉં ઉપાય, મૂઆ પુરુષનઇ કીધઉં ઘાય;
જૂજૂઆ મૂકી પાડી પોક, તવ તિહાં સવિ મિલયા લોક. ૫૬
રોતાંરડતાં થયઉં પ્રભાત, નગરી માંહઇ હૂઇ વાત.
ચોરઇ ધનશ્રેષ્ઠી મારિઉં, સેઠઇ તસકર નિસ્તારિઉં. ૫૭
સત કરવાનઇ બઇઠી તામ, લેવા લાગી હરિનૂં નામ.
માયબાપ કુટંબ આવિઉં, બેટી રૂઅડૂં ભાવ આવિઉં. ૫૮
વિક્રમનઇ તાંહાં પુહુતી વાત, ધનશ્રેષ્ઠીનઉ હૂઉં ઘાત.
ધનશ્રેષ્ઠીનઇ ચોરઇ હણિઉં, વસ્તુ ચોર તિણઇ નિસ્તારિઉં. ૫૯

ચઉપઈ

ધણી જીવતાં હૂતી સતી, પગધોઅણુ જેહનઇ આપતી.
જેહ નારી વંધ્યા હોઇતી તિ નિસ્ચઇ છોરુ પામતી. ૬૦
તિ નારી સહિ ગર્વ ન કરઇ, મુખિ મધુરાં વચન ઉચ્ચરઇ.
તેહના ચરણતણૂં જિ વારિ? સુતકારણિ લી છઇ નારી. ૬૧

---

૫૬—ખ-ગ-'જૂજૂઆ' ને બદલે 'જમલુ.' ઘ-'ઘાય મેલીને.' 'તવ તિહાં' ને બદલે 'ક' માં 'ક્ષીજાઇ.'

૫૭—ઘ-ઉત્તરાર્ધનું બીજું ચરણ: "તિ ચોર ધનનઇ પાડિઉં."

૫૮—ખ-'હરિ' ને બદલે 'અરિહંત' પાઠાંતર 'ક' માં છે. 'ગ' માં 'હરિનૂં' પાઠાંતર છે. ઘ 'રામનૂં.'

૫૯—ખ-ગ-આ કડી પછી

વારતા

પ્રધાનપુરુષ રાજા વિક્રમાદિત્યનિ આગલિ સતીની ખ્યાતિ બોલિ છિઃ—

ઘ-'હણિઉં' ને બદલે 'મારિઉં.' ઉત્તરાર્ધનું બીજું ચરણ: 'વસતઇ તસકર પાડિઉં.'

૬૦—ખ-ઘ-'વંધ્યા' ને સ્થળે 'વાંઝણી.' 'પામતી' ને બદલે 'જણતી.'

૬૧—ખ-ગ-'સુત કારણિ' ને બદલે 'છોરૂ કાજિ.'

શૃંગારસુંદિરી બોલી તિહાં, "ચરણોદિક આણાવઉ ઇહાં."
રાણીનઇ ઉતકંઠા થઇ, રાય આણાવિઉં વહિલા થઇ. ૬૨
તવ રાજા બોલિઉં વિક્રમ, "સતીતણઉ મઇ જાણિઉં કર્મ.
તિ સતીનઇ પૂછિસિ વાત, તાં લગઇ રખિ કરતી ધાત. ૬૩
રાઈતણા જણ પુહુતા જાય, તાંહાં લગી રખિ સતી થાય.
આવઇ છઇ અવયંતીધણી, સતી તણઉ સત જોવા ભણી. ૬૪
સતી આવી સિપ્રાતીર, તેતલઇ પુહુતૂં વિક્રમવીર;
સર્વ લોક જોઇ છઇ રહિઉં, રાઈ સતીનઇ એહેવૂં કહિઉં: ૬૫
"નારી પુરુષની સેવા કરઇ, પતિવ્રતા ધરમઇ પરિવરઇ;
નર મારી ચોરસૂં રમઇ, ઈણિ પિરઇ રયણી નીગમઇ. ૬૬
જિ આડો કરઇ ઉપાય તિ ભૂંડી સતી સૂં થાઇ?
સિઉં ચરપટ્ટ માંડિઉં અપાર, રયણી તણાં કરમ સંભાર. ૬૭
વલતી સતી તિ બોલઇ ઇસિં, "રાજા! તૂં નવિ જાણઇ કિસિઉં?
મઇ જાણિઉં વિક્રમ સુજાણ, જોઈઇ છઇ તૂં ગાઢો અજાણ. ૬૮
તૂં સરિખઉ નહિ મૂરિખ કોઈ, નારીચરિત ન દીઠૂં તોય.
સાંભલિ રે માલવના ધણી! એ નારી ન કોહિઇ આપણી. ૬૯
પરણિઉં ગાંછણની છૂકરી, તિણઇ મેહેલિઉં સેવક કરી."
કોહઇ સતી: "સાંભલઉ નરેસ! ભીલીઇ ભોલવિઉં મહેસ. ૭૦
જિ કહીઇ દમની માય તિણઇ પાડિઉં મોટઉ ઉપાય.
મૂઝ પાઠવિઉં એહેવૂં ગણી, ચરિત્ર નારીનાં જોવા ભણી. ૭૧
તુઝ બાંધવ નારી પરિભવિઉં, પરિભવ ચકી નારી ચૂકવિઉં.
દહઇઆ સુદ્ધઇ જોઇ વિક્રમ! નારી તણઉ મ સોધસિ મર્મ. ૭૨

---

૬૫—ગ-'ક્ષિપ્રા.'
૬૬—ઘ-'નર મારી' ને બદલે 'મારી નાઠ.'
૬૭—ઘ-'આડો' ને બદલે 'રંડી.'
૬૮—ગ-'ગાઢો' ને બદલે 'અતિ.'
૬૯—ગ-'ન દીઠઉ' ને બદલે 'ન હોઇ.'
૭૨—ખ-'મર્મ' ને બદલે 'કર્મ.'

ગુરૂ, ગાઈ, નીર નઇ નાર, વસુધા, કંચન એહ વિચાર;
એહ તણી જિ નિંદા કરઇ તિ નર નિશ્ચઇ સુખ પરિહરઇ. ૭૩
જઉ હુઇ હઇડઇ વિસલેખ, તુમ્હનઇ કહૂં છૂં એ ઉપદેસ;
કોચીકંદોઇણિઘિરિ જાઇ, નારીચરિત જાણેસિ ઉપાય." ૭૪
સ્નાન કરી સૂરિજ વીનવા, દાન દેઇ જાચિક રીઝવા.
અગ્નિમઝારિ પઇઠી બાલિકા, લોક પાઠી સુધિ તાલિકા. ૭૫
રાહગ્રહ્યૂં રવિ થાઇ જ્યમ, રાજા મનમાંહઇ હૂઉ ત્યમ.
મોટઉ મર્મ પ્રકાસિ લોઇ, કુતગીઉ આલસૂં ન હોઇ. ૭૬
તિણિ રાતઇ ચાલિઉં ભૂપ, તીરથવાસીનૂં કીધૂં રૂપ.
પૂછઇ પંથી ઠામઇઠામિ કોચીકંદોયણીવિસરામ. ૭૭
એક પુરુષ બોલિઉ તામ, "કંદોયણિસિઉં કેહૂં કામ ?"
તવ તિ પંથી બોલઇ અસૂં: "તેહનઇ ઘરિ વાસઉ રહઇ વસું. ૭૮
તેહનઇ ઘરિ છઇ ખડકી સાત, તેહ તણી અસંભમ વાત."
"રે પંથી! તું મૂરિખ અપાર, તિહાં તાહારઉ નહિ પઇસાર. ૭૯
કોચી જાણઇ સર્વ વિધાન, કોચી છઇ ગાઢી સુજાણ.
કોચી દીઠઇ દુઃખ વામીઅ, પ્રાપતિ હુઇ તઉ પામીઅ. ૮૦
કોચી સિદ્ધિમૂરતિ કહઇવાય, તિણિ છિ સેવક હરાવા રાય.
જિ જેહવી ઈચ્છાઈં પરિવરઇ, કોચી કાજ તેહનૂં સિદ્ધ કરઇ. ૮૧
કોચીકંદોઈણિ છઇ સત્યવતી, તેહનઇ છઇ દેવતા પરતખિ.
ઇહાં બોલિઉં તિ તિહાં સાંભલઇ, હઇયા તણી વાત સવિ કલઇ. ૮૨
જઉ ચિંતામણિ ચહુઅટઈ, જિમણઇ હાથિ જિ સિરી ઘટઇ.
સિરીનઇ મુખિ અછઇ ગણેસ, તિણિ વાટઈં કરૂ પરવેસ." ૮૩
અહઇનાણી લેઇ ચાલિઉં, કંદોયણિનઇ મંદિરિ ગયઉં.
રાય જઇ રહિઉં તિણઇ મર્મ, કોચીઇ જાણિઉં એ વિક્રમ. ૮૪

---

૭૫—ખ-'સ્નાન' ને બદલે 'ધ્યાન.'
૭૯—ગ-ઘ-'અપાર' ને બદલે 'ગુમાર.'

કોચી આવી વિક્રમતીરઃ "ભલઇ પધારિયા સાહસધીર!"
રાજા સેઇ અઇસારૂં ઠાય, ઊગટણાનૂં કરઇ ઊપાય. ૮૫
આણા મુગરેલચાંપેલ, સાતપાંચ પુહુતી ગુણવેલિ.
છપ્પલ છોકરી મરદન કરઇ, મુખિ મીઠાં વયણ ઊચરઇ. ૮૬

મર્જન સારી પહઇરિયાં વસ્ત્ર, ફૂલપાન ખાઇ થયા સ્વસ્થ.
આવિઊં વેગિ કંદોઇણિ કન્હઇ, કરો જૂહાર રાય તસ તણઇ. ૮૭
રાજા મનિ વિમાસઇ ઇમ, "કંદોઇણિનઇ નમીઇ કિમ ?
નીચ જાતિનઇ કરઇ જૂહાર, ઉત્તમનઉ નહિ એ આચાર. ૮૮

દેવદમનિની કીહીઇ માઈ, તેહનઇ એ લાગઇ છિ માઈ.
સગપણનઉ પાલું વિવિહાર, વડસાસૂનઇ કરઇ જૂહાર. ૮૯
ગરજઇ ગાંછી સાસૂ કરી, એહેવી તિ સાસૂ નીસરી.
વાત તણઉ લહીઇ વિચાર, જઉ એહનઇ કીજઇ જૂહાર." ૯૦

વિક્રમરાઇ નામિઊં સીસ, સાસૂઇ દીધી આસીસ.
ચાઉરિ માડી બઇઠિઊં રાય, ભોજનનઉ તવ કરઇ ઊપાય. ૯૧
"ઊઠઉ રાજા! ભુજન કરઉ, જઉ કાંઈ મનમાંહઇ ધરઉ."
વલતુ રાજા બોલઇ ઇમ, "રાત્રઇં ભોજન મૂઝનઇ નીમ. ૯૨

રાત્રઇં ભુજન જિ નર કરઇ મહાપાતિક તિ કહીઇ સહી.
જતીસન્યાસીનઇ એ વિચાર, ગૃહીનઇ પાપતણઉ નહિ પાર. ૯૩
જે નર રાત્રઇં ખાઇ અન્ન આંખિવિહુણઉ તેહ અસન્ન.
દીઠૂંસુણીઊંજાણિઊં હોઇ રાત્રિં ભુજન તિ ન કરઇ કોઈ. ૯૪
જિણઇ કાજિ આવા છૂં અમ્હે કુતિગ એક દેખાડઉ તુમ્હે."
કંદોઈણિ તવ બોલી હસિઉં, "કહુ રાય! તિ કુતિગ કિસ્યૂં ?" ૯૫

---

૯૨—ગ-ઘ-'મૂઝનઇ નીમ' ને બદલે 'કીજઇ કિમ ?'
૯૩—ગ-'ગૃહી' ને બદલે 'ગૃહિસ્ત.'
૯૪—ગ-"તેહ અસન્ન' ને બદલે 'નથી કાન.'
૯૫—ખ-ઘ-ગદ્યખંડ આ પ્રતોમાંનો છે.

## વાર્તા

રાજાશ્રીવિક્રમાદિત્ય કહિ છિ: "કોચીકદોયણી! નારીચરિત્ર દેખાડિ." વલતૂ કોચી કહિ છિ: "રાજાવિક્રમાદિત્ય! જિણિ સ્રીઇ તૂં આંહાં મોકલૂં છિ તિ માહારી ચેલી લાગિ. તૂં ભલિ આવૂં. નારીચરિત્ર તમ્હનિ દેખાડીસ. માહારૂં વચન નહિ લોપિ તુ સઘલૂં ભાવારથ દેખાડીસિ."

## ચઉપઈ

"અસ્રીચરિત્ર તુમ્હે જોઈસિઉ, ઈણિ મજૂસઇ પઈસિસિઉ"
રાજા મજૂસમાંહિ ઘાલિઉં, બુદ્ધિસાગરમિહિતો તવ આવિઉં. ૯૬
એક લક્ષ આણી મેહેલિઉં, બુદ્ધિસાગરમિહિતુ તઉ ભેટિઉં.
"મૂઝનઇ આરતિ છઇ અતિઘણી, શૃંગારસુંદરીરાણી તણી." ૯૭
એહેવી વાત કરઇ પરધાન, રાજાવિક્રમ દીઇ છઇ કાન.
મજૂસઇ મંત્રી બઈસારિઉં, કામિકદંડ તિ હાથિ દીઉં. ૯૮

## વારતા

કોચીકદોયણી કહિ: "બુદ્ધિસાગરમિહિતા! ઈણિ મજૂસિ ત્રિણિ વાર દંડનૂં પ્રહાર કરુ. જિ સ્થાનક ચિંતવિ છિ તિણિ સ્થિાનક જાયસિ." બુદ્ધિસાગરિ ત્રણ વાર પ્રહાર કીધૂં. મજૂસ ઉતપતી. શૃંગારસુંદરી પાસિ ગઇ.

રાણીનઇ મિલિઉં પરધાન, મંત્રીસ્વરનઇ દીઇ બહૂ માન.
"મનવાંછિત મઇ પામિઉં આજ, આઘૂં હવઇ વિસરી કાજ." ૯૯

---

૯૬—ઘ-'મજૂસઈ' ને બદલે 'તો ઈણિ પેટીમઇ.'
૯૮—ખ-ગ-'કામિકદંડ'ને બદલે 'કામદંડ.'
૯૯—ખ-'મિલિઉ' ને બદલે 'ભેટા.' 'બહૂ' ને બદલે 'અતિ.' 'પામિઉ' ને બદલે 'લાધૂં.'

કરુ ગેહિ હુતઇ મન મશ્કઇ, સુનિ વાત વિક્રમ સાંભલઇ.
મંજૂસઈ બેસારૂં મર્મ, રાઉ દીઠું સઘલું કર્મ. ૧૦૦
પરભાતઇ રાણી ભેગવી, રાયની મનસા એહેવી હવી:
“એ બિહૂનઇ હૂં મારુઉં આજ, તઉ માહારૂં સરિ વિહુસસિ કાજ.”૧૦૧
રાતિ પાછિલી ઘડી છઇ ચ્યારિ, નીસરિવાનઉ કરઇ વિચાર.
વેશ: રાયની આચ્યા તણી, હવઇ ચિંતા થઇ અતિઘણી. ૧૦૨
વલતી ઇમ બોલઇ સસિમુખી, “હઇયાથકી વીસારઉ રખિ.
હવઇ વાત કહીઇ સૂં ઘણી? હૂં દાસીય હૂં તુમ્હ તણી.” ૧૦૩

## વારતા

વસ્તુ બુદ્ધિસાગરમિહિતો ઇમ કીહિ છિઃ

## શ્લોક

गर्जा फलाऽपि गगने च मेघा, लक्षांतरे भानुगते च पद्मम्।
द्विलक्ष सोमः कुमुदोत्पलानि यो यस्य इष्टो न कदापि दूरे ॥
१०४

## વારતા

બુદ્ધિસાગરમિહિતો મંજૂસ ઉપરિ બિસીનિ દંડના પ્રહાર ત્રિણિ કીધા. મંજૂસિ કોચીનિ ઘિરિ ગઇ. દંડ કંદોયણીનિ આપૂં. પ્રધાન આપણિ સ્થાનકિ ગ્યૂં.

## ચઉપઈ

મંજૂસ ઊઘાડી કાઢિશિં રાય, દીઠઉં નિજ ઘરિ તણુઉ ઊપાય.
કોચી રાજાનઇ કહઇ હવઇઃ “ નારી નરનઇ ઇમ પરભવઇ. ૧૦૫

---

૧૦૨—ગ-‘ છઇ ચ્યારિ ’ ને બદલે ‘ બિચાર.’

૧૦૪—ખ-ગ-ઘ-ભ્રષ્ટ શ્લોક પછીનો ગદ્યખંડ આ પ્રતોમાંનો છે.

૧૦૫—ખ-ગ-કડીનો ઉત્તરાર્ધ: ‘ કીહિ કોચી: “ વિક્રમરાજ ! હવિ મારી નરનિ ઈમ પ્રભવી.’

### ચઉપઈ

આભ, ગાભ નઇ વરસાકાલ, નારીચરિત્ર નઇ રોયતાં બાલ,
થોડાકહુક જાણઇ ભેદ, તિ ધરિ નીર ભરઇ સહઇદેવ. ૧૦૬

### વારતા

"કોચીકંદોયણી રાજાશ્રીવિક્રમાદિત્યનિ પ્રીછિવિ છિ: "રાજા! તિ તાહારી નારી ઊપરિ કાંઈ કભાવ ન કરવો."
દેવચરિત્ર અછઇ વિહિવાર, અસ્ત્રીચરિત્ર ન લાભઇ પાર.
ગંગાસાગર લહીઇ માગ, નારીસાગર તણઉ નહિ તાગ. ૧૦૭

---

આ પછી નીચેનો ગદ્યખંડ છે:—

### વારતા

કોચીકંદોયણી રાજાવિક્રમાદિત્ય આગલિ આડકથા કીહિ છિ જિ: વિક્રમાદિત્ય સાંભલિ. નારદરષેશ્વરિ દ્રુપદિનિ એહેવૂં પૂછ્‌યું: 'દ્રુપદી! તાહારિ પાંચ ભરથાર છિ. હજી કાંઇ વ્યકલ્પ ઊપજિ?" વલતુ દ્રુપદી કિહિવો ઉત્તર આપિ છિ?

### શ્લોક

सुरूपं पुरुषं दृष्ट्वा पितरं भ्रातरं सुतम् ।
मनश्चलति नारीणां सती सती हि नारद! ॥

### વારતા

વલી નારદ દ્રુપદિનિ પૂછિ છિ: "પુરુષ નારીનિ વાહાલો હુઇ કિ અલખામણો હુઇ?"

### શ્લોક

न किञ्चिद्दुर्लभं स्त्रीणां द्वेष्यो वापि न प्रियो नरः
गवां स्त्रीणां मद्यपे च वाञ्छनीयं न वानरे ॥

### વારતા

નારદઋષિ પૂછિ છિ: "દ્રૌપદી! તિ પુરુષ કો સમિ કિહિવી રીતિ વાહાલો હુઇ?"

રાજા! તૂં છઇ ગુણભંડાર, તાહારા તેજ તણઉ નહિ પાર.
મૂઝ મંદિરિ આવઉ વિક્રમ! મૂરતિવંતુ જાણિ ધર્મ!" ૧૦૮
ક્રોધીઇ રાજા મોકલાવિઉં, કામિકદંડ હાથિ આપિઉં;
એ દંડનઉ મહઇમા, ઇસિઉ, વાંછિત કામસિદ્ધિ પામસિઉં. ૧૦૯

---

શ્લોક

वर्षां करोत्यकालां वै जीवनानंदहेतुकाम् ।
तेन नारद ! नारीणां भर्ता भक्तेषु वल्लभः ॥

વારતા

વલી દ્રૌપદીનિ પૂછિ છિઃ "દ્રૌપદી! સ્ત્રી સદાઇ અસતી કિ સતી?"

શ્લોક

रहो नास्ति, क्षणो नास्ति, नास्ति प्रार्थयिता नरः ।
तेन नारद ! नारीणां सतीत्वमुपजायते ॥

કાવ્ય

अश्वप्लुतं माधवगर्जितं च स्त्रीणां चरित्रं भवितव्यतां च ।
अवर्षणं चाप्यतिवर्षणं च देवो न जानाति, कुतो मनुष्यः? ॥

વારતા

રાજાવિક્રમાદિત્ય! ઈહિલ્યાનૂં સ્વરૂપ સાંભલિ.

ચઉપઈ

ઇદ્રરાય ઈહિલ્યા ભોગવી, ગૌતમનિ મનિ ચિંતા હવી.
ઋષિ આવી ઉત્તર પૂછિઉં, માંજાર કરિ કાહાઢિઉં.

વારતા

રાજાવિક્રમાદિત્ય! સહિદેવજોસીના વચન સાંભલિ.

૧૦૮—ઘ-"રાજા તૂં છઇ ગુણગભીર, તૂં છિ સાહસિક નિ સધીર."
આ પછી નીચેની કડી છેઃ—
"મૂઝ મંદિર મોકલો જેહ, મૂઝ નિ લીલા ગઇ છિ તેહ.
તુમ્હિ રાજા! સાહસવંત, હવઇ એ વાતનૂં મેલ્હીઅ અંત"
૧૦૯—ખ-ગ-કડીનું છેલ્લું ચરણઃ "મનિ કામનાસિદ્ધિ પામસિ."

મરમભેદ રાઇ સવિ લહિઉં, દંડ લેઇ મંદિરિ આવિઉ.
વચન તણુઉ પાલઇ વિહિવાર, જઇ સાસૂનઇ કરઇ જૂહાર. ૧૧૦
તવ સાસૂઇ દીધી આસીસઃ "ચિરંજીવી તૂં અવયંતીઇસ!
તુમ્હ વચન પાલી આવિઉં, દંડ લેઇ મૂઝ આગલિ મેહેલિઉં. ૧૧૧
વચન તણું પાલો વિહિવાર વિક્રમાદિત્યરાજવી અપાર."
તવ બોલિ માલવનરેસઃ "પાંચમૂં દઉ મૂઝનિ આદેસ." ૧૧૨



૧૧૧—ખ-ગ-આ કડીનો પૂર્વાર્ધ 'ક' માં નથી તે આમાંથી પૂરો પાડયો છે.

૧૧૨—ઘ-આ કડી 'ઘ' પ્રતમાંથી લીધી છે.

ખ—ગ-આરંભ નીચેના ગદ્યખંડથી થાય છેઃ—

**વારતા**

રાજાશ્રીવિક્રમાદિત્ય દેવદમનીનિ કીહિ છિઃ "પાંચમૂં આદેસ મૂહ્નનિ કુહો. તહ્મારા વચનથી પાલી આવું." "હો રાજાવિક્રમાદિત્ય! પાંચમું આદેસ મૂઝનિ કહું."

# આદેશ પાંચમો

—•—

## ચઉપઇ

"વિસ્વરૂપ તાહરઉ પરોહત્ત, તિ તેડીનઇ આપઉ દત્ત.
સાંભલિ તૂં માલવનરેસ! એ પાંચમઉ કરૂં આદેસ." ૧
સૂણી વાત રાજા આવિઊં, વેગઇ પરોહત્ત બોલાવિઉં.
વિસ્વરૂપ આવઇ તિણિ વારઃ "મૂઝનઇ ઇછા દાનહ સાર. ૨
અસ્વ, ગજ, રથ, મહઇસી, ગાઈ, પટઉલાં વલી આપઇ રાઈ.
મંદિર, સોવનથાલ, કચોલ, આપઇ ગામ તાંહાં રંગરોલ. ૩
પાંચસઇ પાંચસઇ સઘલાં ઠામ, રાજા 'સ્વસ્તિ' ભણાવઇ તામ.
"કૃપા કરીનઇ લીઉ એ દાન, હૂં આપૂં છૂં તુલસીપાન." ૪

---

ખ–ગ–આરંભ નીચેના ગદ્યખંડથી થાય છેઃ—

**વારતા**

રાજા શ્રીવિક્રમાદિત્ય દેવદમનીનિ કીહિ છિઃ "પાંચમૂં આદેસ મુહનિ કહો. તમ્હારા વચનથી પાલી આવું." "હો રાજા વિક્રમાદિત્ય! પાંચમૂં આદેસ તૂઝનિ કહું."

૧—ખ-કડીનું છેલ્લું ચરણઃ "તૂઝ પાંચમૂં એ આદેસ." ઘ-'વિશ્વસેન.' 'પ્રોહિત.'

૨—ખ-કડીનું છેલ્લું ચરણઃ "રાઈ આદર કરા અપાર." ઘ-'વાત'ને બદલે 'વચન.' આ પછી નીચે મુજબ કડી છેઃ—
"આસનબિસન દીધૂં માન, દૂધિ કરિ પખાલા પાદ.
અતિ દીધૂં રાજા સનિમાન મુનિહાથિ દેવા દાન."

૩—ઘ-પૂર્વાર્ધ બીજું ચરણઃ "હીરચીર ઘણાં આપિ રાય."

૪—ગ-'લીઉ' ને બદલે 'ગ્રહુ.' 'તુલસીપાન' ને બદલે 'કોફલપાન.' ઘ-'પાંચ પાંચસઇ.'

"રાજા તણઉ પ્રતિગ્રહ કરઇ તિ બ્રાહ્મણ નરગઇ સંચરઇ.
રાજા દાન જેહ આપસઇ વરસ કોડિદસ જિમપુરિ વાસસઇ. ૫
તરૂઉ ગાલી વર પીજીઇ, રાયપ્રાતગ્રહ નવિ લીજીઇ.
સ્વાનમાંસ વાવરિઉં ભલૂં, પિણ રાજદાન એહવૂં દોહિલૂં. ૬

શ્લોક

दशशुनासमश्चक्री, दशचक्रीसमो ध्वजी।
दश ध्वजिसमा वेश्या, दशवेश्यासमो नृपः" ॥ ७

ચઉપઈ

રાજાવિક્રમ એહવૂં કીહઇઃ "માહારઇ હૃદઇ મનોરથ રિહઇ."
રાજા અતિઘણ કરઇ ઊપાય, "એ ભાર મઇ ન લેવાય." ૮

---

૫—ગ-રાજાવિક્રમાદિત્ય કીહિ છિઃ

વારતા

"વિસ્વરુપ પરહોત! સાંભલિઃ હૂં કુલજુગનૂં રાજા છૂં. તૂંન્હિ કુલજુગનાં દાન આપેસ. તેહે કુલજુગનાં દાન કેહેવાં બોલાં છિ?"

શ્લોક

अखण्डं कृतयुगे दानं, त्रेतायां अर्धभागतः।
द्वापरे जातं तद्दानं, सेवादानं च कलियुगे॥

ઘ-ઉત્તરાર્ધ બીજું ચરણઃ "સો વરસઇ કોટિ નરગિ વાસસઇ."

૬—ગ-'વાવરિઉં' ને બદલે 'કે વખ.' ઘ- તરઉ' ને 'કથીર' એમ બન્ને પાઠ છે. પૂર્વાર્ધનું બીજું ચરણઃ "વર હલાહલ વિખ ખાઈઇ." 'વાવરિઉં' ને બદલે 'ભખઇ.' 'ભલૂં' ને બદલે 'તેતલૂં'

૭—ખ-ગ-ઉપરના શ્લોક પછી નીચેનો બ્રહ્મસંસ્કૃત શ્લોક છેઃ—

"राज्ञः प्रतिग्रहो घोरो, मध्वपि विषोपमः।
पुत्रमांसं वरं भक्ष्यं, नःनु राजप्रतिग्रहः" ॥

તવ ઊઠી ચાલિઉ પરોહત્ત, રાજા આપિ તિ ન લીધૂં દત્ત.
વિસ્વરૂપ ધરિ ગયઉ આપણઇ. રાજાવિક્રમ એહવૂં ભણઇ: ૯
“બ્રાહ્મણ દીસઇ એ સદાચાર, એહનઇ હઇંઇ પુણ્ય અપાર.”
વિમાસઇ રાજાવિક્રમ: “એહના ઘરનૂં જોઉં મર્મ.” ૧૦
રૂપ પરાવૃત કીધૂં રાઇ, ઘરનઉ મર્મ જોવાનઇ જાઇ.
સાહામા સુકન મિલા ઈ લહા, જઇ બ્રાહ્મણનઇ દેહરઇ રહા. ૧૧
તેહેના ઘર સાહમઉ પ્રાસાદ, બોલાવિઉ તિ સૂણીઇ સાદ.
ઘરમાંહિથી કન્યા નીકલી, સરસી દાસી છઇ અતિભલી. ૧૨

## વારતા

તિ કન્યા બ્રાહ્મણની પૂજા કરવા આવી. પૂજા કરિ છિ. અદષ્ટ વિક્રમ રહો જુઇ છિ.

## ચઉપઇ

ફૂલ, પાન, ફોફલ, સીંદૂર, ચંદન, કસ્તૂરી, કપૂર,
નાલિકેર, વનફલ, નહિ મણા, રાતઇ દીવા દીસઇ ઘણા. ૧૩

---

૯—ખ-ઘ-‘આપતાં’ ને બદલે ‘તણૂં.’ આ પછી નીચેની કડી છે:—
“એક વિદ્યા નિ બીજૂં દાન, બોઽનિ જોઇઇ અતિ દિયૂં માન.
માનસાન ન લાગિ તોય, બલિ કીધૂં કોહો કસૂં હોય?”

૧૦—ઘ-‘અપાર’ ને બદલે ‘વિચાર.’

૧૧—ખ-ગ-ઉત્તરાર્ધનાં ચરણ ઊલટાંસૂલટાં છે. ઘ-‘પરાવર્ત.’

૧૨—ખ-ગ-કડીનું છેલ્લું ચરણ: “સરસી બિ દાસી દીસિં વલી.” આ પછીનું ગદ્ય પણ ખ-ગ-માંનું છે; ‘ક’ માં તે નથી. ઘ-કડી નથી, તેમ ગદ્યભાગ પણ નથી.

૧૩—ખ-ગ-‘ચંદન, કસ્તૂરી, કપૂર’ ને બદલે ‘નાલિકેર, વનફલ, ખજૂર.’ ‘નાલિકેર, વનફલ નહિ મણા, રાતઇ દીવા દીસઇ ઘણા’ ને બદલે ‘નવનીવેદ નહિ મણા, ઘૃતના દીવા કીધા ઘણા.’

"અરે દાસી! તૂં અરહી આવિ, જઇ જઇતૂનઇ તેડી લાવિ.
તુઝનઇ ગોમતિ તેડઇ સહી, વાટઇ વહઇલી જાજ્યે વહી." ૧૪

## વારતા

ગોમતિ દાસીનઇ પ્રતઇ ઇમ કહઇ છઇ: "અરે દાસી! વહઇલી થઇનઇ જા. જઇતૂનઇ તેડી આવિ. જઇતૂનઇ કાનાસોરી ઇમ કીહિજે, "તૂંનિ ગોમતિ તેડિ છિ. પણિ જો રખિ કોઈ સાંભલિ. આ નગરમાંહિ વિક્રમાદિત્યસરિખા ધૂતારા ઘણા પુરુષ અવંતી-માંહિ ફરિ છિ." ૧૫

## ચઉપઈ

ગોમતિ તિહાં બોલી અસૂ, રાયતણઇ મનિ આવિઉં હસૂં:
"નિઃસ્વારથ બોલઇ કુભાવિ નારી કેરું જાતિસ્વભાવ." ૧૬

વાટઇ સાહામૂં જઇતૂ મિલી, "તુઝ કારણિ હૂં આવી વલી."
બિહૂ બહઇનરી હૂઉં સંયોગ, સરિસિઉ પૂજા કેરું ભોગ. ૧૭

ખંડખંડની માંડી વાત, કોઈ વિખાણઇ કહઇની તાતિ (?)
નારી કેરું અતિઘણુ રૂપ જોઈનઇ વ્યામોહિઉં ભૂપ. ૧૮

ચંચલચતુર ઘણૂં અપાર, મંત્રયંત્ર ન લાભઇ પાર.
તિ કન્યા ચિંતઇ તિ કરઇ, ત્રિહૂ ભવનમાંહિ પરિવરઇ. ૧૯

---

૧૪—ખ-'અરહી' ને બદલે 'ઓરી.' ઘ-'જઇ' ને બદલે 'બાઈ!'

૧૫—ખ-ગ-ઘ-'ઘણા પુરુષ' ને બદલે 'ધૂતારા.' ગદ્યવિભાગ ત્રણે પ્રતોમાં છે.

૧૭—ખ-'તાતિ' ને બદલે 'તાત્ય.' ગ-'તાત.'

૧૮—ખ-'વ્યોમોહિઉં' ને બદલે 'મનિ મૂહો.' ગ-ઉત્તરાર્ધનું બીજું ચરણ: "જોઈનઇ તાંહાં મોહો ભૂપ."

૧૯—ખ-ગ-'લાભઇ પાર' ને બદલે 'લીહિ વિવિહાર.' 'માંહિ' ને બદલે મારગિ.' ગ-'ચતુર ઘણૂં' ને બદલે 'ચતુરપણૂં.'

કહઇ ગોમતિઃ "જાવૂં પાતાલિ, બિહૂ જણી ઊઠી તતકાલિ.
શૃંગારમંજરી સહી પરણીઇ, જઇઇ તઉ રૂડાં ભાવીઇ." ૨૦

### વારતા

જઇતૂ ગોમતિપ્રતઇ કહઇ છઇઃ "ગોમતિ! એક કુતિગ સાંભલિ. આપણી સહીઅર પરણઇ છઇ તેહનઉ વર અપાર કરૂપ છઇ. કીહિવૂં છિ?" ૨૧

### ચઉપઈ

"વંક નાસિકા, ચક્ષુ ચીપડી, દીર્ઘ દંત, મુખિ છાયા પડી;
દેહ કાલઉ, પેટ દુદલઉ, વલી તિ મૂરિખ સાંભલિઉં. ૨૨

### વારતા

ગોમતિ જઇતૂનઇ કીહિ છઇઃ—

### ચઉપઈ

"આહારિ રાતિ ગઇ કેતલી? નાવઇ હરિયાલી હિરણલી.
સમદ સેઇ સિદ્ધિવડિ ગઇ તિણિ કારણિ ઘણી વાર થઇ. ૨૩

### વારતા

જઇતૂ ગોમતિપ્રતિ કીહિ છિઃ—

### ચઉપઈ

"બિહૂ જણીનૂં છઇ જિ ભાર જોઇઇ કો ઊપાડણહાર."
તવ દાસી ચઉહુટઇ પુહુતી, ભારવહાનઇ બોલાવતી. ૨૪

---

૨૦—ખ-ગ-ઘ-કડીનું પ્રથમ ચરણઃ 'કીહિ ગોમતિ જાવૂં પાતાલિ.' 'જઇ' ને બદલે 'સહી.' આ પછી નીચેની કડી છેઃ—
"આપણનિ છિ તાંહાં તુહુતરું, તિ વચન કિમ કિજિ પરું?
બાહારિ રાતિ ગઇ અતિઘણી, નવિ આવી સહીઅર આપણી."

૨૧—ખ-'કરૂપ' ને બદલે 'ભૂંડો.' ઘ-ગદ્યવિભાગ 'ઘ' માં પણ છે.

૨૩—ખ-'નાવઇ' ને બદલે 'નહિ આવી.' કડીનો ઉત્તરાર્ધઃ ઊપહાર લઈ સાંતરી થઇ, ન આવી તો સિદ્ધવડિ ગઈ.' ગ-ઉત્તરાર્ધ 'ખ' મુજબ છે. પૂર્વાર્ધ ઊલટાસૂલટી નીચે મુજબ છેઃ—
"નાવઈ, હરિઆલી હરણાક્ષી, બાહારિ રાતિ ગઇ કેતલી?"

૨૪—ખ-'જિ ભરિ' ને બદલે 'ઊપહાર.'

તવ રાજા વિમાસઇ હઇઇં, "ભારવાહક એહના થઇઇ."
રાય જોવાનૂં કુતિગ કરઇ, સી પિરઇ પઇઆલઇ પરિવરઇ. ૨૫
આડઉ વહીનઇ રાજા ગયઉં, સાદ સાંભલી ખૂંખારિઉં.
"ભારવાહક કો અછઇ ઇહાં ?" રાજા ચાલી આવિઉં તિહાં. ૨૬
રૂપ પરાવૃત કીધૂં સોઇ, વિક્રમનઇ નવિ જાણઇ કોઇ.
દાસી લેઇ ગઇ ગોમતિ કન્હઇ, સરવ ભાર આપિઉં એહનઇ. ૨૭

## ચઉપઇ

બિહૂ બહઇનરિ આગલિ થાઇ, પૂંઠિ થકુ માહુકુ જાઇ.
પવનવેગિ ચાલઇ સુજાણ, જઇ પુહુતાં ગાંધરવી મસાણ. ૨૮
બઇઠી જખિતણઇ દેહરઇ, બિહૂ સખી વિમાસણ કરઇઃ
"અરે માંદુકા ! તૂં ઇહાં રહિઇ," જઇતૂં ગોમતિ એહવૂં કીહઇ." ૨૯
"એણઇ થાનિકિ ન રહું અમ્હે, કાંહાં પાછલિ મેહેલી જાઉ તમ્હે ?
ભૂતપ્રેત મૂઝનઇ વિલગસઇ તિ પાતિગ તહ્મનઇ લાગસઇ. ૩૦
ભલાં જાણી મઇ લીવઉં ભાર, તુમ્હે માંડિઉં હવઇ એ વિચાર.
બોલાવિઉં વલી હું તો બોલેસિ, બઇસારિઉં બઇસી રેહેસિ." ૩૧

---

૨૭—બ–ગ–ઘ–આ પછી નીચેનો ગદ્યખંડ છેઃ—

**વારતા**

ગોમતી પૂછિઃ "અરે ભારવાહક ! તાહારું નામ કીહિ.' 'માહારું નામ માંદિકુ.' 'ભલૂં રે માંદિકુ ! આણિ વેલા માહારિ કાજિ આવુ. વલતુ માંદિકુ કીહિ છિઃ "તહ્મો પગુ માહારિ કાજિ ભલાં આવ્યાં. કાંઇ એહવૂં ભારણપડામણી આપસ્યો. 'માંદકા ! સાચૂં કીહિ છિ. એ ગાંઠડૂં માથિ ચઢાવિ પૂંઠિ આવિસ તો કાંઇએક સુખડી તુનિ આપસું." માંદિકાની માથિ ગાંઠડું ચઢાવૂં.

૨૯—બ–ગ–'જખિ' ને બદલે 'જક્ષ.'

૩૦—ગ–'વિલગસઇ' ને બદલે 'ખાયસઇ.'

### વારતા

ગોમતિ જઇતૂનિ ઇમ કહિ છિઃ—

"આપણ પઇઆલિ પુહુચાઇ, સરિસિઉ માંદ્કુ સ્યૂં કીજઇ?
કાલઉ, કુચિત્ર નઇ બીહામણઉ, દીનરૂપ અનઇ દિયામણઉ." ३२

### વારતા

જઇતૂ ગોમતીનિ કહિ છિઃ—

### ચઉપઈ

"અસરિખઉ માંદુકુ ભલઉ, વિત્તઇ વારિ તિ સોહિલઉ;
એહવઉ એ સંગાથિ છાજઇ, ચાંગણચોટ્ટા સાથઇ લાજઇ." ३३
દયા કરીનઇ લીધઉં સાથિ, આપિઉં ભાર માંદુકાહાથિ.
અરહીપરહી બિહિ બહિનર ઇમ કરઇ, બિહૂ બહઇનરિનઇ જોતી ફરઇ. ३४
રમઇભમઇ ગાંધ્રવિ મસાણ, તિ થાનિકનૂં એહ પ્રમાણ.
ભૈરવભૂત બૂંબારવ કરઇ, વ્યંતરપ્રેત અતિ ફૂઇ વિસ્તરઇ. ३५
સિદ્ધવડિ જઇ તિં પુહુચંતી, તિ બહિનર દીઠી હીંચંતી.
સિદ્ધવડડાલનઇ બાંધા નાગ, હીંચઇ, હસઇ, આલવઇ રાગ. ३६
તિ બિહૂ હેઠી ઉતરી, "કાંઇ તુમ્હે ઘણી વેલા કરી?"
"અમ્હે આવઉત વહઇલાં અપાર, તુમ્હ કારણિ અમ્હ લાગી વાર." ३७
ગોમતિ જઇતૂનઇ પૂછે તાંહાંઃ "દંડ બિહૂ આણ્યા તિ કિહાં?"
ગોમતિ જઇતૂ પૂછઇ, "સુણિ સખી! અમ્હે જાણિઉં વીસારાં રખિ." ३८

---

३२—ગ-પછીનું ગદ્યવાક્ય 'ગ' માંનું છે.
३५—ગ-ઉત્તરાર્ધ: "ભૈરવભૂત કરઇ બૂંબૂઆ, વ્યંતરપ્રેત પાડિ કૂકૂઆ."
　　ઘ—'ગાંધ્રવી' ને બદલે 'ક' 'ઘ' માં 'ગયદમક' છે.
३६—ખ-'આલવઇ' ને બદલે 'આલાપિ.'
३८—ગ-'હરણાકા.'

હરીઆલી હરણિકા ઇમ કહઇ: "બાઇ! દંડ કિમ રહઇ ?
હિંડોલિ જિ બાંધા સાપ તિ તુ દંડતણઉ પરતાપ." ૩૯

કરઇ વાત તિ બઇઠી નારી, એક જીવ, આતમા ચ્યારિ.
એકએકની આરતિ કરઇ, કવિનરપતિ ઇણિ પિરિ ઊચરઇ. ૪૦

નારી મુખિ સારિઆ તંબોલ, માંહોમાંહિ કરઇ રંગરોલ.
ચિહૂ જણનઉ આપઇ ભાર: "ઊઠ માંદુકઉ! લાગિ વાર." ૪૧

"મઇ એવડઉ ન ચાલઇ ભાર," કરઇ માંદુકુ નાનાકાર;
"અવસર દેખી કાકદઇ ચડિઊં, તૂઝનઇ હવઇ મનાવઉ પડિઊં."૪૨

"કાંઇએક વલી અદિટ્ઠૂં આપસૂં, તૂઝનઇ રૂડૂં મનાવસિઉં;
આરતિ પડીઆં કહું છઉ ઇમ, સૂદ્ર તણી દક્ષણ હૂઇ જિમ. ૪૩

---

૩૯—ખ-ગ-આ કડી પછી નીચે મુજબ ગદ્યપદ્યાત્મક ખંડ છે:—

**વારતા**

સિદ્ધવડનૂં મંડાણ કેહેવૂં છિ ?

**ચઉપઈ**

"પંચસહસ્ર થડ ખડ કોડિ, સિદ્ધિવડસાખા પાંચ સિ જોડિ.
છપ્પનકોડિ ચામંડા વસિ, ફૂપલિ ભૂતપ્રેત વસંતિ.
સિદ્ધવડસાખા ચોસિઠિ, તિહાં બિઠી જોગણી ચોસઠી.
બાવન ગુછ્છ છિ વિસાલ, તાંહાં બિઠા બાવન ખેત્રપાલ."

૪૦—ખ-ગ-પૂર્વાર્ધ: "તાંહાં બિઠી એકઠી નારી, એક જીવનિ કાયા ચ્યારિ."
'આરતિ' ને સ્થાને 'ચિંતા.' ચ-'કરઇ' ને બદલે 'લાહઇ.'
'ઊચરઇ' ને બદલે 'કહઇ.'

૪૧—ખ-ગ-'સારિઆ' ને બદલે 'પૂરા.'

૪૨—ખ-ગ-આ પછી નીચેની કડી છે:—
"માંહોમાંહિ સઘલી હસો, કાંઇ અદકેરું સૂં આપસો?
ફોગટ ગાલ મારતાં રહો, ઊપટામણીનૂં સાચૂં કોહો.'' ઘ—ઠંદલ.

૪૩—ખ-ગ-કડીના પૂર્વાર્ધનું પહેલું ચરણ: "ચ્યારિ વરત ગરથ આપસું."

પહઇલી ગાઈ પછઇ વાછરડી, તિ આપતાં ચિંતા પડિ;
તેર દુગાણીનઉ નહિ ફેર, જોતાંજોતાં દમડા તેર." ૪૪

જેતલઇ માંદુકુ ઓલિઉં અસ્યું, ચિહ્ન નારીનઇ આવિઉં હસ્યૂં.
ભારવાહક પણિ તિહાં પરિવરિઉં, તૂં તુ સહી કણઇ છેતરિઉં. ૪૫

તિહાં માંદુકુ મનાવી લીઉં, ભાર લેઇ સાથઇ ચાલિઉં.
તિમિરમોહન વલી લીધૂં દંડ, તવ ચાલી ચ્યારઇ પરચંડ. ૪૬

હરસિદ્ધિમાંહઇ પુહુતાં જામ, જઇ માતાનઇ કરઇ પ્રણામ.
પૂજાઅરચા સાગી કરી, લેઇ મૂરતિ આઘેરી ધરી. ૪૭

હરસિદ્ધિતલિ પાતાલહ માગ, બીજઉ કોઈ ન જાણઈ લાગ.
ભારવાહક નઇ કન્યા ચ્યાર, વેગઇ વિવરિ કરિઉં પઇસાર. ૪૮

તમહરદંડથી તિમિર ભાજંતિ, વિસહરદંડથી વિસ નાસંતિ.
ચાલાં જાઇ તિ પંચઇ જણાં, કાલા સરપ દીસઇ અતિઘણા, ૪૯

આગલિ જાતાં આવિઉં કૂપ, પાવડીઇ બિસઇ પંચ રૂપ.
તેહમાંહિ હેઠાં ઊતરિયાં, સંખવાર્તિક પોલઇ પરિવરિયાં, ૫૦

દંડ પ્રભાવઇ ઉઘાડી પોલિ, આગલિ ગંગા કરઇ કલ્લોલ.
મહાપૂર ગંગા તાંહાં વિહંતી, તાગમાગ કો નવિ લાભંતી. ૫૧

---

૪૪—ખ-'દુગાણીનઉ' ને બદલે 'દુકાનીઉ.' ઉત્તરાર્ધ કડીનું બીજું ચરણ:
"જતાંજતાં દમડી તેર."

૪૫—ખ-કડીનો ઉત્તરાર્ધ—"ભારવાહક ધરાવસ્યૂં ત્યાંહાં, કોણિ એ શીદિ છિતરો ત્યાંહાં."

૪૮—ખ-ગ-'પાતાલહ' ને બદલે 'પાતાલનૂં.' ઘ-'પાઆલહ.'

૪૯—ખ-ગ-આ પછીની કડી:—
"પિરિપિરિ તાં વીસહર દીસંતિ, ફૂત્કારી હઈડાં ફાટંતિ.
વખહરદંડ તણૂં પરણામ, નવિ ભેદિ કેહે સુવનાણ."

૫૦—ઘ-પૂર્વાર્ધનું બીજું ચરણ: "પાવડીઆ સાપ વધા રૂપ." 'પરવરિયાં' ને બદલે 'નીસરા.'

હરીઆલી હરણિકા ઇમ કહઇ: "બાઈ! દંડ કિમ રહઇ ?
હિંડોલિ જિ બાંધા સાપ તિ તુ દંડતણઉ પરતાપ." ૩૯

કરઇ વાત તિ બઇઠી નારી, એક જીવ, આતમા ચ્યારિ.
એકએકની આરતિ કરઇ, કવિનરપતિ ઇણિ પિરિ ઊચરઇ. ૪૦

નારી મુખિ સારિઆ તંબોલ, માંહોમાંહિ કરઇ રંગરોલ.
ચિહૂ જણનઉ આપઇ ભાર: "ઊઠ માંદુકઉ! લાગિ વાર." ૪૧

"મઇ એવડઉ ન ચાલઇ ભાર," કરઇ માંદુકુ નાનાકાર;
"અવસર દેખી કાકદઇ ચડિઉં, તૂઝનઇ હવઇ મનાવઉ પડિઉં."૪૨

"કાંઇએક વલી અહિનૂં આપસૂં, તૂઝનઇ રૂડૂં મનાવસિઉં;
આરતિ પઢીઆં કહું છઉ ઇમ, સુદ્ર તણી દક્ષણ હૂઇ જિમ. ૪૩

---

૩૯—ખ-ગ-આ કડી પછી નીચે મુજબ ગદ્યપદ્યાત્મક ખંડો છે:—

**વારતા**

સિદ્ધવડનૂં મંડાણ કેહેવૂં છિ ?

**ચઉપઈ**

"પંચસહસ્ર થટ ખટ કોટિ, સિદ્ધિવડસાખા પાંચ સિ જોટિ.
છપ્પનકોટિ ચામંડા વસિ, કૂપલિ ભૂતપ્રેત વસંતિ.
સિદ્ધવડસાખા ચોસિઠિ, તિહાં બિઠી જોગણી ચોસઠી.
બાવન ગુછ્છ છિ વિસાલ, તાંહાં બિઠા બાવન ખેત્રપાલ."

૪૦—ખ-ગ-પૂર્વાર્ધ: "તાંહાં બિઠી એકઠી નારી, એક જીવનિ કાયા ચ્યારિ."
'આરતિ' ને સ્થાને 'ચિંતા.' ઘ-'કરઇ' ને બદલે 'લહઇ.'
'ઊચરઇ' ને બદલે 'કહઇ.'

૪૧—ખ-ગ-'સારિઆ' ને બદલે 'પૂરા.'

૪૨—ખ-ગ-આ પછી નીચેની કડી છે:—
"માંહોમાંહિ સઘલી હસો, કાંઇ અહકેરું સૂં આપસો?
ફોગટ ગાલ્ર મારતાં રહો, ઊપડામણીનૂં સાચૂં કોહો.'' ઘ—કંદલ.

૪૩—ખ-ગ-કડીના પૂર્વાર્ધનું પહેલું ચરણ: "ચ્યારિ વરત ગરથ આપસું."

પહઇલી ગાઈ પછઇ વાછરડી, તિ આપંતાં ચિંતા પડિ;
તેર દુગાણીનઉ નહિ ફેર, જોતાંજોતાં દમડા તેર." ૪૪

જેતલઇ માંદુકુ બોલિઉં અસ્યું, ચિહૂ નારીનઇ આવિઉં હસૂં.
ભારવાહક પણિ તિહાં પરિવરિઉં, તૂં તુ સહી કણઇ છેતરિઉં. ૪૫

તિહાં માંદુકુ મનાવી લીઉં, ભાર લેઇ સાથઇ ચાલિઉં.
તિમિરમોહન વલી લીધૂં દંડ, તવ ચાલી ચ્યારઇ પરચંડ. ૪૬

હરસિદ્ધિમાંહઇ પુહુતાં જામ, જઇ માતાનઇ કરઇ પ્રણામ.
પૂજાઅરચા સાગી કરી, લેઇ મૂરતિ આધેરી ધરી. ૪૭

હરસિદ્ધિતલિ પાતાલહ માગ, બીજઉ કોઈ ન જાણઇ લાગ.
ભારવાહક નઇ કન્યા ચ્યાર, વેગઇ વિવરિ કરિઉં પઇસાર. ૪૮

તમહરદંડથી તિમિર ભાજંતિ, વિસહરદંડથી વિસ નાસંતિ.
ચાલાં જાઇ તિ પંચઇ જણાં, કાલા સરપ દીસઇ અતિઘણા, ૪૯

આગલિ જાતાં આવિઉં કૂપ, પાવડીઇ બિસઇ પંચ રૂપ.
તેહમાંહિ હેઠાં ઊતરિયાં, સંખવાર્તિક પોલઇ પરિવરિયાં, ૫૦

દંડ પ્રભાવઇ ઊઘાડી પોલિ, આગલિ ગંગા કરઇ કલ્લોલ.
મહાપૂર ગંગા તાંહાં વિહંતી, તાગમાગ કો નવિ લાભંતી. ૫૧

---

૪૪—ખ-'દુગાણીનઉ' ને બદલે 'દુકાનીઉ.' ઉત્તરાર્ધ કડીનું બીજું ચરણ:
"જાતાંજાતાં દમડી તેર."

૪૫—ખ-કડીનો ઉત્તરાર્ધ—"ભારવાહક ઘટાવસૂં ત્યાંહાં, કોણિ એ કીધિ છિતરો ત્યાંહાં."

૪૮—ખ-ગ-'પાતાલહ' ને બદલે 'પાતાલનૂં.' ઘ-'પાઆલહ.'

૪૯—ખ-ગ-આ પછીની કડી:—
"પિરિપિરિ તાં વીસહર દીસંતિ, ફૂત્કારી હઈડાં ફાટંતિ.
વખહરદંડ તણૂં પરણામ, નવિ ભેદિ કેહે સુવનાણ."

૫૦—ઘ-પૂર્વાર્ધનું બીજું ચરણ: "પાવડીઆ સાપ વધા રુપ." 'પરવરિયાં' ને બદલે 'નીસરા.'

## ચઉપઈ

ચઉદ જોઅણ ચંદનનૂં વન, નિરંતર તાંહાં બિહિકી ચંદન.
તિ ચંદન વસીહર વાસઇ વસંત, પરિમલ પામઇ મન ઉલ્લસંત. ૫૨
ચ્યારઇ તિ વનમાંહઇ સાંચરી, અમીઅ સરોવરિ જઇ ઊતરિ.
બાર જોઅણ સરોવરવિસ્તાર, કદલીવન ન લાભઇ પાર. ૫૩
વિચિમાંહિ મહેસતણુઉ પ્રાસાદ, વાજઇ ઘંટા પિરિપિરિ નાદ.
ચઉમુખી ચઉરાસી દેહરી, સોવન્નિ શિખિરિ ધજા ફરિહરિ. ૫૪
"અરે માંહુકુ! તૂં ઇહિાં રિહઇ," ચ્યારિ સહિયર ઇણિ પિરિ કીહઇ.
દંડ બિહૂ નઇ વસ્ત્રસુંગાર, અહ્મે મેહેલાં છઇ તૂઝ આધાર. ૫૫

---

૫૧—ક–'આંગણિ.' ખ–ગ–આ પછી નીચેનો ગદ્યખંડ છે:—

**વારતા**

ધવલા પલાસનૂં વોલો અર્ક કાહાડીનિ પાવડી ઘડાવિ છિ. તિ પાવડી તાંહાં કાહાડી છિ. તિ પાવડી ઉપર માંહુકાનો ભાર મૂકો. તિ પાવડી ઊપરિ બિસીનિ એકએકનિ વ્યલગીનિ બિઠાં. જમલુ માંહિકુ બાહિ વ્યલગાડૂં છિ. પાવડી-નિ પ્રભાવિ કરિ પાંચિ જણાં પેલે કાંહિ ઊતરાં. ઘ–આ ગદ્યનો થોડોક ભાગ છે.

**૫૨**—ખ–'જોયણ' ને બદલે 'જોજન.' ગ–'વાસઇ વસઇ' ને બદલે 'વિટંતી.' "પરિમલિ." 'અંગપાપ નાહાસંત' ઘ–'ગ' જેવોજ પાઠ છે.

**૫૩**—ગ–'ઊતરિ' ને બદલે 'નીસરિ.'

ગ–'ચઉમુખી ને બદલે 'ચોફેર.' ઘ–" વાજઇ ઘંટા પિરિપિરિ નાદ" ને બદલે "વાજઇ ઘંટા તણઉ નાદ." "ચઉમુખી" ને બદલે 'ચઉસઠિ'.

**૫૪**—ખ–આ પછી નીચેની કડી છે:—

"ઊંચા તરુઅરિ પાત્ર સોહંત, પુણ્યપ્રભાવિ સદા ફલંત.
અનેક પક્ષી ગેલ કરંત, રાજહંસ બિઠા દિસંત."

**૫૫**—ખ–ગ–'આધારિ' ને બદલે 'સાર.' ઘ–'વસ્ત્રસૃંગાર' ને બદલે 'વસ્ત્ર ઉદાર.' 'આધારિ' ને બદલે 'તાહારી માટ.'

આ પછી નીચેની કડી છે:—

"અંગતણાં વસ્ત્ર મેહેલીઆં, અવરિ વસ્ત્ર કાહાડી પિહિરિઆં."
પૂજાઅરચા લીહિ કરિ, સિવપૂજા કરવા સાંચરી."

ઘ–'ખ'વાળો પાઠ છે પણ 'સાંચરી' ને બદલે 'નીસરી' છે.

નાગકન્યા તિહાં પાણી ભરઇ, રહિઉં માંહુડુ જૂયા કરઇ,
એહ પુરૂષનૂં રૂપ અપારિ, જોઈનઇ હસી સવિ નારી. ૫૬

રાજા કેરી બઇઠિઉં રૂપ, તેહ નારી કહઇ, "કોએક ભૂપ!"
રાજા દેખી મૂરછાગતિ હૂઇ, નારી વિરહવ્યાકુલી થઇ. ૫૭

રાઈ મનિ વિમાસૂં ઇસિઉં, "નસવારથ બઇસીજે કિસિઉં ?
નગરમાંહિ જઇ પુહુચીઇ, આહારતણી ચિંતા કીજઇ." ૫૮

રાઈ સમરિઉં આગીઊવિતાલ, આવિઉં વીર વેગઇ તતકાલ.
દંડવસ્ત્ર સૂંપાં તેહ હાથિ, સામીસેવક ચાલ્યા સાથિ. ૫૯

નગરમાંહિ બન્નેઇ પુહુચંતિ, સવિ લોક એહવૂં બોલંતિઃ
"વર ભૂંડઉ, કન્યા રૂઅડી," ઠામિઠામિ અતિચિંતા પડી. ૬૦

વર તણું ઘર પૂછઇ રાય, વરનઇ મંદિરિ પુહુતુ જાય.
વર બઇઠિઉ દીઠઉં એકલઉ, આગીઆહાથિ લેઇ મોકલિઉં. ૬૧

આગીઈ લેઇ મેહલિઉં તિહાં નગરલોક નવિ જાણઇ જિહાં.
રાયવચનિ રાખિઉં જીવતૂં, નહિતરિ લેઇ નિસ્તારિઉં હતૂં. ૬૨

વર થઈનઇ બઇઠિઉં રાય, સવિ લોક અસંભમ થાઇઃ
પરમેસ્વરની ઇચ્છા હવી, વર કેરી કાયા ફેરવી. ૬૩

માયબાપનાં જાણઇ નામ, સાંત્યાંડાહ્યાં જાણઇ તામ.
સગાંસણીજાં સઉ ઊલખઇ, તિ સવિ આગીઆતણઉ પસાઈ. ૬૪

---

૫૭—ઘ—"નારી વિરહવ્યાકુલ તાં થઇ."

૫૮—ખ—આ પછી નીચેની કડી છેઃ—
"કવિ રસ આણિ આલોચી, ગીતકાવ્ય હોઇ રસમોચ.
નારીભોગ ગીત જયંત, સુવતિરસ ક્ષુધા લાગંત."

૬૩—ઘ—'અસંભમ' ને બદલે 'અચંભા.'

૬૪—ખ—૬૪ તથા ૬૫ મી કડી ઊલટાસૂલટી છે. 'સાંત્યાંડાહ્યાં' ને બદલે 'સાતાડાહ્યા.' 'પસાઈ' ને બદલે 'પખાઈ.'

જિ દેખઇ તિ કીહઇઃ "વર ભલઉ, દીસંતઉ ઇંદ્ર સાચલઉં!
કન્યાનૂં ભાયગ જાગિઉં, વરનઇ અછતૂં રૂપ આવિઉં." ૬૫
અંગિ ચક્ષ સંમર્જન હોઇ, પંચામ્રતિ નીપની સોઈ.
આરોગી વર ઊઠિયા જિમઇ, પિરિપિરિ સુગંધ લગાડિયાં તિમઇ. ૬૬
સાસરપક્ષિ જોવા આવિઉં, વરનૂં રૂપ અતિ હઈઇ ભાવિઉં.
વરનઇ પોતઇ પુણ્ય અપાર, મયણતણઉ દીસઇ અવતાર. ૬૭
પિરિપિરિનાં દીઠાં પકવાન, આગીઇ રાઇનિઇ કીધી સાન.
"તુહ્મારઇ વચનિ પરિવરૂં, કહુ તુ સઘલૂં ભક્ષણ કરૂં. ૬૮
વચન તુહ્મારૂં હૂઇ હેવ, સાંચરતાં નવિ લાગઇ ખેવ."
કહઇ રાજાઃ "વરવા સાંચરૂં, પાછલિ સઘલૂં કરજે પહરૂં." ૬૯
ગોધૂલિકની વેલા થાઇ, વરનઇ તોરણિ લેઇ જાઇ.
વર પૂંઠઇ સવિ સાંચરિઉં, પાછલિ આગીઇ પૂરૂં કરિઉ. ૭૦
પિરિપિરિનાં રૂઅડાં પકવાન, સાલિદાલિ ઘૃત ઊહ્નાં ધાન.
દહીં, દૂધ, ઘૃત, સાકર સાર, આગીઇ સવિ કરિઉં આહાર. ૭૧

---

૬૫—ગ–'ભાયગ' ને બદલે 'કરમ.' 'અછતૂં' ને બદલે 'સકલ.' ઘ–'અછતૂં' ને બદલે 'સકલ.'

૬૬—ગ–ઘ–"અન્નપાન આરોગી જિમઇ." 'પિરિપિરિ' ને બદલે 'ફૂલ.' આ પછી નીચેની કડી છેઃ—

"બાવનચંદન કેરી ઘોલ, ઝાઝી નાગરવેલ તંબોલ.
વલી વસ્ત્ર પિહિરાં વાદીવંગ (?) રહિ વિલોકિ નાર સુચંગ."

૬૭—ખ–ગ–ઘ–કડીનો ઉત્તરાર્ધઃ "વરનિ પુહુતિ પૂરણ તપ, મૂરતિવંતૂ થયૂં કંદર્પ." આ પછી નીચેની ખ–ગ માં કડી છેઃ—

"જિ જોઇનિ તિ સ્થાનકિ ગયાં, હિદિમાંહિ રલીઆયત થયાં,
કન્યાકેરૂં કિદસુ રૂપ, વર જાણિ ત્રિભુવનભૂપ!"

૬૮—ઘ–"સવિ લઇનઇ આહાર કરૂં."

૬૯—ઘ–'વરવા' ને બદલે 'પરણેવા.'

૭૧—ગ–ઘ–'રૂઅડાં' ને બદલે 'દીઠાં.'
ઘ–"પિરિપિરિનાં દીઠાં પકવાન,' દૂધદહીં ઘૃત સાકરપાન;
આગીઇ સવિ કરો ઉપહાર, જાનીવાસા તણઉ ઉપચાર."

હૃષ્ટ થયઉં પારવતીપુત્ર, પાન આરોગી ચાલિઉં તત્ર.
વરરાજા જવ તોરણિ ગયઉં, પૂંઠઇ વીર પુહુતુ થયઉં. ૭૨
વર પૂંખી કીધઉં આચાર, લેઇ પુહુતૂં માહિર મઝાર.
વરકન્યા કરમેલઉ મલિઉં, તવ તિહાં ધાઉ નીસાણિ વલિઉં. ૭૩

## વારતા

હવઇ માહિરમાંહઇ શૃંગારસુંદરીનઇ સંદેસઉ આવિઉં જિ મ્રત્યલોકની ચ્યાર સખી જેહ વિહિવાઇ આવી હતી તિ અમ્રતસરોવરનિ પાલિ બાહિ છિ. તેહની સાથઇ એક ભારવાહક હૂતૂં તેનિ વસ્ત્ર, આભરણ, દંડ, ઉપહાર સવિ આપાં નિ મહેસની પૂજા કરવા ગઈ. તેહેનૂં નામ માંહુકુ તિ ભાર લેઇ ગયઉં. તિ માટઇ અહ્મે નાગાંપૂગાડાં નગરમાંહિ કિમ આવૂં ? શૃંગારસુંદરી ઘણૂં ઉચાટ કરિ છિ તિ કરણિ સર્વ વર બઈઠઉ સાંભલઇ છઇ. તિણઇ તિ વસ્ત્રઆભરણ મોકલાં છઇ.

## ચઉપઈ

વસ્ત્રઆભરણ પહઇરિયાં લેઇ, નગરીમાંહિ પુહુતાં તેય.
શૃંગારસુંદરી પરણી સૂણી, તિ ચ્યારઇ જાઇ જક્ષ ભણી. ૭૪
સર્વતોભદ્ર જક્ષનૂં નામ, તેહનઇ જઈનઇ કરઇ પ્રણામ.
"પાંચ સખી વર એકજ કહિઉં, તેણીઇ તાં એકજ લહિઉં." ૭૫
જક્ષદેવ બોલિઉં તિણિ વારિઃ "તુહ્મ પાંચઇનઇ તિ ભરતાર.
રખિ હવિ વિલંબ કરઉ, તુમ્હે જઈનઇ તેહનઇ વરઉ. ૭૬

---

૭૩—ગ–'તિ અમ્રતસરવરની......છિ' આ તથા બીજો ગદ્યભાગ 'ગ'માં પણ છે. ઘ–'નીસાણઘાઉ.'
૭૪ -ગ–'શૃંગારમંજરી' પાઠ પણ કેટલીક પ્રતોમાં છે.
૭૫—ઘ–'એકજ લહિઉં' ને બદલે 'એકલૂં રહિઉ'.
૭૬—ઘ–'તિ' ને બદલે 'એક.'

એહજ વર તુહ્મનઇ પરિણસઇ, તહ્મો માનિઉં તિ એ માગસઇ."
"વર આંખિ અહ્મે દીઠઉં નહિ, સી પિરિ કહુ માનૂં ?" કીહિ. ૭૭
"વર આગલિ તુહ્મે માનજ્યો, આપી રૂઅડૂં મનાવજ્યો.
એ વર છઇ ગાઢઉ સુજાણ, માન્યાનૂં કહઇસિઇ અહઇનાણ." ૭૮
ચઉરીમાંહિ વર પુહુતૂં જિસઇ, તિ ચ્યારઇ તિહાં આવી તિસઇ.
વર દીઠઉં રાજાવિક્રમ, પાંચઇ કેરૂં જાગિઉં કર્મ. ૭૯
વરમાલા પહઇરાવિઉં રાય, પાંચ સખી વર એકજ થાય.
તિહાં વરઇ માનિઉં માગિઉં, તવ નારીઇ દેણૂં કીઉં. ૮૦
પાંચઇ કન્યા પરણી રાઇ, હઇયા માંહિ નવિ હરિસ સમાઇ.
પરણીપાંતી ઊઠિયાં જામ, કુલદેવ્યાનઇ કરઇ પ્રણામ. ૮૧

## વારતા

કન્યા ચ્યારિ નિ પાંચમૂં વર ઝિસી વાત કરી છિઃ—

## ચઉપઇ

કહઇ જાઇનૂઃ "તૂં સાંભલિ લોઇ, એ માંહુકુ તિ વિક્રમ હોઇ."
ગોમતિમનિ વિસંભઉ થયઉં, "ઇહાંનૂં વર કેથઉ ગયઉં ?" ૮૨
શૃંગારસુંદરી બોલિ તસેઃ "મર્મ એક પૂછૂં છૂં અહ્મે.
અહ્મો વર મૂરિખ સાંભલિઉં, આહાવઉ રૂડૂં કિહાંથી મલિઉં ?" ૮૩
કરમ તણી ઇછા ઇમ હૂઇ, વરની કાયા પાલટી થઇ.
પાંચ જણીનઇ પોતઇ પુણ્ય, તુ ઇ વર મલૂં રતન. ૮૪

---

૭૭—ઘ–"તહ્મો માગસ્યો તિ માનસઇ"
૭૮—ગ–'આપી' ને બદલે 'માની.' ઘ–"વર માગઇ તો સહી માનજ્યો."
૭૯—ઘ–'પુહુતૂં' ને બદલે 'આવો.' 'ચ્યાર આવી પોહોતઇ તિસઇ'
૮૦—ગ–'એકજ' ને બદલે 'તૂહેજ.' ઉત્તરાર્ધઃ "જિવારે દેવૂં માગિઉં, તિવારે નાર માનૂં માગિઉં." ઘ–"પાંચ સખીનૂં વર તૂંહિજ થાય."
૮૧—ખ–ગ–પછીનું ગદ્યવાક્ય આ પ્રતોનું છે. ઘ–'જામ' ને બદલે 'તામ.'
૮૨—ઘ–'વિસંભઉ' ને બદલે 'અચંભો.'
૮૪—ક–'જેહવઉ લાધઉ હૂતૂં મન.' ગ–'જણીનઇ' ને બદલે 'તણૂં.'

તિ પાંચઇ વિમાસઇ લોઇ, ઈ રાજા વિક્રમ હોઇ.
એહ વાત નવિ દીસઇ કહી, તેહ વરનૂં નામજ નહિ. ૮૫

### વારતા

જઈતૂ ગોમતિપ્રતિ કીહિ છિઃ-

### ચઉપઈ

"એ માંદુકુ રાજાવિક્રમ, માનિઉં માગિઉં બોલઉં મર્મ.
લઘુલાઘવીવિદ્યાનૂં જાણ, તિ આગલિ કિમ કરઇ પરાણ ?" ૮૬
પરણીનઇ હૂઉં પરભાત, આગીઆ સરસી કીધી વાતઃ
"તેહ વરનઇ આણી આલીઇ, આપણ ઇહાંથા ચાલીઇ." ૮૭
ક્ષણ એક માંહઇ વર આણિઉં, તેહેનઇ દ્વારાંતરિ મેહેલિઉં.
વર મેહેલી મંદિરિ પુહુચઉં, તવ આવી રાજા વીનવિઉં. ૮૮

### વારતા

નગરમાંહિ વાત હૂઇ જિઃ મૂલગઉ વર કન્યાનઇ ન પરણિઉં કોએક બીજઉ વર પરણી જાઇ છઇ. વસ્તુ રાજા કહઇ "એ વાત કિમ હૂઇ ? પારકૂં કિમ વરઇ ?" રાજા વરનિ પૂછી છિઃ "તુનિ કોણકોણ લઇ ગયૂં હતૂં ? અનિ કુણિ લઇ આવ્યૂં ?" "મુન્હિ લઈ જનાર નિ મિલનાર કો દીઠ નથી મન્હિ સ્વપ્નાંતરનૂં મેલ હવૂં. જાણિ અંતરિક્ષ મારગિ બિઠો જાઉં હૂં. આંહાં આણી મૂક્યા પછી જાગ્રતરુપ થયૂં." રાજા ઇમ કીહિવા લાગો જે "વર પરણાથકી

---

૮૫—ગ-પછીનું ગદ્યવાક્ય આ પ્રતમાંનું છે.

૮૬—ઘ-'પરાણ' ને બદલે 'પાણ'.

૮૭—ક-'વર' ને બદલે 'નર.'

૮૮—ઘ-'ક્ષણ' ને બદલે 'ખિણ.' આ પછી

ખ-ગ-ઘ-ગદ્યનો આરંભઃ પિહિલુ વર પરણિતો હતો. તિ આપણિ ઘિરિ આવીઓ. માયબાપ સહૂ અસંભમ થયૂં ઈમ કિહિતાં હતાં જિ વરની કાયા પલટાણી તિ કાહો, કાં, પલટાણી, કાંહાંથકો આવ્યૂં ?

"ઘરિ આહરઇ પધારઉ તુહ્મે, પાપરહઇત જિમ થાઉં અહ્મે.
મ્રત્યલોકમાંહઇ મોટઉ રાઈ, તાહારી ગતિ નવિ થાઇ." ૧૦૩
મયણસંઘરાયતણઇ ઘિરિ ગયા, રાયતણા મંદિર જોઈયાં.
રાઈ નાટિક મંડાવિયાં, રાયનઇ કુતિગ દેખાડિયાં. ૧૦૪
સેન સહઇત વિક્રમ પરિવરઇ, દિન તીજઇ આવ્યા સાસરઇ.
પંચવલૂંદસાઈ કરઇ, આગીળિ અણૂઅર થઇ પરિવરઇ. ૧૦૫
સાસૂસસરઉ હરખિત થાઇ, ખાંડ તણી ખલિઇ સહૂકો નાહિ.
નાહાવાખાવા મોટઉ મર્મ, જમાઈ લાધઉં રાજાવિક્રમ. ૧૦૬

## વારતા

દંડ બંનિ નિ વસ્ત્રઆભરણ આગીઆપાહઇ અણાવીનઇ કન્યા-નઇ પાછાં આપાં. તવ રાજાઇ તિ ચ્યાર કન્યાપ્રતિઇ પૂછિઉં: "તુહ્મે અહ્મે કાંઈ માંનિઉં હતૂં તિ આપઉ." તસઇ રાજા પ્રતઇ, જઈતૂ, ગોમતિ, હરીઆલી, હરણિકા કહઇતાં હૂઆં: "અહો પ્રાણ-નાથ! તુહ્મે સર્વ રિદ્ધિના ધણી છઉ. તુહ્મે જિ માગઉ તિ આપીઇ."

પછઇ તિ બિ દંડ તમોહરદંડ નિ વિષહરદંડ નિ સર્વમોહન-હારવિદ્યા એ ત્રિણિ વસ્ત સ્ત્રીઇ રાજાનઇ હાથેસૂં કરી આપાં તિ રાજાઇ લીધાં. ૧૦૭

## ચઉપઈ

તવ દંપતિ પરણી ચાલિઉં, રાજા વઉલાવી આવિઉં.
વઉલાવી સહૂ આવ્યા ઘિરિ, રાઈ વિક્રમ આઘા સંચરઇ. ૧૦૮

---

૧૦૩—ગ–ઉત્તરાર્ધ બીજું ચરણ: "તાહારિ ગત કુણિ નવ થાય"

૧૦૪—ગ–'રયણીનાટિક' ને બદલે 'રયણીઅવસર.'

૧૦૬—ખ–ગ–'ખલિઇ' ને બદલે 'ખેડે.' આ પછીની કડી:—
"જિના ઘિરિ છિ માણિક ઘણાં સસીઅર નિ નહિ ચાઅ્રત મણા.
જથા સંપતિ. પિહિરામણી સંતોષો અનચંતીધણી."
'ગ'માં 'જિના થરિ' ને બદલે 'રત્નાગર'.

૧૦૭—ક–ખ–ગ–'ગ'માં 'ચારે કન્યા' પછી "૧. જિતૂ, ૨. ગોમતિ, ૩. હરિયાલી, ૪. હરિણકા" એમ છે.

રાયનઇ સાથઇ આગીણિ સાર, ત્રિભોવનિ લહઇ પઇસારનીસાર.
પાંચઇ કન્યા નિ વિક્રમવીર આણી મૂકાં સિપ્રાતીર. ૧૦૯

વિક્રમચરિત્રનઇ જણાવિઉં, રાજવર્ગ સહૂ બોલાવિઉં.
ઘોડાહાથી સહૂ સણગારીઇ, વડ રાઉતનઇ સાહામા જાઇ. ૧૧૦

લાલ સરા (?) ચારિ તિહાં લીઆ, ચારિ પાટ સોવન્નિ ઢાલીઆ;
મેવા, પાન, સુગંધ વિસ્તરિયાં, સાકરપાણી સીતલ કરિયાં. ૧૧૧

ઘોડા, હાથી, પાખર ચડી વાજઇ દમામા દડવડી.
સરણાઈ, નફેરી, ભેર, મહઇમા હૂઉં જસિઉ મહી મેર. ૧૧૨

વિક્રમચરિત્રકુંઅર ચાલિઉં, રાઉતણઇ થાનિકિ આવિઉં.
પુત્રપિતાનઇ સાંઈ લીઉં, વિક્રમ હઇડઇ અતિ ગહિગહિઉં. ૧૧૩

રાજલોકમાંહઇ પુહુતઉં રાઈ, વઉલાવી સહૂ થાનિક થાઇ.
વિક્રમનાં સહૂ સરિયાં કાજ, તિમ સરજો સઘલાનાં કાજ. ૧૧૪

વચન તણઉ પાલો વિહિવાર, જઇ સાસૂનઇ કીદ્ધ જૂહાર.
તવ સાસૂઇ દીધી આસીસઃ "ચિરંજીવી, અવયંતીઇસિ!" ૧૧૫

---

૧૦૯—ખ-ગ-આ પછી નીચેની કડી છેઃ—

"આગીઆ તૂં સમરણઆધાર, રાતદિવસ મૂઝ હેદિ વિચાર.
રાજાવિક્રમ એહવૂં ભણિ, પુહુચુ વીર ! થાનકિ આપણિ."

૧૧૧—ગ-'વિસ્તરિયાં' ને બદલે 'પચારીઆં'. ઉત્તરાર્ધનું બીજું ચરણઃ
"ગંગોદક ટાહાડાં પરવરીઆં."

૧૧૨—ખ-ગ-'સરણાઈ' ને બદલે 'ભણગાં.' "ખ"માંનો ઉત્તરાર્ધઃ
"ભણગાંનફેરી તટવડિ, પોઢા ધાઉ નિસાણિ પડિ."

૧૧૩—ખ-ગ-'ગહિગહિઉં' ને બદલે 'હરખિઉં.' ઉત્તરાર્ધનું બીજું ચરણઃ
વિક્રમ હઈઉં અતિરલીઆયત થયૂં." આ પછી નીચેની કડી છેઃ—
"નગરમાંહિ આવિ રાય, નગરનારી સવિ જોવા જાય.
દીસંતો એ સંઘ સાચલૂં, મહીમંડલ એ રાજા ભલૂં."

કવિતાવગતા શ્રોતા તામ જિ ડાહા તેહનઇ પરણામ.
જઉ જિહ્વાંઇ વસઇ સરસતી તુ પામઇ કવિજન વરમતિ. ૧૨૬
એ કીહોઇ વિક્રમતણૂં ચરિત્ર, સાંભલતાં હુઇ કર્ણ પવિત્ર.
ભણઇગુણઇ ભાવઇ સાંભલઇ તિ નર સકલ મનોરથ ફલઇ. ૧૨૭
**સંવત પન્નરસાઠા** પવિત્ર **વિક્રમચરિત્ર** નિપાઉં પવિત્ર;
**કવિનરપતિ** એહવૂં કીહીયંતિઃ ચઉપઈ પૂરી થાયંતી. ૧૨૮

**સમાપ્ત**

---

૧૨૬—ગ-ઉત્તરાર્ધનું બીજું ચરણઃ "તુ પામઇ અતિજુગતિ." ખ-આ પછી નીચેની અર્ધી કડી છેઃ—

"કવિ નરપતિ એહેવૂં કીહીયંતિ ચઉપઈ પૂરી થાયંતી.

૧૨૭—ગ-'કર્ણ' ને બદલે "પંડ." ઉત્તરાર્ધઃ "સાંભલતાં ડાહાપણ આવંત, કવિનરપતિ કર જોડી કહંત." આ પછી નીચેની અર્ધી કડી છેઃ—

"સંવત પંન્નરસાઠા પવિત્ર વિક્રમચરિત્ર નીપાઉં પવિત્ર."

**પ્રતોની પુષ્પિકાઓ**

'ક' પ્રતની પુષ્પિકાઃ—

"ઈતિ **શ્રીવિક્રમરાયકથા** સંપૂર્ણા. **સંવત** ૧૬૭૩ વર્ષે દ્વિતીય આસો સુદિ ૧૧ ॥ ૮૦૩ ॥."

'ખ' પ્રતની પુષ્પિકાઃ—

"ઈતિ **શ્રીવિક્રમાદિત્યપંચદંડછત્ર** સંપૂર્ણ, સમાપ્તમ્. શ્રીરસ્તુ. **સંવત** ૧૬૬૫ વર્ષે લિખિતં. શ્રી...શ્રી...નારાયણ...જંબૂસર વાસ્તવ્ય રામજી-કેન લિખિતમ્ શ્રીનારાયણ ત્રિવેણીમાધવ."

'ગ' પ્રતની પુષ્પિકાઃ—

**સંવત** ૧૭૧૫ વરખે આખાડ માસે શુકલપક્ષે ૯ ભોમે **પંચદંડની વારતા** સમાપ્તાસ્તુ."

'ઘ' પ્રતની પુષ્પિકાઃ—

"ઈતિ **શ્રીવિક્રમાદિત્યરાજાચરિત્રપંચદંડ** સંપૂર્ણમ્. **સં**. ૧૭૫૭ વર્ષે આસો સુદિ ૬ ને દિને મયગલસાગરલિખિતં, ધીણોદ્દીયગ્રામે.

# નરપતિકૃત પંચદંડની વાર્તા

## સમજૂતી

---

## પ્રથમ આદેશ

---

### મંગલાચરણ

પૃષ્ઠ ૧

'પંચદંડની વાર્તા' એ 'વિક્રમાદિત્ય'નું મહાબિરુદ ધારણ કરી અમર થઇ જનાર સંસ્કૃત સાહિત્યના સુવર્ણયુગની પ્રેરક યુગમૂર્તિ ગણાતા, ઘણું કરીને, ગુપ્તવંશવિભૂષણ મહાસમ્રાટ બીજા ચંદ્રગુપ્ત વિક્રમાદિત્યની લોકપ્રિય લોકકથાનો એક વિભાગ છે. પંચદંડના પ્રભાવથી એ મહાસમ્રાટ 'વિક્રમાદિત્ય' અથવા 'પરાક્રમનો સૂર્ય' એ બિરુદ કેવી રીતે પામ્યો અને લોકવાર્તાના ઊંડાઊંડા હૃદયમાં એના મહાપ્રસંગો કેવી રીતે વિવિધ પ્રકારનાં માન અને સ્થાયી સ્થાન પામ્યાં એ મુખ્યત્વે કરીને આ વાર્તાકાવ્યનું પ્રેરક વસ્તુ છે. અદ્ભુતતા એના સર્વોપરિ રંગો લઇ આ લોકવાર્તામાં યથેચ્છ ખેલે છે. છેવટે પંચદંડનું છત્ર ભવ્ય વિધિવિધાનથી વિક્રમરાજના સિંહાસન ઉપર ચઢાવવામાં આવે છે અને સ્વર્ગ, મૃત્યુ અને પાતાળનો વિક્રમભક્ત લોક-સમૂહ એક ઉંચા સૂરથી વિક્રમદેવના જયજયકારનો બ્રહ્માંડવ્યાપક ઉદ્ઘોષ ગજાવી રહે છે.

શબ્દશઃ 'પંચદંડ' એટલે 'પાંચ સેના.' અતુલ અને અજિત એવી સામ્રાજ્યની આ પાંચ પ્રકારની બલવાન સેનાઓના સાહાય્યથી વિક્રમાદિત્ય પરાક્રમોની પરાકાષ્ઠાએ પહોંચે છે. સેનાઓના મૂળ અર્થને અદ્ભુતતા એની વિવિધરંગી ભૂલભૂલામણીઓમાં છૂપાવી દે છે અને એ 'જાદૂઇ ઇલમકી લકડી' બની એક અથવા બીજી રીતે વિક્રમનાં અસંખ્ય પરાક્રમોનાં યશોગાન ગાવાનું મહારૂપક બની રહે છે. આ મહારૂપકે લોકહૃદયમાં અને એને રુચતી વાર્તાઓમાં સનાતન સ્થાન પ્રાપ્ત કર્યું. આપણા કવિવર્યોએ અત્યાર સુધીમાં આ લોકવાર્તાને 'વિક્રમકથા,' 'વિક્રમદેવચરિત્ર,' 'અવંતીઈશ

કથા,' 'વિક્રમચરિત્રચઉપઈ—એમ અનેક નામે આલેખી, આપણા સંસ્કૃત તેમજ પ્રાકૃત, અપભ્રંશ, જૂની ગુજરાતી અને મધ્યકાલીન ગુજરાતીના સાહિત્યને રસિક અને સમૃદ્ધ કર્યું છે.

નરપતિકવિએ પણ આ વાર્તાકાવ્યના પાંચ ખંડોને 'પંચદંડ'ની સંખ્યાના પ્રમાણમાં પાંચ આદેશોમાં વહેંચી દીધું છે. ક્ષત્રિયધર્મના મૂળ પ્રેરક આદેશો—આજ્ઞાએ—લોકપાલક વિક્રમને સમ્રાટપદ મેળવવાની પ્રેરણા કરી હશે એ વાત તો ચોક્કસ છે. આ લોકવાર્તાના કાવ્યમાં આ આદેશો-ની આપનારી ઉજ્જયિનીનિવાસિની દેવદમનીઘાંચણ છે. ચમત્કારી દંડોની ચમત્કારી માલીકી ધરાવનાર આ અગમ્ય દેવદમની પોતાના દંડના પ્રભાવે સવારીના માર્ગમાં અભેદ્ય કોટ ઊભો કરી વિક્રમને મહાત કરી વચનથી બાંધી લે છે અને પોતાની પુત્રી દમનીથી આરંભ કરી એક પછી એક દંડ અને રાણી મેળવવાની પરાક્રમપરંપરાએ આદેશો આપી ચઢાવે છે. વિક્રમ એ અને બીજી સર્વ પ્રકારની પ્રાપ્તિ અદ્દ્ભુત વીરતાથી સિદ્ધ કરી પાંચે દંડ છેવટે સાસુને ચરણે ધરે છે અને પોતાના ઐતિહાસિક ન્યાયી સિંહાસન ઉપર એ પાંચ દંડનું દેવદુર્લભ છત્ર ધરાવી ત્રણે લોકનો માનવંતો મહા-સમ્રાટ બને છે

'समाप्तिकामो मंगलमाचरेत्'—'ગ્રંથસમાપ્તિની કામનાવાળાએ મંગલા-ચરણ કરવું—એ પ્રણાલિકાને કવિનરપતિ પણ સર્વ રીતે અહીં અનુસરે છે. કાવ્યની ૧ થી ૧૬ કડીઓમાં કાવ્યનું મંગલાચરણ છે. પ્રથમની પાંચ કડીઓદ્વારા કવિ તેના ઇષ્ટદેવ ગણપતિને યાદ કરીને આરાધે છે. બીજી પાંચમાં એ ઇષ્ટદેવી સરસ્વતીને સ્તવે છે. આ પછી પોતાના ગુરુદેવને નમન કરી કવિ કાવ્યની સફલતા માટે વીનતી કરે છે.

૧ લંબોદર—લાંબા પેટવાળા, ગણપતિ. આર્યોના પૌરાણિક દેવોમાં ગણપતિ એક શિવગણ છે. ગણદેવતાનો સમૂહ નવની સંખ્યાનો છે: (૧) આદિત્ય, (૨) વિશ્વ અગર વિશ્વદેવ, (૩) વસુ, (૪) તુષિત, (૫) આભાસ્વર, (૬) અનિલ, (૭) મહારાજિકા, (૮) સાધ્યા અને (૯) રુદ્રો. આ ઉતરતી પંક્તિના દેવો તે શિવના ગણ. તેઓ કૈલાસ ઉપર રહે છે. એમના ઉપર જે અધિકારી તે ગણપતિ.

ગણપતિની ઉત્પત્તિકથા એવી છે કે એક સમયે પાર્વતીએ શરીરે તેલ અને સુગંધી દ્રવ્ય ચોળીને મેલ કાઢી તેનું એક પતળું બનાવ્યું. તેને હાથીના

જેવી સૂંઢ કરી. પછી રમત કરી એ પુતળાને પાણીમાં નાંખ્યું. તેજ ક્ષણે તે પાણીમાંથી એક પુરુષ નીકળ્યો. તેને પાર્વતીએ 'પુત્ર! અહીં આવ' કહી હાંક મારી. એ પાર્વતી પાસે ગયો એટલે એમણે એને વિનાયક નામના રુદ્રનું આધિપત્ય આપ્યું. એ ઉપરથી એનું નામ ગણપતિ પડયું. ××× ( **मत्स्य॰ अ॰ १५४** )—**ડાહ્યાભાઈ દેરાસરીસંપાદિત પૌરાણિકકથાકોશ.** વળી જુઓ

" विनायको विघ्नराजद्वैमातुरगणाधिपाः ।

अप्येकदंतहेरंबलंबोदरगजाननाः ॥" — अमरकोश

—આવાંઆવાં ગણપતિનાં વિવિધ નામોદ્વારા કવિ પહેલ પ્રથમ એ વિઘ્નવિનાશક દેવનું સ્મરણ કરે છે. વળી જુઓ આવાજ પ્રકારના આજ કવિના મંગલાચરણ માટે:

"લંબોદર કવિહૃદય રહંતિ, હંસાવાહન મુખ વસંતિ.
અવિ આલવઇ મૂરતિનામ, વિવેકી નર કરઇ પ્રણામ.
કવિ તુ શારદ કેરઉ પુત્ર જે મુખ બોલિ તે સાચૂં તત્ર.
હૃદયભાવ સહુ જાણિ સદા કવિમૂર્તિ એ પ્રત્યક્ષ શારદા.
ગાથાગીતકથારસ સોઇ, દૂહા કવિત હરિયાલી હોઇ.
કવિતા કવિત નૂતન કરિ, મુખિ બેઠી શારદ ઉચ્ચરિ.
ગણપતિશારદ કરું પ્રણામ, નંદબત્રીસી કરું વખાણ;
પન્નરસેં પસતાલો સાર, તિથિ સાતમ નિ મંગલવાર."

**—ભોગીલાલ સાંડેસરાસંપાદિત : નરપતિ : નંદબત્રીસી : બુદ્ધિપ્રકાશ : પુસ્તક ૭૯ : અંક ૭—૯ : પૃ. ૧૯૪.**

સિદ્ધિબુદ્ધિવર--વિશ્વરૂપની બે પુત્રીઓ સિદ્ધિ અને બુદ્ધિના પતિ ગણપતિ. સીઝવિ [ सं. सिध्–મેળવવું ]–પૂરા પાડે, બર આણે. સવિ [ सं. सर्व, सव्वि, सवि–સવે ]–બધા. અર્થ–હેતુ, આશયો.

૨ સીંદુરઇ ( सं. सिंदूरम् )–એ નામના રંગ વડે. અરિસાઇ( सं. अर्च्–લેપન કરવું )–અર્ચા કરું, લેપન કરું. સેવંત્રાંહાર–સેવંત્રાં એ ગણપતિનાં પ્રિય ફૂલ છે અને એસનો હાર એમને ગમે છે. જુઓ

" સેવંત્રાનિ સોઈ સારી ઘંટા ગ્રાલ્યા પાણ;
મૂષકવાહન ! મલપતા છાં, વેદ ઉચરિ વાણ."

**—ભાલણ : બીજું નલાખ્યાન**

મુસાવાહન (સં. मूषकवाहनः)—જેનું વાહન ઊંદર છે એવા. પુરાણકથાઓમાં ગણપતિનું વાહન ઊંદર મનાય છે. જુઓ

"ગડબડતા ગણેશ ચાલ્યા ઊંદરડે અસવાર;
મોર ઉપર સ્વામી કાર્તિક ચાલ્યા, શંકરના કુમાર."

**—પ્રેમાનંદ: ઓખાહરણ**

મોદિકઆહાર—બ્રાહ્મણની માફક ગણપતિને લાડુનો આહાર પ્રિય હોય છે. આપણાં બાળકોએ આ દેવનો ઉપહાસ કરે છે: 'ગણપતિદાદા મોરિયા, અર્ધા લાડુ ચોરિયા !' ગણપતિના આવાજ વર્ણન માટે જુઓ.

"ચતુર્ભુજ ને ફાંદ મોટી, દીસે કર્મ વિશાળ;
શોભા તેની શી કહું ? કંઠે ઘુઘરમાળ.
પહેલા કરમાં જળકમંડળ, બીજે મોદિકઆહાર;
ત્રીજા કરમાં ફરસી સોહીએ, ચોથે રે જપમાળ.

**—પ્રેમાનંદ: ઓખાહરણ**

૩ એકદંતૂ—એક દાંત-દંતૂશળ-વાળા ગણપતિ. જુઓ પ્રસિદ્ધ ઉક્તિ.

" सुमुखश्चैकदंतश्च कपिलो गजकर्णकः । "

પ્રાસીઇ [સં. प्र+अश्]-પીરસવાથી. અખઇ [સં. अक्षय]-વણખૂટ્યો. સરખાવો અખોવન, અખેપાત્ર એ શબ્દો.

**પૃષ્ઠ ૨**

૪ દૂંદાલા-મોટી દૂંડ-ફાંદ-વાળા ગણપતિ. સૂંઢલિ-સૂંઢવાળા. સારથ-સાહાય્ય અર્થે. અવંતીરાય-અવંતીનોરાજા વિક્રમાદિત્ય. અવંતી એ પ્રસિદ્ધ માળવાની રાજધાની હતી. જુઓ

"અવંતી-સેક દેશ, અપર સેક દેશ અને નર્મદાની દક્ષિણે આવેલો દેશવિશેષ. પાંડવોના સમયમાં અહીં વિંદ અને અનુવિંદ નામે બે ભાઇઓ રાજ્ય કરતા હતા. તેમની રાજધાની તે અવંતિકાનગરી. (**મહાભારત: સભાપર્વ : અ. ૩૧**)

**—ડાહ્યાભાઈ દેરાસરીસંપાદિત પૌરાણિક કથાકોશ.**

વળી જુઓ

(૧) "अस्ति किल मालवेषु समस्तवस्तुसंपूर्णा स्वगुणपराभूतपुरंदरपुरविभूतिरुज्जयिनी नाम नगरी" । **— विक्रमचरित्रम्**

(૨) " વિક્રમાદિત્ય વસિ જિહાં, ઉજ્જેણી અહિઠાણ. "

* * * *

"ઉજ્જેણીનયરી અતિરૂપ વસિ જિહાં વિક્રમનર ભૂપ."

* * * *

—મધુસૂદન વ્યાસ : હંસાવતીવિક્રમચરિત્રવિવાહ

૫ ગૌરી—પાર્વતી. " પૂર્વે પાર્વતી શ્યામવર્ણ હોવાથી મહાદેવે એમને હસવામાં ' કાલી ' એવું કહ્યું તે ઉપરથી તેમણે તપ કરીને ગૌરવર્ણ સંપાદન કર્યો ત્યારથી પાર્વતીનું ' ગૌરી ' નામ પડયું. "

—પૌરાણિક કથાકોશ

શંકર—મહાદેવ, શિવ. ' શિવ એવું નામ વેદોમાં જણાતું નથી, પણ વેદોમાં એ દેવને ' રુદ્ર ' કહ્યો છે. ત્યાં ' રુદ્ર ' શબ્દ એકવચનમાં તેમ જ બહુવચનમાં વાપર્યો છે. એટલે કે રુદ્ર એક તેમજ એકથી વધારે મનાતા હશે. મહાન દેવ શિવ એ ભાવનામાંથી ઉદ્‌ભવ્યા છે,

× × × ×

કાળે કરીને વેદમાંના રુદ્રદેવે મહાન અને શક્તિમાન શિવનું રૂપ કર્યું છે અને એને ત્રિમૂર્તિમાં પદ પ્રાપ્ત થયું છે. આખરે એ સંહાર કરનાર દેવ મનાઇ એની શક્તિઓ ઘણી વિસ્તૃત બની ગઈ છે. સંહાર પછી સર્જન હોય છે એટલે શિવ શંકરરૂપે પાછું પુનઃ સર્જન પણ કરે છે. આ પ્રમાણે શિવ સંહારક અને સરજનહાર દેવ—ઈશ્વર-કહેવાવા માંડયા અને એને મહાદેવ—સૌથી શ્રેષ્ઠ દેવ—એ ઉપાધિ પ્રાપ્ત થઈ.

× × × ×

શિવનું ત્રીજું સ્વરૂપ મહાયોગી તરીકે છે. યોગીરૂપે સદા ધ્યાનમગ્નજ રહે છે. સદા ઉગ્ર તપ કરનાર મહાતપસ્વી છે. એમના ચમત્કાર અને શક્તિઓ અગાધ હોઈ શુદ્ધ બ્રહ્મજ્ઞાન પ્રાપ્ત કરી એઓ બ્રહ્મસ્વરૂપજ બન્યા છે. આ સ્વરૂપે એઓ દિગંબર છે, ધૂર્જટિ છે. એમની સંહારક શક્તિને અંગે એ ભૈરવ છે. ભૂતપિશાચ વગેરે યોનિઓના અધ્યક્ષ તરીકે એ ભૂતપતિ કહેવાય છે. એમનો વાસ બહુધા શ્મશાનમાં હોય છે. સર્પો એ એમના આભૂષણ છે. એ રુંડમાળા ધારણ કરે છે. ભૂતગણો એમની હજુરમાં હંમેશ રહે છે. કેટલીક વખત ભાંગ, ધંતુરો, આકડો વગેરે માદક પદાર્થોથી ઉન્મત્ત બની પોતાની દેવી—શક્તિ—ની સાથે નૃત્ય કરે છે

એમનું નૃત્ય લાસ્ય ન હોતાં તાંડવ છે. એમનાં વાદ્યો પણ શૃંગી, ડમરૂ, રણશિંગું વગેરે છે. પોઠીઓ—નંદી—એ એમનું વાહન છે. ત્રિશૂળ, શૂળ, ધનુષ્ય એ એમનાં આયુધો છે.

× × × ×

પ્રલયકાળે એજ ત્રીજા નયનમાંથી નીકળતો અગ્નિજ દેવોથી માંડી સર્વ ભૂતમાત્રનો નાશ કરશે.× ×શિવના વિસ્તૃત ઈતિહાસ (વેદમાંથી માંડી લોકકથા સુધીના) માટે જુઓ **પૌરાણિક કથાકોશ.**

મનહ—મનના. 'હ' અહીં સંબંધાધિકારનો પ્રત્યય છે. જુઓ

"એલારજના વાઇ વાય, મધુકર મત્ત મધુર રવ ગાય.
સુંદર સહકારહ મંજરી કોકિલ બોલી ચંચિ ધરી."

**—ભાલણ: પૂર્વકાદંબરી: પૃ. ૨૫.**

કારતગ—કાર્તિકેય. "પ્રથમતઃ મહાદેવનું રેત શરત્રણ નામના વનમાં પડેલું તે આગળ જતાં ગંગાએ અને અગ્નિએ ક્રમેક્રમે કેટલોક કાળ ધારણ કર્યું. તેમની પછી છ કૃત્તિકાઓએ ધારણ કર્યું. તે વખતે એનો જન્મ થયો. આમ હોવાથી એનું અનુક્રમે સ્કંદ, ગાંગેય, અગ્નિભૂ અને કાર્તિકેય એવાં નામ પડયાં. એક મુખ અને બે હાથ સહિત છ એ કૃત્તિકાને પેટે એકજ કાળે જન્મેલા હોવાથી એમને છ મોં અને બાર હાથ છે; તેમજ એમનું નામ ષણ્મુખ, ષડાનન એવું પડયું છે. અગાઉ જતાં એ દેવના સેનાપતિ થવાથી તેમને સેનાની પણ કહેવામાં આવે છે. ગુહામાં વાસ કરવાને લીધે ગુહ પણ કહેવાતા. (**ભારત: વન: અ. ૨૨૩—૨૨૬ તથા અનુ. અ. ૮૫**)

**—પૌરાણિકકથા કોશ**

૬ બ્રહ્માપુત્રી—સરસ્વતી, બ્રહ્મદેવની જ્ઞાનશક્તિ, વાણી ને વિદ્યાની અધિષ્ઠાત્રી દેવી. બ્રહ્મદેવની સ્ત્રી સાવિત્રી (અથવા ગાયત્રી) પણ કેટલીક વાર સરસ્વતી કહેવાય છે. બ્રહ્મદેવના વામાંગમાંથી એની ઉત્પત્તિ થઇ છે ને એને દંડનીતિશાસ્ત્રની કર્ત્રી કહી છે. (**ભારત: શાંતિ: ૧૨૨**)

**—પૌરાણિક કથાકોશ**

પસાય [સં. પ્રસાદઃ]—કૃપા, મહેરબાની. હંસવાહન [સં. હંસવાહિની]—સરસ્વતીનું વાહન હંસ છે અને દૂધ પાણીને જૂદાં પાડવાની વિવેક બુદ્ધિ હંસમાં હોવાથી એવાજ ગુણ આપવાવાળી વિદ્યાની દેવી સરસ્વતી પણ હંસવાહિની કહેવાય છે. જુઓ

"પહિલૂં સરસતિ અરચીસૂં, રચીસૂં વસંતવિલાસ,
વીણ ધરઇ કરિ દાહિણ, વાહણ હંસલુ જાસ." ૧
—અજ્ઞાત કવિ: વસંતવિલાસ

૭ વીણાપુસ્તક ધારણી—વીણા અને પુસ્તક ધારણ કરવાવાળી સરસ્વતી દેવી. સરખાવો 'वीणावरदंडमंडितकरा' તથા 'वीणापुस्तकधारिणी.' તારણી [सं. तृ—તરવું ઉપરથી]—તારણહાર. ત્રિભોવન [सं. त्रिभुवनम्]—ત્રણ લોક—સ્વર્ગ, મૃત્યુ ને પાતાલ. વાણીરસ—શબ્દોથી જામતો રસ. 'वाक्यं रसात्मकं काव्यम'—'રસવાળું વાક્ય એ કાવ્ય છે'—એ પ્રસિદ્ધ રસશાસ્ત્રની ઉક્તિનું કવિ સ્મરણ કરી તેવો રસ પોતાને આપવા એ વાણીની દેવીને વીનવે છે. લહઇ [सं. लभ्—મેળવવું-ઉપરથી]—પામે, મેળવે.

૮ કાસમીરપોરવાસની—કાશ્મીર એ પંડિતોની ભૂમિ હોઇને વિદ્યાની દેવીનું નિવાસસ્થાન ગણાતું. નિધાન [सं]—ધામ.

૯ ભારતી—સરસ્વતીદેવી. વિક્રમચરિત્ર—વિક્રમાદિત્યરાજાનું ચરિત. પંચદંડની વાર્તાને કવિ આ નામ આપે છે. વળી નોંધવાનું છે કે વિક્રમચરિત્ર એ નામ વિક્રમરાજાના પુત્રનું પણ છે; જુઓ **મધુસૂદન વ્યાસકૃત હંસાવતીવિક્રમચરિત્રવિવાહ.**

સારથ [सं. सार्थ—સફલ]—સફલ કરનારી.

૧૦ ભલઉ—સારો, સરસ. જુઓ

"भल्ला हुआ जु मारिआ बहिणि ! महारा कन्तु ।
लज्जेज्जं तु वयंसिअहु जइ भग्गा घरु एन्तु ॥"
**हेमचंद्र : प्राकृतव्याकरणम् : सू. ८—४—३५१**

—"ભલું થયું કે બહેન! મારો પતિ (રણમાં) મરાયો; જો તે હારીને ઘેર દોડી આવ્યો હોત તો મારી સાહેલીઓ આગળ હું કેવી રીતે મોંઢું દેખાડત?"

મહઈમા [सं. महिमा]—મહત્તા, કીર્તિ. ઊજેણી—જુઓ કડી ચોથીની સમજૂતી. સરખાવો સરસ્વતીના મંગલાચરણ સાથે નીચેનું મંગલાચરણ:

"સરસતીસામિણિપાય નમી માગું ઉચિત પસાય.
કાસમીરમુખમંડણી વાણી દિઇ મૂઝ માય! ૧

બ્રહ્માપુત્રીનિ નમું, કમલકમંડલ સાથ.
એક કરિ વીણા ધરી, પુસ્તક યમણિં હાથિ. ૨
હંસવાહનિ હરખિ રમિ, કરિ જગ લીલવિલાસ.
જે જગ મૂરખ માનવી તેહની પૂરિ આસ. ૩
દીઇ સુખ દુઃખીઆ નરા, સુખીઆ સંપતિ કોડિ;
મૂરખનિ વિદ્યા દીઇ જુ સમરિ પરહોડિ. ૪
હોડિ છપિ સયલ જગ જુ દિ સરસતિ સિદ્ધિ;
પણિ જે મૂરખ માનવી લાહ અનંતિ બુદ્ધિ. ૫
બુદ્ધ દીઉ મૂઝ માઉલી ! હૂં છૂં તોરો દાસ;
વિનોદકથા હવિ બોલવા પૂરિ મનની આસ. ૬
ભગતિજન પ્રતિપાલિકા, તૂં ત્રિભુવનની માત;
કહું કથા વૈતાલની જે છિ જગવિખ્યાત. ૭
કર જોડિ છિ વીનતી કરુંજિ મોરી માય !
એહની કરતાં ચઉપાઇ ઠવજ્યો અક્ષર ઠાય." ૮

**—અજ્ઞાત જૈનકવિ : વૈતાલપંચવિંશીરાસ : મંગલાચરણ**

૧૧ ગુરુ—વિદ્યાનો દાતા. 'ગુરુ'ની વ્યાખ્યા માટે જુઓ

"स गुरु र्यः क्रियाः कृत्वा वेदमस्मै प्रयच्छति ।"

—याज्ञवल्क्यः मिताक्षर

—જે વિદ્યાર્થીની સંસ્કારક્રિયાઓ કરી તેને વેદની વિદ્યા શીખવે તે. વળી ગુરુનાં લક્ષણ માટે વિશેષ જુઓ

"विदलयति कुबोधयत्यागमार्थम्
सुगतिकुगतिमार्गौ पुण्यपापे व्यनक्ति ।
अवगमयति कृत्याकृत्यभेदे गुरोर्यः
भवजलनिधिपोतस्त्वं विना नास्तिकश्चित् ॥"

—"જે કુબોધને દળે છે, જે આગમ–વેદ–ના અર્થનો સુબોધ કરે છે, જે સારી અથવા માઠી ગતિના માર્ગ તેમજ પુણ્યપાપનો વિવેક સમઝાવે છે અને જે કરવા અથવા નહિ કરવા યોગ્ય કામોનો ભેદ મન

ઉપર ઠસાવે છે એવા હે ગુરુ! તમારા વગર ભવસાગરનું વહાણ બીજું કોઇ નથી."

ઊદ્ધરઇ [સં. ઉદ્+ધૃ-ઉદ્ધારવું-ઉપરથી]-ઉચ્ચ ગતિને પમાડાવે.

**પૃષ્ઠ ૩**

૧૨-૧૬ ગોમતી—હિમાલય પર્વતમાંથી નીકળતી નદી. ગિરુઉ [સં. गुरु] -મોટો. કેદાર-હિમાલયપર્વત ઉપરનું એક તીર્થ. ભાવારથ [સં. भावार्थ] -ભાવ અને અર્થ, વિવિધ ભાવ અને સચોટ અર્થવાળી વાણી પામવી એ ગુરુની કૃપાનો આધાર છે. વાધ્યા-[સં. वृध्—વધવું-ઉપરથી]-વધ્યા, ખીલ્યા, ચઢયા, સુશિક્ષિત થયા. રાતાચોલ-લાલચોળ. મજીઠ [સં. मंजिष्ठा-मंजिठ्ठ-મજીઠ] -એક જાતનો રોપો. એમાંથી લાલ રંગ બનાવવામાંઆવે છે. જુઓ

"देसुच्चाडणु सिहि-कढणुवण-कट्टणु जं लोइ।
मंजिठ्ठए अइरत्तिए सव्वु सहेव्वउं होइ॥"

—हेमचंद्र : प्राकृतव्याकरणम् : सू. ८-४-४३८

—લાલચોળ મજીઠે આ સર્વ અહીં સહન કરી લેવું જોઇએઃ મૂળમાંથી ઊખડી જવું, દેવતા પર ઊકળવું અને હથોડાથી ટીપાવું.

રિદ્ધિસિદ્ધિ ગુરુદાયકહ—ગુરુરૂપ દાતાની તરફથી મેળવેલી પ્રાપ્તિઓ. વયણ[સં. वचनम्]-વેણ. સુમીઠ [સં. मिष्ट-मिठं]-મીઠું.

કવિની ગુરુભક્તિ સાથે "વૈતાલપંચવિંશી રાસ" માંની અજ્ઞાત જૈન કવિની ભક્તિ ઘણેજ અંશે સરખા હોઈ સરખાવવા જેવી છેઃ

"હવિ હૂં પ્રણમું સહિ ગુરુ જે વિદ્યા દાતાર;
ગુરુપય પૂજી પામીઇ મનવાંછિત જયકાર. ૯
ગુરુ દીવો, ગુરુ દેવતા, ગુરુ ગંગા, કેદાર.
ગુરુ પુષ્કર ગુરુ ધર્મધુર, ગુરુ છિ વિદ્યાધાર. ૧૦
ગુરુવિણુ મોક્ષ ન પામીઇ, ગુરુવિણુ હૂઇ ન બુદ્ધિ;
ગુરુ તુહિ સવિ પામીઇ વિદ્યા ધનની સિદ્ધિ. ૧૧
મૂરખ જંપી જેહ વયણુ તે ગુરુ તૂં છિ રાય;
વરણમાત્ર જિણિ શીખવિઉં તે પ્રણમું ગુરુપાય." ૧૨

—વૈતાલપંચવિંશીરાસ

કવિવાડીવન......સંસારિ—સંસારમાં કવિઓનો વાડીસમૂહ [ વાડીવન ] શોભાયમાન [ રુઅડૂં ] અને સમર્થ [ સબલૂં ] છે [ અછઇ ]. સામાન્ય ઉક્તિદ્વારા કવિ મહાકવિઓની સાહિત્યવાટિકાઓના સમૂહનો નિર્દેશ કરે છે. પણ તેમની સરખામણીમાં પોતે તો નાનો જ કવિ—વૃક્ષ નહિ પણ છોડ [ છોડૂઉ ]—છે.

મઝારિ—મોઝાર, માંહિ. ગોરસ—દહીં, મહી. વિલોઇ કરિ—વલોવીને. લેયંતી—લે છે. ગોરસશાસ્ત્રે-ઇદ્રિયોને પોષતા રસોની મીમાંસા કરનારું શાસ્ત્ર. આ ઉચિત ને સરસ ઉપમાથી નરપતિ અહીં કાવ્યઅમીમાં રહેલી અપૂર્વ મીઠાશનો સુન્દર ખ્યાલ આપે છે. પોતાને અમર મહાકવિઓમાં એ નમ્ર ને નાનો ધારે છે, છતાં કાવ્યનાં અમૃત કેવાં મીઠાં છે અને તે કેટલાં બધાં રસશાસ્ત્રોનું મંથન કરી મેળવીને ચાખી શકાય છે એ બાબતનો એને બરાબર ખ્યાલ છે.

પૃ. ૪

૧૭–૨૪ ભાદ્રવા [ सं. भाद्रपद ]—ભાદરવો. સંવત સાઠિ પન્નરહ–વિક્રમ સંવત પંદરના સાઠમાં, સંવત ૧૫૬૦માં. કવિતા—'કવિ 'શબ્દને સ્થળે આ શબ્દ જૂની ગુજરાતીમાં ને છેક દયારામયુગ સુધી વપરાટમાં છે. જૂઓ

"કવિતા કવિત નૂતન કરિ, મુખિ બેઠિ શારદ ઉચરિ."

—**નરપતિ : નંદબત્રીસી**

"શ્રોતા વક્તા સમઝતા, કહે કવિતા કર જોડય:
શામળ કહે 'શિવ શિવ' કહો, રીઝે શ્રીરણછોડ.

—**શામળ : શિવપુરાણ**

વિગતા—[ सं. वक्ता ]—બોલનાર, ભાષણકર્ત્તા. વરતઇ [ सं. वृत्-થવું-ઉપરથી ]—બને, આવે. એક કાશી...આકારિ—કાશી, કાંતિકા(કાંચિકા ?) અને અવંતી એ ત્રણે મોક્ષદાયિની સાત નગરીઓમાંની ત્રણ છે અને ત્રણેમાં શિવનાં ધામ હોવાથી મહાદેવના આયુધ ત્રિશૂળના આકારે એ ત્રણે શિવની નિવાસભૂમિ [ કૈલાસ ] જવાના રસ્તા છે. કવિ શિવમાર્ગી દીસે છે. ને તીર્થાટન અને યજ્ઞકર્મોમાં શ્રદ્ધાળુ છે. જુઓ મોક્ષ આપનારી સાત નગરીઓનાં નામ:

"अयोध्यामथुरामायाकाशीकांचीअवन्तिका
पुरी द्वारावती चैव सप्तैता मोक्षदायकाः ॥"

—અયોધ્યા, મથુરા. માયા ( હરદ્વાર ), કાશી, કાંચી, અવંતિકા અને દ્વારકા એ સાત મોક્ષદાયિની નગરીઓ છે.

અડિસઠિ તીરથ—હિંદમાં અત્યાર સુધીમાં લેખાતાં અડસઠ તીર્થો. દયારામે આ તીર્થોનું રસિક વર્ણન કર્યું છે. જુઓ

× × × ×

"સાંભળો સ્વામી ! કહું મુને ! સ્મૃતિશ્રેષ્ઠ જેજે નામ.
મેં પ્રથમ યમુનાપુનિતજળ કર્યું શુદ્ધ સ્નાન;
શ્રીગોકુળ:મથુરા વૃંદાવન ગિરિરાજ દરશ મહાન."

× × × ×

આ પંક્તિઓથી માંડી આ પંક્તિઓ સુધી :

"સઉ તીર્થગુરુ પુષ્કરતીર્થ ત્યાં સ્નાન કરી હરિ દર્શ;
ચર્મણ્વતિ વેદિકા સુરનદી નાહી પામ્યો હર્ષ.
પછી વ્રજમંડળ ફરી આવિયો, એ મુખ્ય નામોચ્ચાર;
જો વિધિવત્ વર્ણન કરે તો ગ્રંથ થાય વિસ્તાર."

**—દયારામ : રસિકવલ્લભ : પ્રાચીન કાવ્યમાળા : ગ્રંથ ૨**

આ તીર્થોના પુણ્યલાભ અને અનેક યજ્ઞો જેટલા પુણ્યને કવિ માત્ર એક ક્ષિપ્રાસ્નાન [ સિપ્રામજ્જન ] જેટલા માને છે. ઉતપત્તી [ ઉદ્+પદ્-ઉત્પન્ન થવું—ઉપરથી ]—જન્મી. હરસિદ્ધિ—ઉજ્જયિનીની ગ્રામ-દેવતા હરસિદ્ધિ માતા છે. આ દેવીના પ્રસાદનું પાત્ર વિક્રમ કહેવાતો અને અણીના અનેક પ્રસંગો વટાવી એણે એને મહાન બનાવ્યો છે. મહીમંડન [ સં. ]—પૃથ્વીનું આભૂષણ, શોભા. મંડન—માંડણ—ના ઉપયોગ માટે જુઓ:

"જી રે ! ઓરડાનું માંડણ દીવડો,
દીવડાનું માંડણ રુડી જોત; વધાવો મેં સૂણ્યો.
જી રે ! પરસાળનું માંડણ પારણું,
પારણાનું રે માંડણ રુડો પુત્ર. વધાવો.
જી રે ! મેડીનું માંડણ ઢોલિયો,
ઢોલીયાનું માંડણ રુડો કંથ. વધાવો.
જી રે ! પુરુષનું માંડણ પાઘડી,
પાઘડીનું રે માંડણ રુડું ફૂલ. વધાવો.

૭ રે ! સ્ત્રીનું માંડણ રૂડી કંચુલી,
કંચુલીનું રે માંડણ રૂડો હાર. વધાવો.

**—બાલાબહેન: ગુજરાતી લગ્નગીતો**

મહાકાલ-- ઉજ્જયિનીના મહાકાલેશ્વર એ આર્યાવર્તનાં પ્રસિદ્ધ બાર જ્યોતિર્લિંગોમાંના એક ગણાય છે. જુઓ

બાર જ્યોતિર્લિંગો:—

૧ સોમનાથ (સોરઠમાં), ૨ મલ્લિકાર્જુન (શ્રીશૈલપર્વત), ૩ મહાકાલ ( ઉજ્જનમાં ), ૪ ઓંકાર ( અમલેશ્વર ), ૫ વૈજનાથ ( ચિત્રભૂમિક્ષેત્રમાં ), ૬ નાગેશ (દારુકવનમાં ), ૭ કેદાર ( બદરી, હિમાલય પર ), ૮ ધુશ્મેશ ( એરુલ ), ૯ રામેશ ( સેતબંધુ ), ૧૦ ત્ર્યંબકેશ્વર (ત્ર્યંબક), ૧૧ વિશ્વેશ્વર ( કાશીમાં ) અને ૧૨ ભીમશંકર ( ભીમા ).

**—નર્મદ: નર્મકથાકોશ**

કલિમલ—કલિયુગનાં પાપ. મિલૂં—એકઠું થયું. મંગલમાલ—કલ્યાણપરંપરા, અનેક કલ્યાણોનું ધામ. સિદ્ધવડિ—હરસિદ્ધિમાતાનું થાનક પ્રસિદ્ધ સિદ્ધવડ તળે છે. ગાંધ્રવૂં—ગંધર્વોનું. આ સ્થળે યક્ષો અને ગાંધર્વોનો નિવાસ હતો એવી માન્યતા હોવાથી ત્યાંના શ્મશાન [ મસાણ ]નું નામ ‘ગાંધ્રવૂં મસાણ’ પડયું લાગે છે. શક્તિભેદ ચઉસઠિ તણઉ—ચોસઠ જોગણીઓ ત્યાં રહેતી. નંદનવનહ પ્રમાણ—સ્વર્ગના બાગ નંદનવનનો વિસ્તાર [ પ્રમાણ ] આ સ્થળનો હતો. પ્રથિવીનાભિ અવંતિકા—પૃથ્વીના મધ્યવર્તી ભાગમાં અવંતીનું સ્થાન છે. આર્ય જ્યોતિષીઓની વેધશાલા તરીકે ઉજ્જયિની સૈકાંથી હિંદમાં સુવિખ્યાત છે. જુઓ

(૧) “દક્ષણાદિ પંથિ પ્રથવિમધ્યે ઊજ્જેણીનગરી. તેહાં વિક્રમાદિત્ય એહવઇ નામિ રાજા.”—**જગજીવન મોદીસંપાદિત ગદ્યાત્મક પ્રાકૃત વૈતાલપચીસી: પૃષ્ઠ ૮૯.**

(૨) “ પુરીઅવંતી મહાકાલેશ્વર, ક્ષિપ્રાતીર્થ પાવન.”

**—દયારામ : રસિકવલ્લભ**

(૩) यत्र स्थाने महालिंगं महाकालो महेश्वर: ।
तेन लिंगप्रमाणेण अवंती सुभगा पुरी ॥

यत्र स्थाने महादेवी हरसिद्धिर्हि भट्टिका ।
तेन मातृप्रभावेण अवंती सुंदरी पुरी ॥

**—મધુસૂદન વ્યાસ : હંસાવતીવિક્રમચરિત્રવિવાહ**

ક્ષિપ્રાતટના સૌંદર્ય અને મહાકાલેશ્વરના રસિક વર્ણન માટે વળી જુઓ **कालिदास: मेघदूत.**

મુગતિક્ષેત્ર સંસારિ—દુનિયામાં અવંતી મુક્તિનું ધામ [ મુગતિક્ષેત્ર ]છે.

શક્ર—ઈંદ્ર. "ઇંદ્ર દેવતાઓમાં મુખ્ય અને સ્વર્ગનો રાજા છે. એ વાયુ, આકાશ, વિદ્યુત, ગર્જન, વૃષ્ટિ અને પૂર્વ દિશાનો અધિપતિ છે. એ બાર આદિત્યમાંનો અને આઠ મરુતમાંનો એક છે. યજ્ઞમાં ને કેટલાક શ્રાદ્ધમાં એને આરાધન છે અને એને બલિ અપાય છે. એ જબરો વૈભવવાળો છે. પોતાની નગરી અમરાપુરીમાં નંદનબાગમાંના વૈજયંત નામના મહેલમાં એ રહે છે. એ બાગમાં પારિજાત અને કલ્પવૃક્ષ વગેરે છે. એની પાસે ઈચ્છા હોય તે આપનારી કામદુધા નામની ગાય છે. એના સાત સૂંઢવાળા હાથીનું નામ ઐરાવત છે.×× એના આયુધનું નામ વજ્ર. એના ધનુષ્યનું નામ મેઘધનુષ્ય.×× એની સભામાં ગાનારા ગંધર્વ અને નાચનારી અપ્સરાઓ હોય છે. એનાં વસ્ત્રના રંગ નિરંતર બદલાયાજ કરે છે. વિસ્તૃત વર્ણન માટે જુઓ **પૌરાણિક કથાકોશ.**

પ્રજાપતિ—આર્યોના સરજનહાર દેવ, બ્રહ્મદેવ. જિજ્ઞ [ સં. यज्ञ ]- યજ્ઞ, જાગ. મહિમાપાર......સુજાણ—અવંતીની મહત્તાનો પાર પમાય એમ નથી; માત્ર સુજ્ઞો [ સુજાણ ] હૃદયથી [ હઈડઇ ] જોઇ શકે છે. પદ્મપુરાણ—આર્યોનાં મુખ્ય અઢાર પુરાણોમાંનું એક પુરાણ. અઢાર પુરાણ: બ્રહ્મપુરાણ, પદ્મપુરાણ, વિષ્ણુપુરાણ, શિવપુરાણ, લિંગપુરાણ, ગરુડપુરાણ, નારદીયપુરાણ, ભાગવતપુરાણ, અગ્નિપુરાણ, સ્કંદપુરાણ, ભવિષ્યપુરાણ, બ્રહ્મવૈવર્તપુરાણ, માર્કંડેયપુરાણ, વામનપુરાણ, વરાહપુરાણ, મત્સ્યપુરાણ, કૂર્મપુરાણ અને બ્રહ્માંડપુરાણ.—**નર્મદ: નર્મકથાકોશ**

**પૃષ્ઠ ૫**

૨૫-૩૧ આગઇ [ સં. अग्रे ]-આગળ, પૂર્વે. ત્રિભોવનિ ગમનિ વિવેક— વિક્રમ સ્વર્ગ, મૃત્યુ અને પાતાળમાં ગમન કરી શકતો. આગીઉ—આગીઓ વૈતાલ. વિક્રમે આ વૈતાલને સાધ્યો હતો અને એની મદદથી એણે સંખ્યા-

બંધ ચમત્કારી કાર્યો કર્યાં છે. મોટીમોટી મૂંઝવણોમાં અને આણીવખતોની આફતોમાં એ એનો સહાયક છે. સારથ—સાથી, મદદગાર. સુરપતિ—દેવોનો રાજા ઇંદ્ર. જસ [સં. यस्य]—જેની. સાનંધ્ધિ–[સં. संनिधि]—પાસે, સામીપ્યમાં. નવ બાહારિ નગરી વસઇ—અવંતીને ફરતા કોટને નવ દરવાજા હતા. સહૂકો......સૂઅંતિ—બધાં ભૂખ્યાં ઊઠે પરંતુ કોઇ ભૂખ્યું સૂતું નહીં વિક્રમના રાજ્યમાં લોકો આમ સુખસંતોષમાં હતા. કોટિધજ—કોટયાધિપતિઓની સમૃદ્ધિ સૂચવતી ધ્વજાથી સૂચવાતા કરોડાધીશો. ઘરિઘરિ...... બાર–પ્રત્યેક ઘરને બારણે નાની ધ્વજા [ગૂડી] ફરફરતી [લહિકિ]. લાખીણા–લક્ષાધિપતિ, લક્ષેશ. ગઢ—કિલ્લો. સહિસિ લેખ—હજારોની સંખ્યાનું લેખું હતું. ન લીહઇ પાર—એનો આરો [પાર] આવે તેમ નહોતું. સઉમઇ વરસઈં દેવૂં સીસ—પ્રત્યેક સો વરસે રાજા વિક્રમ એની ઇષ્ટદેવી હરસિદ્ધિને પોતાના માથાના બલિદાનથી સંતોષતો. વિક્રમનું આયુષ્ય અગીઆરસો વર્ષનું હતું. જુઓ ચરણ ટિપ્પણીમાંની **ગ–ઘ** ની કડી

'કરું રાઈ શત વરિષ ઇગ્યાર, ભગતિ પ્રમાણિ આયુ અપાર.'

આઇ [સં. आयु]—આયુષ્ય. સોહંતિ–શોભે. કલસ [સં. कलश]—લોટા. ઝલકંતિ–ઝઘમઘે. ગોખિ [સં. गवाक्ष]—ઝરુખામાં, ડોકાબારીઓમાં. કનકઢાલા–સોનાથી ઢાળેલા, ઢોલીઆ–છત્રપલંગો, ભમ્મરઢોલીઆ. સ્તબક [સં.]—ઝુમખાં. ઝલહલઇ ચળકારા કરે, કપૂરવાટ [સં. कर्पूर + वर्त्ती]—કપૂરની બત્તીઓ. પિરિ [સં. प्रकारः]—પેરે, પેઠે. જલઇ–બળે.

પૃષ્ઠ ૬

૩૨–૩૭ પટઉલા–પટોળાં. સાઉલા–સાલ્લા, સાડલા. બાલા, જાદર, જુઓ 'જાદરકાંચળી' શબ્દ. ખીરોદક [સં. क्षीरोदक]–એ નામની સાડી. જુઓ

'વડી વહેવાણ રીસાયાં જાણી લક્ષ્મીજી પાસે આવ્યાંજી;
સારું ખીરોદક ખાંધે મૂકી ડોસીને સમજાવ્યાંજી.'

—**પ્રેમાનંદ : મામેરું**

સ્ત્રીઓના સાળુઓની આ જૂદીજૂદી જાત છે. વિગત માટે જુઓ **મામેરું : કડવું ૧૫.** મુદ્રિકા [સં.]– વીંટી, અંગુઠી. પુરાણ કથા રસપૂર–રસરસથી ભરેલી પૌરાણિક વાર્તાઓ. વરણ [સં. वर्ण] — મુખ્ય ચાર જ્ઞાતિઓ—બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્ર–માંથી ઉત્પન્ન થયેલી વિવિધ [જૂજૂઆ] જ્ઞાતિઓ ને ઉપજ્ઞાતિઓ. વાવિ [સં. वापी] — પગથિયાંવાળા

કૂવા. કૂઆ [ सं. कूप ]—કૂવા. નવયૌવન [ सं. नवयौवना ] — તાજેતરમાં જુવાનીમાં આવેલી. વાર [ सं. वारि ]—પાણી. શિવશાસન-શૈવધર્મ. આર્યોમાં શિવપૂજનના મહિમાના ઇતિહાસ માટે જુઓ ઉપરની પાંચમી કડીની સમજૂતી તથા **દુર્ગાશંકર શાસ્ત્રીકૃત 'શૈવ ધર્મનો ઇતિહાસ.'** જિનશાસન—જૈનધર્મ, વર્ધમાન અથવા મહાવીરે સ્થાપેલો સંપ્રદાય. વિગતો માટે જુઓ **ઉમેદચંદ બરોડિયાકૃત 'History and Literature of Jainism'.** લહંતિ [ सं. लभ् ]—પામે, લાભે. મર્મ [ सं. ]—રહસ્ય, ભેદ. પોસા-પોશધ, શ્રાવકે કરવાનું એક વ્રત. મર્મ સિદ્ધાન્ત તણા મનિ ધરઇ-સિદ્ધાન્તનાં રહસ્યો મનમાં ધારે. ખટદરસન [सं.] ષડ્દર્શન. વૈદિક તત્ત્વજ્ઞાનનાં છ દર્શનો છે : સાંખ્ય, યોગ, ન્યાય, વૈશેષિક, મીમાંસા અને વેદાંત. રૂઅડી—સુશોભિત. 'રૂપ' નામમાં તદ્ધિત ડ પ્રત્યય ઉમેરાયો છે. દેહરામાંડણી [ स. देवगृहमंडन ]—દેવસ્થાનની ઇમારત, રચના. ઘટકોરણી—કોતરેલા ઘડાઓની કારીગરી.

પૃષ્ઠ ૭

૩૮–૪૨ અગરતગર [ सं. अगरु ]—એક જાતનું ચંદનઝાડ, સુખડ, જૂઓ 'અગરુચંદનના ઓરડા રે સુખડ જડિયાં કમાડ.'

**—ગુજરાતી લગ્નગીતો**

નાલીકેર [ सं. नारिकेल ]—નારીએલી, ફોફલ [ सं. पुगीफल ]—સોપારીનું ઝાડ. જાઇ [ सं. जाति ]—એ નામની ફૂલવેલ. ચંપક—ચંપાનું ફૂલઝાડ. દમણઉ-ધામ—ડમરો. મરુઉ—મરવો. મુચકુંદ [ सं. मुचकुन्द ]—સુંદર ધોળા ફૂલનું ઝાડ. જુઓ

'ચંપા, ચંપેલી, જૂઇ, જાઇ, ફૂલ ગુલાબ ઘણાં ફૂલાય.'

**દલપતરામ : હોપપુસ્તકમાલા**

દાડિમ [ सं. दाडिम ]—દાડમડી. મલીઆગિરિ [ सं. मलयगिरि ]—હિંદની પૌરાણિક સપ્તગિરિમાલામાંનો એક, ઘણું કરીને ઘાટનો એ દક્ષિણ ભાગ અને મ્હેસુરની દક્ષિણે અને ત્રાવણકોરની પૂર્વે આવેલો મનાતો. એની પુષ્કળ પેદાસ એલચી, મરી, ચંદન, સોપારી અને તેજાનાનાં છોડ વૃક્ષો વગેરેની છે. વિશેષ માટે જુઓ **भवभूति : महावीरचरित ५ : ३ અને कालिदास : रघुवंश : ४ : ५१.** વનરાજિનું આ વર્ણન જૂની ગુજરાતીમાં બહુ સામાન્ય ને એકજ તરેહનું છે. સામ્ય માટે જુઓ નરપતિ'

નંદબત્રીસી તેમજ બાણની કાદંબરી. એકજ સરખા વર્ણનની વનરાજીઓ જૂની ગુજરાતીમાં જાણીતી છે. જુઓ **બુદ્ધિપ્રકાશ : પુ. અંક ૩ : શ્રી. મધુસૂદન મોદીનો લેખ.** સુચંગ–રળિયામણાં. સરોવર કરિ–સરોવરને લીધે. શ્રીવંત [ सं. श्रीमत् ]—ધનિક. નગર સણગાર [ सं. नगरशृंगार ]—શહેરની શોભારૂપ. સુરનાયક–ઈંદ્ર. કોઠા–ઘરો, આવાસિ [ सं. आवास ]—હવેલીઓ.

પૃષ્ઠ ૮

૪૩–૪૫ પરકાયિ [ सं. परकाया ]—પારકા શરીરમાં. લઘુલાઘવીવિદ્યા–મંત્રવિદ્યાબલે સૂક્ષ્મ શરીર કરવાની વિદ્યા, ઇલ્મ. જાણ [ सं. ज्ञाता ]—જાણકાર, ઇલ્મી. સોય [ सं. सः , प्रा. सो ]—તેજ. સુજાણ [ सं. सुज्ञात ]—સુપરિચિત. ધરમી–ધાર્મિક. વિહિવાર [ सं. व्यवहार ]—વટ.

પૃષ્ઠ ૯–૧૦

૪૬–૫૮ દેવર [ सं. देवधर ]. ગણધર [ सं. गंधर्व ]. માહાવ [ सं. माधव ]. કાહાના [ सं. कृष्ण–कान्हइ ]. કુરપાલ [ सं. कृपालु ]. નિરપાલ [ सं. नृपाल ]. પાવગ [ सं. पावक ]. સહિદેવ [ સેદેવ–સહદેવ ]. આચારિજ [ આચાર્ય ] વગેરે વગેરે. આ કાવ્યપંક્તિઓમાં આવેલાં વણિક ને બ્રાહ્મણનાં વિશેષનામો સંસ્કૃત, પ્રાકૃત, અપભ્રંશ ને જૂની ગુજરાતીમાં કેવાં કેવાં રૂપાંતર પામ્યાં છે તે નોંધવા જેવું છે.

૫૯–૬૧ રમિવા ભણી –રમવા માટે. વળી જુઓ આ પછીની કડી ૬૧ માં જોવા ભણી–જોવા માટે तव्य પ્રત્યયનો આ પરિવાર છે, જુઓ

'પુનરપિ પામેવા નિ પતિ જાણી વ્રત કરિઇ છિ સતી.'

**દિવાનબહાદૂર કેશવલાલ ધ્રુવસંપાદિત કાદંબરી : પૃ. ૩૧, ૩૮.** વાડીવન...સહકાર–વાડીઓ અને વનોમાં આંબા મહોર્યા [ સુહુરીઆ ]. એની કલમ ઉપરથી 'સહકાર' નામ પડયું છે, ગૂડી–નાની ધજા. જુઓ '**ધ્વજા ફરકિ; ગૂડી સરકિ; પંચ રંગ સુવાન**'–'**કાદંબરી : પૃષ્ઠ ૩૩, ૯.**' 'ગૂડીપડવો' શબ્દ પણ આ સાથે વિચારવો. ધાઈ [ सं. धा ]—દોડે, ધાય.

પૃષ્ઠ ૧૧

૬૨–૭૧ પરવરાં [ सं. प्रवाल ]—પરવાળાં. સાંકલંત [ सं. संकालित [ સાંકળોથી બાંધેલા. પાખરીઆ–ઘોડા.

ઘાલિ દષ્ટ—નજર નાખે. પડીઅ—અહીં 'અ' પાદપૂરક છે. કનકમેઘ ...રાય—રાજા સોનાનો વરસાદ થઇ વરસે, ઉદારતાથી દાન આપે પુનરવિ [सं. पुनर्+अपि]—ફરીફરીને, બિરુદ [सं. विरुद]—પ્રશસ્તિ, વખાણ. ગાંછી—હાલના ગુજરાતીમાં 'ઘાંચી.' બુહાર—બહાર, વાળ, છારિ—ધૂળથી. પહરુ [सं. प्र ઉપરથી કદાચ]—દૂર, આ શબ્દથી ઉલટો શબ્દ 'અરહુ.' જુઓ દિ. બ. કેશવલાલ ધ્રુવ આ શબ્દોની સિદ્ધિ માટે કહે છે: અરહુ-પરહુ—આસપાસ. અરહુ [सं. आरात्-પાસે]ના દ્વિર્ભાવથી થયેલું રૂપ; સરખાવો. ઓળખીતાપાળખીતા, ઝોળીપોળી, ઝટપટ વગેરે, અને પૂરીબૂરી, અથાણુંબથાણું વગેરે, કદાચ આ ક્ષેપક સં. प्र ઉપરથી ઊપજ્યો હોય. સરખાવો યુક્તિપ્રયુક્તિ.—કાદંબરી સમજૂતી : પૃષ્ઠ ૨૬૩.

હસૂ [सं. हास्यं]—હસારત, મશ્કરી, બાહારીજઇ—બહારું, વાળું, જુઓ કડી ૬૮. છત્રછાંય—શીરછત્રપણા, મુરબ્બીપણા નીચે.

પૃષ્ઠ ૧૨

૭૨—૮૧ કડી ૭૨ના ભ્રષ્ટ સંસ્કૃત શ્લોકનું ભાષાંતર : 'જેના ક્રોધાયમાન થવાથી ભય નથી, ખુશ થવાથી ધનની આવક નથી; જેની સાથે વિગ્રહ નથી, નિગ્રહ નથી તેવો કોપેલો માનવી શું કરશે ?'

પરાણ [सं. प्राणाः]—બલ, જોર, જુઓ હાલના ગુજરાતીની પ્રસિદ્ધ ઉક્તિ: 'પરાણે પ્રીત નહીં.' છાહર—જુઓ કડી ૬૮. ચૂંટે ધરી-પકડીને ચુંટાવી—ખૂંચી—લીધી અધમૂઇ [सं. अर्ध+मृत]—અધખોખરી દક્ષણા [सं. दक्षिणा]—મેથીપાક. જુઓ 'મા! બ્રાહ્મણ એવા ઠગણા જો! મા! જમીને માગે દખણા જો!'—વલ્લભ મેવાડો.

લાધી [सं. लभ्—लब्ध]—પામી. હું બાઈ મારેવા મોકલી—મને બાઇએ માર ખાવા મોકલી. જૂની ગુજરાતીની વાક્યરચના નોંધવા જેવી છે.

કાંઇએક માહારું ઉપર કરુ—મારું કંઇ ઉપરાણું લો, પક્ષ લો. કર્ણિ લાગઈ—નીચી પડીને. આણ—મનાઇ, પ્રતિબંધ.

પ્રાણ—શીરજોરી, રોફ. જુઓ કડી ૭૩. રુંધાણઉં [सं. रुध्] અટકાવવામાં આવ્યો. માગ [सं. मार्ग]—મારગ, રસ્તો. લાગ—છૂટાણારી, નાઠાણારી. મુહુવટિના—મોંવટના, આગળના. હટ્ટાહટ—ગભરામણ. નીપાઇ [सं. नि+पद्]—ઉત્પન્ન કરી, ઊપજાવી.

પૃષ્ઠ ૧૩

૮૨-૯૧ વલતુ-વળતો, પછી. મત્તા [ સં. मद् ]—મદગળતા, મદોન્મત્ત, તુફાની. મઇગલ [ સં. मदकल ]-મેગળ, હાથી. મુહુઅડિ-મોવડ, આગળ. જુઓ કડી ૭૯. દંતોસલ—દંતૂશળ. ચતુરંગ સેન—ચાર પ્રકારનું લશ્કર: હાથી, ઘોડા, રથ અને પાયદળ. તલની માટી ઊપરિ થાઇ—છેક નીચેની માટી ખોદીને ઉપર કાઢવામાં આવી, બહુ પ્રયત્ન કર્યા. મૂલ મથાળાનું નહિ પાર—તળિયું કે મથાળું કશાનો આરો નહોતો. મેર [ સં. मेरु ]—મેરુ પર્વત. આ સોનાનો મનાય છે. એને આધારે પૃથ્વી રહી છે તથા ગ્રહો વગેરે એની આસપાસ ફરે છે એમ મનાય છે. સેર—શાખા, હાર. કલનૂં [ સં. कला ]—યુક્તિપ્રયુક્તિ. સુરખેત્ર [ સં. सुरक्षेत्र ]—દેવોનું ધામ. સહી [ સં. स हि–ते ના ]—ભ્રષ્ટ સંસ્કૃતનું લખાણ દસ્તાવેજોમાં ઊતરી આવેલું રૂપ. એના વિશેષ સૂચક અર્થ માટે જુઓ **કાદંબરી : સમજૂતી : પૃષ્ઠ ૨૨૮.**

કુતગીઉં આલસૂ નવિ હોઇ—કૌતકપ્રિયને આલસ્ય નથી હોતું. અર્થાન્તરન્યાસ અલંકાર. રાઉ [ સં. राजन् ]—રા, રાજા. પુહુતા—પહોંચ્યા, પ્હોતા. સં. प्राप्त, प्रा. पत्त ઉપરથી હકારના પ્રક્ષેપથી અને સ્વરસંક્રમથી પુહુત્ત થઇ પ્હોત, પ્હોચ, પ્હોક, પૂગ વગેરે થયેલું છે.—**દિ. બ. કેશવલાલ ધ્રુવ.** અધિકી જીભ કહિ તે નારી—તે સ્ત્રી બહુબોલી-બટકબોલી-ચાંપલી છે એમ કહેવાયું. મુહિ [ સં. मुख ]—મોંએ. આય-તમા, પરવા. અનેરી [ સં. अन्य ]—બીજી.

પૃષ્ઠ ૧૪

૯૨-૧૦૨ સૂંપિ-હવાલે કરો, સુપ્રત કરો. જાગવી જાઇ-જગાડી જાય. વિમાસી [ સં. वि+मृश् ]—જોઈ વિચારી. સમવડિ—સરખાઇ, સરસાઇ. મહઇણૂં-ટોણૂં, આરોપ, કટાક્ષ. ધિય—પુત્રી. દમીઆ [ સં. दम् ]-વશ કર્યા. મૂઝ-મને. છેદ [ સં. छिद् ]—મૃત્યુ. પઇઆલિ [ સં. पाताल, प्रा. पइआल ] પાતાળે. આલ [ સં. आलिक ]—જૂઠું, આળ. ભણું—બોલું. વિનઈ [ સં. विनय ]—વિવેક. એકમની—એકચિત્ત. અછઇ [ સં. अस्ति, प्रा. अच्छइ ]—છે. પ્રાચીન 'અછઇ' અને અર્વાચીન 'છે' એ રૂપોની સાંકળના વચલા અંકોડા પૈકી એક 'અછિ' રૂપ છે, છતૂં, અછતૂં, અણછતૂં વિશેષણો અને છત, અછત નામો વિચારતાં અછિ ક્રિયાપદનું મૂળ સં. ર, ઉ. હોવું જોઇએ. જેઓ સ્થિત્યર્થ आस् અને ગત્યર્થ ऋच्छ् ઉપરથી ગુજરાતી સત્તાર્થ ક્રિયાપદ

ઉપજાવે છે, તેઓ પ્રાકૃત પૂર્વજ अच्छ્‌ના સ્વરૂપથી આડા દોરાતા હોય એમ લાગે છે. આ પ્રાકૃત ધાતુમાં चકારનો પ્રક્ષેપ प्रा. व्या. ।१। ७२। छे च। એ સૂત્રે નોંધેલા ઉચ્ચારણના વલણને આભારી છે. એ વલણને લીધે જેમ इष्‌ નો સંસ્કૃત इच्छ्‌ આદેશ થાય છે તેમ अस्‌ નો પ્રાકૃત अच्छ्‌ આદેશ થયો છે. એ વલણ બદલાયાની સાથે અપભ્રંશકાલમાં પ્રક્ષિપ્ત च કાર ગૂમ થાય છે. આ રીતે ગુજરાતી સત્તાર્થ ક્રિયાપદની ઉત્પત્તિ છે. દિ. બ. **કેશવલાલ ધ્રુવ : કાદંબરી : સમજૂતી :** પૃષ્ઠ ૨૫૭. વળી જુઓ **નરસિંહરાવ દિવેટીઆ : Gujarati Language and Literature : Vol. I, Page 462.**

મણા–પાર, તાગ. મામ–મર્મ. કુલજિગ [ सं. कालियुग ]–કલિયુગ. નેહ [ सं. स्नेह ]–પ્રેમ. દાન–દાન–દાવ. પરણઇ [ सं. परि+नी ]–પરણે, વરે.

**પૃષ્ઠ ૧૫**

૧૦૩–૧૧૨ સેત્રંજ [ અ. शित्रंज અથવા शत्रंज. ફારસીમાં અસલ નામ શશંગ હતું કેમકે એ રમતમાં બાદશાહ, ફરજીન, ઘોડો, હાથી, ઊંટ ને પ્યાદુ એ છ પ્રકારનાં મોહોરાં હોય છે. ( ૨ ) કોઇ કહે છે કે શતરંજ–દુઃખપરસ્તુ એ શબ્દો પરથી શત્રંજ શબ્દ થયો છે; કેમકે એ રમતમાં રમનારને ઘણું બારીક ધ્યાન આપવું પડે છે. ( ૩ ) કેટલાક કહે છે કે સદરંજ–૧૦૦ દુઃખ પરથી એ શબ્દ થયો છે ]–ચોપટ, બુદ્ધિબળની એક રમત જેમાં ૩૨ મોહોરાં અને ૬૪ ખાનાં હોય છે.–**ગામીરમિયાં ફારૂકી : ગુજરાતી ફારસી**

સારિયા—ધારણ કર્યાં, સજ્યા. ભારતી—સરસ્વતીદેવી, આર્યોની વિદ્યાની અધિષ્ઠાત્રી દેવી, બ્રહ્માની પુત્રી ને અખંડિત કૌમારવ્રતધારિણી છે. પરિવરી [ સં. परि+वृ ]—પરિવાર અથવા રસાલા તરીકે ગઇ. ચઉકિ-ચોકમાં. સૂકિ–શોક્ય. વિધાત્રાઇ–ભાગ્યની દેવીએ. નીપાઇ–ઉત્પન્ન કરી. વ્યા-મોહીઉં–મોહાંધ થયો. દેવહ તણી–દેવની. 'હ' અને 'તણી' એમ બેવડા સંબંધક વિભક્તિ પ્રત્યયો જૂની ગુજરાતીમાં વપરાયા છે.

ગાંધ્રવી–ગંધર્વસ્ત્રી. ગંધર્વો એ સ્વર્ગના ગવૈયા ગણાય છે. વદ્યાધર [ સં. विद्याधर ]–દેવયોનિનો એક દેવ. વિદ્યાધર તણી–વિદ્યાધરી.

પૃષ્ઠ ૧૬

૧૧૩-૧૨૦ રંભા–એ નામની સ્વર્ગીય અપ્સરા, તુંબુરુ ગંધર્વની સ્ત્રી (૨) પ્રાધાની અપ્સરા કન્યાઓમાંની એક, જુઓ **પૌરાણિક કથાકોશ.** પદ્મિની [ સં. ] – કામશાસ્ત્રમાં ગણાવેલી ચાર પ્રકારની સ્ત્રીઓમાંથી ઉત્તમ પ્રકારની સ્ત્રી. ચાર પ્રકાર : પદ્મિની, ચિત્રિણી, હસ્તિની ને શંખિની. જંપઇ–જપે, રટે.

ઉરવસી–ઉર્વશી, અપ્સરાવિશેષ. બદરિકાશ્રમમાં તપશ્ચર્યા કરતા નર-નારાયણ ઋષિના બ્રહ્મચર્યની કસોટી કરવા ઇંદ્રે કામ, વસંત અને કેટલીક અપ્સરાઓ મોકલી હતી. ઋષિ ઉપર કોઇ પણ મોહિની ન ઉપજાવી શકવાથી સૌ ભોંઠાં પડી ગયાં. ઋષિ પાસે જે અપ્સરાઓ હતી તે વિશેષ સૌન્દર્યવતી હતી. જ્યારે આ દેવગણ સૌ નિષ્ફલ થઇ સ્વર્ગમાં પાછાં જવા તૈયાર થયાં ત્યારે ઋષિએ તેમની ઇચ્છા હોય તો એમના આશ્રમમાંથી એકાદ સ્ત્રી લઇ જવા કહ્યું. આ સ્ત્રી તે ઉર્વશી. નરનારાયણના ઉરુ પાસે તે ઉભેલી હતી તેથી ઇન્દ્રે તેને 'ઉર્વશી' નામ આપ્યું હતું. જુઓ **શ્રીમદ્ભાગવત : ૧૧ : ૪**

અષ્ટભોગ—કડી ૧૧૬માં વર્ણવ્યા પ્રમાણે : સુગંધ, વનિતા, વસ્ત્ર, ગીત, પાન, ભોજન, સુખશય્યા અને નિર્મલ સ્નાન. પંચઇ બાણ-પાંચ બાણ. આર્યોની દેવકથાઓમાં પ્રેમના ઉપાસ્ય દેવ કામદેવનાં પાંચ બાણ મનાય છેઃ

'अरविन्दमशोकं च चूतं च नवमल्लिका ।
नीलोत्पलं च पंचै ते पंचबाणस्य सायका : ॥'

વળી પાંચ બાણ નીચે મુજબ પણ ગણાય છે :

'संमोहनोन्मादनौ च शोषणतापनस्तथा ।

स्तभनं चेति कामस्य पंचबाणाः प्रकीर्तिताः ॥'

નિવરી–વહી ગઇ. દાય–દાવ. વાહવિ–ધારણ કરે, રાખે. જીપઇ–જીતે. ઊસરઇ–બંધ પડે, ઓસરે.

પૃષ્ઠ ૧૭

૧૨૧–૧૩૩ જીપિ–જીતે. જીપસિ – જીતશે. અચિરજ [ સં. आश्चर्य ] નવાઈ. પાલી–છરી. પ્રાણઘાત – આત્મહત્યા. બાંહિ ધરિ – શરણાગતિ આપે. નિસ્તાર [ સં. नि+स्तॄ ]–તરી પાર ઊતરવું તે, સફલતા. પસાઇ [ સં. प्रसाद ]–કૃપાએ. નષ્ટચર્યાઇ–રાત્રિચર્યા. ચલિયો–ચલિત થયો, વિકારવશ થયો હાંસિ–મશ્કરી. ખોડિ–દોષ, નુકસાન. સૂઆણુ–સુઈઆણી–દાઈ સૂતાર [ સં. सूत्रधार ]–સુતારણ. ભવવાસણી—( ? ) કનુઆર—( ? )

નાઇ [ સં. नापिक ]–ગાંયજણ, હજામડી મવાર–મહાર સ્ત્રી, ઢેડ, (?) બંધારી–બંધારાસ્ત્રી, છીંપણ. પટલી–પાટીદારણ, પટલાણી. કાછણ–કાછીઆણ. ચેટી [ સં. ]–દાસી. તિલી–ઘાંચણ.

પૃષ્ઠ ૧૮

૧૩૪–૧૪૩ આપણી–પોતાની મેળે, અધવેસણી......થાપંતિ— અર્ધ ઊઘાડી [અધવેસણી] તે સખી, ઘરડી તે પુત્રી ગણાય: આવો અર્થ થઇ શકે ? નારી સરસ્યૂ–સ્ત્રી સાથે. સાંતલૂં–' સાંપડ્યું ' પાઠ હશે ?

સોહિલી–સહેલી. દોહિલી [ સં. दुर्लभ ]–અઘરી, વિકટ. થાનિક [ સં. स्थानक ]–સ્થાનક, પોતાને મહેલ. આગેવાણી–અગ્રેસર, આગેવાન. ખેચર [ સં. ]–ખેચર, પંખી. ભૂચર [ સં. ]–પ્રાણીપશુઓ. સંહાર–નાશ, નિસ્તાર. આંધવી મસાણ–ગંધર્વનું સ્મશાન, એ નામનું મશાણ. ચાહંતા નવિ રહઇ વાધરી–વાધરીઓ ગુપ્ત રહી શકતા નથી. પ્રાસાદ–મહેલ. તાલિકા–તાળીઓ, કરિ......બાલિકા–છોકરી હાથમાં દીવો રાખી નાચવા મંડી.

પૃષ્ઠ ૧૯

૧૪૪–૧૫૦ નિદ્રાવસિ થાઇ–ઊંઘી જાય. ગયણ મારગિ [સં. गगनमार्ग] –આકાશપથમાં. કાતી–વાંકી કાતી. ખપ્પર [સં.]–ઝેરી નારીએલનું બનાવેલું ભીક્ષાપાત્ર, જેમાં આવેલું બધુંજ નાશ પામે એવું ( દેવીનું ) પાત્ર. ૨૦૪

[સં. ડમરુ]-ડાખલું. હણહણકાર-સસણાટ. રુંડમાલા-ખોપરીઓની બનાવેલી માળા-હાર. કાલાજ સુણહા દોરીઆ-શબ્દોનો અર્થ અહીં શો હશે? કિલકિલાટ-ઘોંઘાટ, કલશોર, શોરબકોર. હીકાર-હોકારો, બૂમ. બાબરી કેસ-બાલ-વગર કપાયલા, બાબરીવાળા, અતિવિસ્તાર-પ્રચંડ, મોટું. લેપન કીધ-લગાડયાં. ભૂતપ્રેતપિશાચ-નીચી યોનિના અવગતિઆ આત્માઓ. કટિમેખલા-કંદોરો. ખલકંતિ-ખળકે, વાગતો. ખતિપતિ-[સં. क्षितिपति]-રાજા. બૂંબકાર-બૂમાબૂમ, બૂંબાટા. દેઉલ-દેવળ. રંગ વરતિ-આનંદોચ્છવ થાય. ખેત્રપાલ [સં. क्षेत्रपाल]-ખેતરનું રક્ષણ કરનાર દેવ.

પૃષ્ઠ ૨૦

૧૫૧-૧૫૯ ચંપાવિઉં-ચાંપ્યો. કવણ-કોણ. થાકુ થયઉં-થાકી ગયો. વાસઉ-રહેઠાણ. અછઉ-છો. સજાઈ-તૈયાર કરી. રમણ-આનંદ, મઝા. પૂછણહાર-પૂછનાર. રાખણહાર-રક્ષક, રખેવાળ. નયરઉજ્જેણી-ઉજ્જેણીનગર. ચિંતિ-ચિન્તા. વઘન [સં. विघ्न]-વિઘ્ન, મુસીબતો, આફતો. ભંજણહાર-ભાંગનાર, દૂર કરનાર. મિરીઇ-મરીએ. ઉચાટિઉં-કલેશ કર્યો, ને ઉચાટ થયો. દમીઆ-વશ કર્યા. સુરનર સહૂ કરાવા સેવ-દેવતાઓ અને નરની પાસે સેવા કરાવી. જૂની ગુજરાતીની વાકયરચના નોંધો. નવિ ચાલઇ અહ્મઇ-અમારાથી ન ચાલે, અમારાથી કંઇ ન થાય, કંઇ ન વળે. મહાવદદ્વીપિ-એ નામના બેટમાં. ઘાત-મરણ કે સાથ?

પૃષ્ઠ ૨૧

૧૬૦-૧૬૭ રિષ્ઠઉ [સં. रिष्ट]-અમંગળ, નાશ. લાપસી-મોટા ભરડેલા ઘઉંનો કંસાર. ધૂધરી-ટોઠા. માંડા-(?) મણા-ઊણપ, ખામી. બલિ-બલિદાન, વધ. હીર-હૈવત. સઈ જોઅણ [સં. शत+योजन]-સો જોજન. પરિવરી [સં. परि+वृ]-વીંટળાઇ. આગીઆપાહિ-આગીઆપે, આગીઆ પાસે, આગીઆ મારફતે. પાહિં, પાઈમાં મુકાબલાનો અર્થ પણ હોય છે. જુઓ

'એકએક પાહિ સપરાણા'-ડાહ્યાભાઇ દેરાસરીસંપાદિત કાન્હડદે પ્રબંધ: ૧:૧૯૨. વળી જુઓ

(૧) 'પ્રધાન પાઇ શીખ મંગાવી,' (૨) 'પ્રતિહારી પાઇ તેડાવી તે સુંદરી.' ઉત્તરકાદંબરી. સંસ્કૃત પાર્શ્વે ઉપરથી પાસિં, પાહિં, પાઇ, પે એ રીતે ઉત્ક્રાંતિ થઈ હોય એમ લાગે છે. વધારે નજીકનો પાસિં નામયોગી સામીપ્યના અર્થમાં જળવાઇ રહ્યો; અને છેટેનો પાહિં કે પાઇ ઉપર કહ્યા

પ્રમાણે નવીન અર્થમાં વપરાયો. દિ. બ. કેશવલાલ ધ્રુવ: પૂર્વકાદંબરી: સમજૂતી: પૃષ્ઠ ૨૫૨.

અજવાલી [ સં. उज्ज्वल ]–અજવાળાં, ચાંદની.

**પૃષ્ઠ ૨૨**

બંધાણ [ સં. बंधन ]–પૂલ, સેતુ. પરાણ [ સં. प्राण ]–જીવ. હરિવાર–શનિવાર. રક્ષ–રાક્ષસ. સાચલૂં [ સં. सत्य ]–સાચો, પ્રત્યક્ષ. ઇંદ્રસભાનું વર્ણન વિવિધ સ્વર્ગલોક સાથેનું જૂના કવિઓ માફક નરપતિએ પણ અહીં એકધારું આપ્યું છે. જુઓ કડીઓ ૧૭૨–૧૭૪.

**પૃષ્ઠ ૨૩**

૧૭૪–૧૭૮ નાટવી–અભિનય કરી. રાગઅંગ–રાગ અને તેમનાં અંગોપાંગો. આલવી [ સં. आलाप ]–લલકારે, ગાય. નીપાઇ [ સં. नि+पद् ]–નીપજાવી, ઉત્પન્ન કરી. નેઉર [ સં. नुपूर ]–ઝાંઝર. પસાય [ સં. प्रसाद ]–ભેટસોગાદ. નિદ્રાવ્યાપિત [ સં. निद्राव्याप्त ]–નિદ્રાવશ.

**પૃષ્ઠ ૨૪**

દિસ–દિવસ. દિણયર [ સં. दिनकर ]–સૂર્ય. ઉગમઇ [ સં. उद्+गम् ] ઊગે. નિદ્રાભંગ [ સં. निद्राभग्न ]–જાગ્રત.

ઊપનઉં [ સં. उत्पन्न ]–થયું. પરજલી [ સં. प्र+जल् ]–બળી. પાણી પાહિં–પાણીથી. જુઓ કડી ૧૬૪. પ્રસ્તાવિ [સં. प्रस्ताव]–કારણે. આડી વાત–અપ્રસ્તુત, અસંબદ્ધ વાત. ઇતર જાતિ–જૂદી જાતના, હલકા. અધમવંસ–ઘાંચણનો. અંસ [ સં. अंश ]–છાંટો, લેશ. મહિમા મુખિ પડિ–મહત્વ પામે, ઉપયોગિતા અપાય. કારેલી નઇ લીંબડિ ચડી–વધારે અધમ થઇ, સંગદોષથી વધારે બગડી. દૂહવણ–દૂભણ, દૂભવવું તે. આરતિ–હોંસમાં.

**પૃષ્ઠ ૨૫**

૧૮૫–૧૮૯ રિતિ...મેહ–અવસર ચૂકયો મેહુલો [ રિતિ–સં. ऋतु ] શોભતો નથી, આકરો લાગે છે. સુહણું [ સં. स्वप्न ]–સ્વપ્નું, સોણું, શમણું. તૂં–તને. 'તૂં' કર્ત્તાર્થે પ્રથમાનું રૂપ કર્માર્થે વપરાય એ જૂનો ગુજરાતી પ્રયોગ છે. કલાતણૂં નાહ મૂલ–તારી નૃત્યકલાનો અભિનય બેમૂલ હતો. પ્રમાણ [સં.]–સાબીતી, ખાતરી. મંદાર [સં.] એ નામનું છાયાળું ઝાડ; જુઓ

'यस्योपांते कृतकतनयो वर्धितः कान्तया मे ।
हस्तप्राप्यस्तबकनमितो बालमंदारवृक्षः ॥ '

—कालिदास : मेघदूत

પૃષ્ઠ ૨૬

૧૯૦–૧૯૫ થાવર–શનિવાર. પચારી–જમાવી. સાહી–પકડી. ડંકિ–ડોકેથી, ગળેથી. રંકિ–રંક, ગરીબડી. તૂઠઉં [સં. तुष्ट]–પ્રસન્ન થયું. મહિમા [સં.]–મહત્તા, માહાત્મ્ય.

પૃષ્ઠ ૨૭

૧૯૬–૨૦૦ પાસઇ [ સં. पार्श्व ]–નજીકમાં. બીડલૂં–પાનપટ્ટી. ચાલા–હાવભાવ, ચાળા. પેખિઉં [ સં. प्र+ईक्ष् ]–નીહાળ્યું. ફીટી–બદલાઇ. વરી [ સં. वृ ] – પરણ્યા. વિક્રમસેનઇ દમની વરી – જૂની કર્મણિપ્રયોગ વાક્યરચના.

પૃષ્ઠ ૨૮

૨૦૦–૨૦૩ ચાંદરણી–ચાંદનીવાળી. ભાતિ–તેજ. પૂછેવા ભણી–પૂછવા માટે. પ્રમાણ ચડિઉં–સિદ્ધ થયું. ઉદયાચલ–પૂર્વ દિશામાંનો કલ્પિત પર્વત. ભાણ [ સં. भानु ]–સૂર્ય.

---

## આદેશ બીજો

પૃષ્ઠ ૨૯

૧–૬ કૂંકણનૂં દેસ–કોંકણ પ્રાંત. નગર સોપારઇ [સં. सुर्पारक ]—સોપારા, જૂના ગુજરાતનું એક મહત્ત્વનું બંદર. મર્મ [ સં. ]–ભેદ, ચર્ચા. ચરાચરણ [ સં. चर्याचरण ]–રહેણીકરણી. નિતિ–હમેશાં. આદીસ્વરનઇ–આદ્ય ઈશ્વરના. જૈન સંપ્રદાયના તીર્થંકરને ઉદ્દેશી આ શબ્દ નથી. નરપતિ જૈનેતરજ છે એ સત્ય હકીકત આ વાર્તાકાવ્યમાં અહીં તથા અન્ય સ્થલોમાં સ્પષ્ટ છે. ચઉમુખ [ સં. चतुर्मुख ]–ચાર મુખવાળા.

બાવનચંદન—જેને કસ્તૂરી, બરાસ અને કેસરની ભાવના દીધી હોય એવું ચંદન, બરાસ કસ્તૂરીથી વધારે ખુશબોદાર બનાવેલું ચંદન; × × પ્રાશસ્ત્યવાચક શબ્દોની વ્યુત્પત્તિ વિચારવી બહુજ રમુજ ભરેલી છે; જુઓ બાવનવીર, માણેકથંભ, રતનચોક, મદનભેર, રાયજંબૂ, પારસ-

–પીપળો, બ્રહ્મભાટ વગેરે.—દિ. બ. કેશવલાલ ધ્રુવ : કાદંબરી : પૂર્વાર્ધ : સમજૂતી : પૃષ્ઠ ૧૮૭.

પૃષ્ઠ ૩૦

૭–૧૪ માન્ય–માનપાત્ર, પૂજ્ય. સારી–કરી. લહુ–પીછાનો છો. થાનિક [ સં. स्थानक ]—થાનક, રહેઠાણની જગા. ખૂંધા [ સં. स्कंध ]—ખુંધાળા. કાણા [ સં. एकाक्ष ]. વામણા [ સં. वामन ]—બટકા, ઠીંગણા. ડોકરા–બુઢ્ઢા, ઉડક [ સં.. अवटंक ]—અડક, કુટુંબનામ. નવિ...દાન—તે કોઇના દાનનો અંગીકાર કરતો નથી. દીણાર [ ફા. दिन्नार, दिनार ]—અઢી રૂપીઆની કિંમતના સિક્કા.

પૃષ્ઠ ૩૧

૧૫–૧૯ નરવેશ [ સં. नरवेष ]—માણસોની રીતભાત. ગહઇગહિઉં–આનંદ પામ્યો. અણુસરી. [સં अनु+सृ]—અનુસરી, નો ઉપયોગ કરી. હૂઉં... અગિઆર–અગીઆર વરસની ઉમર કરી. વાક્યરચના નોંધવા જેવી છે. પાટી [ સં. पट ]—લાકડાપાટી. ખડીઉં ઘૂંટઉં–અક્ષર ઘૂંટ્યા.

પૃષ્ઠ ૩૨

૨૦–૨૭ દ્વારાંતરિ–બારણામાં. સ્વપ્નાંતર–સ્વપ્નામાં; ગ્રામાંતર, ગામોતરું–બીજું ગામ : આમાં અંતરના અર્થનો ભેદ જુઓ. ગુરાણી [ સં. गुरु पत्नी ]–ગોરાણી, ગુરુભાર્યા. હામ–હોંશ. અમૃતકચોલ–મીઠી, અમૃતના કચોળા જેવી. નિસ્સંક [ સં. निःशंक ]–શંકા વગરનો, બેધડક. કંધ [ સં. स्कंध ] ખભા. ભુજદંડ આજાન–હાથ આજાનુ [ સં. ઘૂંટણ સુધી લંબાયલા ] હતા. સરાડઈ ચડિઉં—સિદ્ધ થયું. માદલ–ઢોલ. મજ્જન [ સં. मज्जन ]–સ્નાન.

પૃષ્ઠ ૩૩

રોલ–આનંદ. સૂહાલી–સુંવાળી, દસમી. કાકરીઆ–જુઓ કરકરવડી. નીલાં નાલિકેર–કોંકણ પ્રદેશ સમુદ્રતટ પરનો હોવાથી લીલાં નારીએલથી હજુએ ભરપૂર છે બાલકોને રીઝવવાના ખાદ્ય પદાર્થો ગુજરાતમાં હજુએ આવાજ લોકપ્રિય છે. વિત્ત...હસૂં–ગુરુદેવ એમના પૂર્વજો અને વંશજો જેવાજ ભૂખડીબારસ હતા; આમ છતાં વિક્રમને પોતાનો અજબ તરેહનો સતકાર થયેલો જોઇ વિચાર આવ્યા કે આ શું ! નિદ્રાકપટ–નિદ્રાઢોંગ.

પૃષ્ઠ ૪૧

૮૦-૮૭ રખે-શકે, ન કરે ને. અબોટ-ગવ્ય, ગાયનું છાણ તથા માટી. ભેય [ સં. भय ]-ભો, ભય. રાગ-ક્રોધ. રતિરતિ...ભાગિ-પ્રત્યેક યોગિનીને હિસ્સે રતિભાર પણ ન આવી. સાયરતીરિ-સાગરકાંઠે. કંકણ-ધાતુની ચૂડી. શીર-મેરુ, ભીલ્લુ, સાથી. સુસતા-સોસતા [ સં. स्वस्थ ] — સ્વસ્થ, શાંત. નયર [ સં. नगर ]-નગર, પુર. પ્રમોદ-આનંદ. દ્વિપદ-બેપગાં પ્રાણીઓ. ચતુષ્પદ-પશુઓ, ચારપગાં. લૂસૂં-લૂંટ્યું. પરજાલિઉ-બાળ્યું. ભરિઉં નગર-ભર્યુંભાદર્યું શહેર.

પૃષ્ઠ ૪૨

૮૮-૯૫ પ્રાકારિ [ સં. प्राकार ]-કોટ, કીલ્લા, ગઢ. ચાલ-હાવભાવ, ચાળા આલઉ દાખવિઉં-આપો એમ સૂચવ્યું. ઉરહિ-અહીંથી, ઓરાંથી. વ્યામોહિઉં-મોહ પામ્યો. ઊજડ-વેરાન, શૂન્ય. ઉપઘાત [ સં. ]—હુમલો, આક્રમણ. બંધનિ-કારાગારે, બંદીખાને.

પૃષ્ઠ ૪૩

૯૬-૧૦૩ જાઇ [ સં. जन्-જન્મવું ]-ઉત્પન્ન થઇ. ફોક-વ્યર્થ. પરઘરી-પારકા ઘરની. કડીઓ ૯૮-૯૯માં છોકરીના કુટુંબ મધ્યેના સ્થાનના અને તેના માટેના તેના પિતાના આખાએ ચિંતાત્મક જીવનનો ઉલ્લેખ છે. મધ્ય-કાલીન યુગની આવી માન્યતા હજી પણ કેટલી નાબૂદ થઇ છે? હામ—હિંમત, હોંશ. લહુડૂંવડૂં [ સં. लघुवृद्ध ]—નાનુંમોટું. ઊજડિઉં-વેરાન કર્યું. ભઇભાગૂં—ભોનું માર્યું. દડવડી—દોડી. અંઘોલપાણી—નહાવણનું પાણી. ભખિ—ભક્ષ.

પૃષ્ઠ ૪૪

૧૦૪-૧૧૩ પારધિ-મનુષ્યનો શીકાર કરનાર, રાક્ષસ. પરણેવા ભણી-લગ્ન માટે. પરણેસિ-પરણીશ [ સં. प+नी ]. ઘાઇ-ઘા વડે. છલઇભેદે—છળભેદથી, દગાફટકાથી. ધરેય [ સં. धृ-પકડવું પરથી ]-પકડે. અજિતણહાર-અજિત. અંજલિ...માન-હાથજોડી કાલાવાલા [ માન ] કરું. મઇલા-મેલા, ભૂતપ્રેતને લગતા. મનીખ...લીઉં-હું મનુષ્યાહારી બન્યો. ધીર [ સં. धैर्य ઉપરથી ]—ધીરજ.

પૃષ્ઠ ૪૫

૧૧૪-૧૨૩ નિવારિ [ સં. नि + वृ ]— નીવારણ કર, થી દૂર થા. ચારિ-દબજામાં ( ? ) તારક-બચાવનાર, ઉદ્ધારક. જિમ...નિપાત-જેમ તે રાક્ષસ [ કંટક ]નું મૂળ [ નિપાત ] જાય. વીસાસિ-વિશ્વાસ આપ્યો હોય તેની પ્રતિ. ખંતિ-મળવાના કોડ, ખાંત. ઉલવઇ-ગૂમ થઈ જઇ, છુપાઇ. રાખસઆવણવેલા રાક્ષસને આવવાનો વખત. સાન-નીસાની, એંધાણી.

પૃષ્ઠ ૪૬

૧૨૪-૧૩૨ માણસ...કન્હઇ-તારી પાસે [ કન્હઇ ] માણસમાં તો માત્ર હુંજ છું. સાંતરું-તૈયારી, સજાઇ. એકલમલ...ભાણ વીરોમાં અજિત [એકલ] મલ્લ જેવો સૂર્ય [ ભાણ ] ત્યાં હાજર થયો. નરધનીઉ [ સં. निर्धन ]—ગરીબ. આઇ [ સં. आयुः ]-જીવનદોરી, આયુષ્ય. થાપ-ધપ્પો, થાપ્પટ. બિમણઉં વિસ્તાર-બમણું રૂપ. મુષ્ટિઘાઉ-મુઠીના ઘાવ, પ્રહાર, ગડદા. આડઉ-વચમાં ઊભેલો. હાકપ્રહાર—બૂંબાટા ને ઘા. ઊછીનાં...અપાર—પાર વગરનાં લીધાં હતાં તે પાછાં વાળ્યાં, બરાબર વોઇ નાંખ્યો. મધિ [ સં. मध्य ]-માંહિ, મધ્યે. કચરા કીધૂં—કચ્ચરઘાણ કર્યું, છૂંદી નાંખ્યું. મૃગલઉ... ચડિઉં—હરણ સિંહના હાથમાં [ પંચાયણકરિ ] સપડાયું. ઊપરિથાં—ઉપરથી.

પૃષ્ઠ ૪૭

૧૩૩-૧૩૮ કડી ૧૩૩ પૂર્વાર્ધ—રાક્ષસરૂપી દેવના દુશ્મનને મનુષ્યાવતારી વિક્રમે હણ્યો, વિક્રમ દેવ કરતાંયે વધ્યો. અંતરિક [સં. अंतरिक्ष ]—ઉપર, ઉંચે. કામણ—કામણટૂમણ કરી વશ કરવાની વિદ્યા. થાવરજંગમ [ સં. स्थावर जंगम ]—સ્થિર કરી કે બીજે લઇ શકાય એવી વિદ્યા. આગળ આવેલો 'થાવરવાર' જુઓ. જડીબૂટી-ચમત્કારિક ગુણવાળું મૂળિયું. વિનાણ [ સં. विज्ञान ]—વિજ્ઞાનશાસ્ત્ર. અંજનગુટિકા—આંજવાની ગોટી. આસનબઇસણ—ચોરાશી જાતનાં યોગાસનો ને બેઠકો. આગમનિગમ—વેદવેદાંગો. યોતિસ [ સં. ज्योतिष् ]—નક્ષત્રશાસ્ત્ર, ભવિષ્યવાણીશાસ્ત્ર. લેખનલેપન—લેખનકળા ને લેપ મારવાની ક્રિયા. જુવટિ—દ્યૂતકલામાં. વિક્રમના પાત્રને આદર્શભૂત કરવા એનામાં બધાએ કલાગુણોનું આરોપણ અહીં કવિ કરે છે. આયુધ...છત્રીસ છત્રીસ રીતે શસ્ત્ર વાપરવાના ભેદ. છન્ન—ગુપ્ત, પ્રછન્ન. પાખંડ—ઢોંગ, મિથ્યાચાર.

પૃષ્ઠ ૪૮

૧૩૯–૧૪૭ છઈલગતિ—છબીલાની ટપછપ. ઓસીંગણ–ઉપકારવશ, કૃતકૃત્ય. સાંઈ—ભેટવું તે. ઘરિ...ગંગ—મારે ઘેર બેઠાં આંગણે ગંગા પધારી. વાક્યરચના નોંધો. આપઉ ધરઉ-દૂરનો ધારો, તમારોમારો સંબંધ નિકટનો થયો છે. છતાં જો મને દૂરનો ધારતા હો તો મારી પુત્રી લગ્નમાં સ્વીકારી સ્વજન બનો, અતિઆગ્રજન ખૂબજ પહેરામણી. ગુરૂનાથ—ગુરુ પ્રભુ. મારણહાર—મારનાર, નાશ કર્તા.

પૃષ્ઠ ૪૯

૧૪૮–૧૫૫ સિદ્ધ કીધી–સી દે પે ી, ફત્તેહ કરી. ઠાહિ–ઠામે, સ્થાને. કલરવ–શોર, ઘોંઘાટ. ખિમારુપ...હૂ ગુરુ ી અધળે ક્ષમાવંત તરીકે કીર્તિ હતી. પવાડ–પવાડો, વીરકાવ્ય.

પૃષ્ઠ ૫૦

૧૫૬–૧૬૫ તિહવારઇ–તે વખતે નક. લેઇ-જે શક્તિનું તે ધ્યાન ધરતી [ધ્યાતી] હતી તેણે જ એના ન ી ન. અસંભઉ—અસંભવિત, અણધાર્યું. પુત્રસોક [ . પુત્રશોક] પુત્ર વિરહના શોચ, જુદાગરીનાં દુઃખ. નહિતરિ...હતા– નહીં તો રાંડે [રાંડઇ સં. રંડા] અમારો ભોગ લીધો જ હોત. આધી–ત્યાર પછીની

પૃષ્ઠ ૫૧–૫૨

૧૬૬–૧૮૦ છતા [સં. सत्]—જીવતા સુધ્ધ [સં. शुद्धि]—ખબર-અંતર, ભાળ. ગહિગહી· ઊતારી. સજાઇ [સં. सज्ज]—તૈયારી સોવન્નથાલ [સં. सुवर्णस्थालि]—સોનાના ટાટ, થાળા પખાલ કીયા—પ્રક્ષાલન કર્યાં, ધોયા. મર્દનમજ્જન [સં ]–ચોળીને સ્નાન કરવું તે. ચંગિ-સારાં. હેમવરણ–પીળાં, સોનેરી. કેલાકાતલી–કેળાંની મોટી કચુંબર. ખડબૂજ–તડબૂચ. માંહિ ...સેલડી–શેરડીના ડંકા (સાંઠા) છોલ્યા. કડી ૧૬૯ થી ૧૭૬ સુધીમાં વિવિધ જાતના પકવાન્ન ખાદ્ય પ ાર્થો અ ચોખાના ચટાકા કવિએ બહુજ ઝીણવટથી ગણાવ્યાં છે. વાણી–ા ી . વાડવાવ્યાં પાણી–ખસના વાળા-વાળાં (?) જુઆં–જૂદા. સાલણા– ?) પૂરે કરબા વાસીઆ–કપૂરની વાટથી ગરબા [કરબા] કોરાવ્યા. ચરણિ . પાથરા–ચાલવા માટે પટોળાં બીછાવ્યાં. રંગમંડપ–સત્કારગૃહ. ચૂઆચંદન એ તની અતિ સુગંધિત સુખડ. મિશ્રકા–પદાર્થોની મેળવણી (?) વિરુ ણી– ી. ઇઇ ગતિ જાણઇ અતિઘણી–જે

શ્રણીજ છટાદાર ચાલે ચાલી જાણતી હતી. તલાંસઇ-તળાંશે, ચાંપે. કડી ૧૭૯માં વિક્રમની તહેનાતમાં મૂકેલી સ્ત્રીઓદ્વારા કવિએ તે વખતની વિવિધ પ્રકારની રસિકતાનું સૂચન કર્યું છે. અમ્હતુમ્હ...રહઇ--અમારુંતમારું ગોત્ર દૂર દૂરનું છે.

પૃષ્ઠ ૫૩

૧૮૧-૧૮૮ મૂઝનઇ...ભાવિ-મને એવું ગમે છે. આખ્યાત [સં. આ+ख्या ઉપરથી ]-ખ્યાતિ, કીર્તિ. ભઇ [ સં. भय ]-ભો, ભીતિ. ઊપનઉં-ઊપન્યું, ઉત્પન્ન થયું. અપલક્ષણ-કુટેવો, ચરિત્રો. કરણીઇ-કૃતિથી, કર્મથી. ભયભ્રાંત [ સં. ]-ભયવ્યાકુલ, ખેબાકળા. ગ્રહી રહિઉં-રાજકન્યાને યુદ્ધકેદી તરીકે પકડી. ઘડી ખાંડ ઊછીની હૂઇ-મારીખૂંદી વેર વાળ્યું એ અર્થમાં હોય એમ લાગે છે. અતિઘણુ વ્યાપ-તેણે અતિવિસ્તારમાં કેર વર્તાવ્યો.

પૃષ્ઠ ૫૪

૧૮૯-૧૯૫ વાલયા-વળાવ્યા. દાનિમાનિ...સાચલૂં- મેં ઘણાં પાટણો [ સં. पट्टन-નગર ] જોયાં તેમાં દાન ને કીર્તિમાં સાચા [ સાચલૂં ] સ્વર્ગ-સમા સોપારાની કીર્તિ વિશેષ હતી. સોપારાની ભૂત કીર્તિનો કવિ અહીં પ્રશંસાપૂર્વક ઉલ્લેખ કરે છે. કારિમૂં-કારમું; બહુજ સુંદર. અવગુણ... માનીઇ-અવગુણો ઢાંકીને ગુણને માન આપે. જાવજ્જીવિ-[ સં. यावज्जीव ]-જીવે ત્યાં લગી, આજીવંત. કડી ૧૯૨: એક પણ અક્ષરના વિદ્યાદાનદાતા ગુરુને જે માન્ય રાખતો નથી તે સો કૂતરાની યોનિમાં જન્મી પછી ચાંડાલ તરીકે જન્મ લે છે.

પૃષ્ઠ ૫૫

૧૯૬-૧૯૮ અમોઘ [ સં. ]-સફલ, સાચ્ચો. ગુપતિદાન-છૂપું દાન. વધિઉં-વધ કર્યો, સંહાર્યો. સંધાર [ સં. संहार ]-વિનાશ. મંડાવિઉ-પરણાવ્યો. પ્રતિપાલ [ સં. प्रतिपालक ]-રક્ષણહાર, રક્ષક.

પૃષ્ઠ ૫૬

૧૯૯-૨૦૭ યસ જુવતી વરિઉં-યશ ને યુવતિઓને વર્યો. અવતરીઆં-સ્વર્ગમાંથી ઊતર્યાં. વિવાહલઉ-લગ્નકાવ્ય. સખાયત-સખીમંડળ, દાસીમંડલ સૂંપા-સોંપ્યા. ચરણે ધર્યાં.

## આદેશ ત્રીજો

પૃષ્ઠ ૫૭

૧-૭ સપત ધાત—સપ્ત ધાતુની. સપ્ત ધાતુઓ :

કંચન, રુપું, તામ્ર વળી સીસું, કલાઇ વિચાર;
પારો લોઢું સ્વામી જો, ક્રમથી ગ્રહ ઋષિ સાર.

—**દલપત દુર્લભકૃત સકલશાસ્ત્રનિરૂપણ**

વહિલઉ સધાવિ—વહેલા જાઓ. આગેવાણ—આગેવાન, મોહોરવી. હેલામાંહિ—ક્ષણવારમાં, ચપટીમાં. પઇરાઠી—[ સં. પરરાષ્ટ્રીય ]—પારકા મૂલકનો. પાલણાં—પારણાં, ઘોડીઆં. પેખંતિ [ સં. પ્ર+ઈક્ષ્ ] જુએ છે.

પૃષ્ઠ ૫૮

૮-૧૬ સ્યા થકી—શાથી, કેમ. ધૂંઆડિ ધૂધલા હોયંતિ—ધૂમાડાથી કાળા થાય છે. ધૂધલા—મેલા, ધૂળાળા, ધૂમ્રવાળા. પરણાસ [ સં. પરિણામ]—પરિણામ, ફલ. રાજધાન [ સં. રાજધાની ]—રાજભવન. માકડનઉ—માંકણનો એમ અર્થ હશે (?)

પૃષ્ઠ ૫૯

૧૭-૨૩ કામતણઇ વસિ—કામાગ્નિને લીધે શોકાર્ત. નીગમઉં—ઉત્પન્ન થયું. અસાધિ—શૂન્યતા. અન્ત વમૂં—ઊલટી થઈ. જાણિ હેમ તણી એ ઘડી—જાણે કે સોનાથી એને ઘડી હતી. જુઓ

'વેલ જાણે હેમની અવેરફૂલે ફૂલી !'

- **પ્રેમાનંદ : નળાખ્યાન**

રયણી—રેણી, રાત. પીઠ [ સં. ] સ્થાનક. કાલિકા—ખંભાતની ગ્રામદેવતા. પ્રાણિ [ સં. પ્રાણ ]—બળજોરીથી, બલાત્કારથી. નૂહઇ—ન હોય. અગનિ...દોહિલૂં—ભલે અગ્નિનો ભડકો ખાઇએ [ ગ્રાસીઇ ], ભલે હલાહલ ઝેર ખાઇએ [ પ્રાસીઇ ]; સાપ [ વસીહર સં. વિષધર ] ને મુખે ભલે ચુંબન કરીએ પણ નાહકનું [ અસત તણૂં ] દુર્લભ ધન કદી ન ઉચાપત કરીએ.

પૃષ્ઠ ૬૦

૨૪-૩૦ ગુણ વિસ્તરઇ—વિસ્તારથી ગુણગાન કરે. સમસ્યા—સાન, એંધાણી. તેડણહાર—તેડવા આવનાર. રાસિ—રાસ, દોરડું. મધ્ય અવાસિ આવાસ માંહે, કુંવરીના નિવાસસ્થાને. ચખિ [ સં. ચક્ષુ ]—આંખે. વિહાય

[સં. वद्]—વદે. અભિજપઇ—જપતપ કર્યાં કરું. વચન કરઉ પ્રમાણ—વચન માન.

પૃષ્ઠ ૬૧

૩૧–૩૭ ઘડીઆલેયણ—ઘડીમાં જોજન જાય એવી, પવનવેગી. ઓસીઆલિં...ઘણાં—પરવશતામાં [ઓસીઆલિ] અનેક વિઘ્નો નડે છે. વેગલેયા—વેગળેથી. વાલિઉં—વળો આવ્યો, ચાલી આવ્યો. વાસઉ—વાસો, મુકામ. ઊકેલિઉં—ફાડ્યો, ઉઘાડ્યો. ગુણગ્રામ—અનેક ગુણો, પ્રશંસા. વરિ [સં. वरम]—ભલો, વધારે સારો. સંઘ—સિંહ. રડી મેહાલઉં—રડવડાવ્યું, રખડાવ્યું.

પૃષ્ઠ ૬૨

૩૮—૪૫ પીઉ [સં. प्रिय]—પતિ. વિવિહાનાતરઉ—પુનર્લગ્ન. દેવદમની જણાવે છે કે નાતરું કરવું એ પણ રણવાસની રાણી માટે શરમ ભરેલું છે. હવઇ...વીસરઇ-હવે શકે જો તું વિજોગ [વિછોહો] ન પાડે તો સાથે [જિમલાં સં. यमल—ભેગાં] રહીને આપણે આપણાં દુઃખ ભૂલી જઈશું. અહિનાણ [સં. अभिज्ञान]-નીસાની. સહી. [સં. सखी]-મિત્ર, બહેનપણી. સહી કરજે—ચોક્કસ કરજે. વિદારી [સં. वि+दॄ]-ફાડી સૂઆ—સૂડા. પ્રાપતિ [સં. प्राप्ति]-લાભ. કવણ વારસઇ ?—કોણ અટકાવશે ? પાખઇ—સિવાય. કીર—પોપટ.

પૃષ્ઠ ૬૩

૪૬—૫૩ ગલગલિઉં—ગલગલીઆં થયાં, આનંદ પામ્યો. રડવડિયા—છૂટા પડી ગયા. પાઠવિઉં—મોકલ્યો [સં. प्र+स्थापय] કાહાડસઇ—કાઢશે, છાનામાના શ્રીહરણ કરશે, ભગાવશે. પ્રહિવઇસસઈ [સં प्र+विश्]-પ્રવેશશે.

પૃષ્ઠ ૬૪

૫૪—૫૯ સુક [સં. शुक]-સૂડો. વાચ...ચૂકંતિ—જે બોલ્યું પાળે નહીં. વિણ દીઠઇ...ભાર—વગર જોયે, વગર વિચારે બોલનારનું વજન [ભાર] પડતું નથી. ૫૬ મી કડી : 'નિઃસાર દેહની વાણી એ મનુષ્યસંબંધમાં સારરૂપ છે; જેણે વાચાનો જેમ ફાવે તેમ (અને જ્યાંત્યાં) ઉપયોગ કર્યો તેના પુણ્યનો નાશ થાય.' બહઇનરિ [સં. भगिनी]-બહેન, બહેનડી.

પૃષ્ઠ ૬૫

૬૦—૬૫ ધૂત [સં. धूर्त]-ધૂતારો, ઠગ, ઉસ્તાદ. ગાંઠી—ધણી. એક એક થઉ...બલઇ—એકમેકથી કોઇ દૂર થતા નથી-જેમ ઘી હોમવાથી

[ સીંચઇ ] અગ્નિ [ વિસ્વાનર સં. विश्वानर ] માં ભડકો થાય છે તેમ. પતંગ—કીટ, કોડીની કિંમતના. માનિ—પ્રતિષ્ઠાએ.

પૃષ્ઠ ૬૬

૬૬—૭૨ જેહ લાગા મરીઇ જીવીઇ...ખોલઇ ?—જે જીવતા મરવા લાગ્યા છે—જે જીવ્યામુઆ સરખા છે-નિર્માલ્ય છે તેમના ગુણ સાંભળવા શા કામના ? દક્ષિણા—પુષ્પાંજલિ, મેથીપાક. એ જૂના...મિલઇ—એ મરે તો એના વૃદ્ધ પૂર્વજો ભેગો થઇ જાય. આપ—પોતાને. બૂંબારવ—બૂમ-બરાડો. નિવૃત્ત—નવરો. વેગઇ...થાઇ—જલદી ચાલ, રાત પૂરી થવા આવી છે. દડવડા—દોડયા. જાટ—જડભરત. લવંતી—બૂંબાટ કરતી. રહઇ—અટક.

પૃષ્ઠ ૬૭

૭૩–૮૦ રુડ–રૂડું, સારૂં. કૂડ ઊપનૂં—કપટભાવ ઉત્પન્ન થયો. રાખિ સાંઢિ.. આણ—સાંઢણી થોભાવ, અજા'યા માર્ગે ન ચાલ, તને રાજા નરબ્રહ્મની આણ છે. ચૂકિસિ ઠામ—ઠે'કાણા વગરની થઇ રહીશ. નીગમી—ગાળી, ન'ામી કરી. દમી –પીડી. જુઆરી [ સં. द्यूतकार ]–જુવારી, જુગારી. મઇ હારી અસ્રી માહારી—હું મારી ધણીઆણીને જુગારમાં હારી ગયો. જૂની વાકયરચનાની નોંધ લો. તૂહ માટઇ—તારે સાટે તારે બદલે. રણ [ સં ऋण ]– દેવું. ખેડણહાર—સાંઢ હંકારનાર. વલીવલી—ફરીફરી. છેહ [ સં. छेद ]–છેડો, અંત, કાપ. ભલીવાર—ગુણ, પ્રતિષ્ઠા.

પૃષ્ઠ ૬૮

૮૧–૮૮ રિદ્ધડી [ સં. रिद्धि ]—રીધ, પૈસોટકો. માંકડકોટઇ—વાંદરાને ગળે. છાજઇ-શોભે કેતી—કેટલી. સરખાવો આ સાથે

" નિસાસો મૂક્યો નારીઇ, ' દૈવ ! ન પોહોતી આશ.
મનનો માન્યો મૂકિયો, પડી અજાણ્યા પાસ !
જુઆરી પાસે રિધડી, માંકડકોટે હાર;
ઘેલીમાથે બેડલું : છાજે કેતિ વાર ?
ભંગી, વસની ને આલસુ, લંપટ જુઆરી આપ;
એહેવો કંથ હોય જેહને તેનાં પૂરણ પાપ.
નમેહેરો, નિદ્રાલુયો, દીન, હીણ, દેહે રોગ :
એહેવો કંથ જે નારીને તે સ્ત્રી કેરા ભોગ. "

—સામળ : પંચદંડની વાર્તા

નવિ માનિઉં ગણિઉં—માન્યુએ નહીં તેમ દરકારે ન કરી. પ્રછન્ન-રૂપી. આગળ 'છન્ન' શબ્દ ઉપર આવી ગયો છે. સણસણુ—સરવરાટ. ગહઈ-ગહી—ધૂધવી. કાયર [અ. काहिल—सुस्त]—આળસુ, અપુરુષાર્થી. સંધ માણીઇ—સિંહને પારખીએ [માણીઇ]. માંટીપણું-ધણીપણું, પતિત્વ. સબદવેધ [સં. शब्दवेध]—અવાજ પ્રમાણે તાકવાની કલા. પ્રાણ—જોર. લોઇ—જો. વિદાર [સં. विदार]—ફાડી નાંખવું તે, નાશ.

પૃષ્ઠ ૬૯

૮૯–૯૬ નિરતૂં [સં. नि+रम्]—અટકેલું. નારી નાભઈ બઈઠઉં સાસ—સ્ત્રીને નાભિએ શ્વાસ બેઠો, સ્વસ્થ થઈ, આરતિ [સં. आर्ति]—હોંસ, ઉમેદ, આરત, દુ ખ. પૂગી રલી—રળી પહોંચી, આનંદ થયો. જુઓ આગળ આવી ગયેલા 'પુહુચા' ને 'રલિયાયત' એ શબ્દો. જાગિઉં કર્મ-નસીબ ઊઘડ્યાં. ભાવઠિ-ભાવઠ, દુઃખ. સાર-તક્ષી. સહનાણુ-'સંધાણુ' પાઠ વધુ સ્પષ્ટ લાગે છે. નિવારણહાર-નિવારનાર, ભંજનહાર.

પૃષ્ઠ ૭૦

૯૭-૧૦૭ સાચિજ-સાવજ, સિંહ. ન્યાઇ-સાચે, ખરેખરી રીતે. વ્યામોહિઉં—પ્રેમલુબ્ધ થયો. ટંકસાલ [સં. टंकक or टंक+शाला]—સીક્કાઓ પાડવાનું સ્થલ, અહીં લાખો રુપિયા. વિહિવારીઆ [સં. व्यापारिन्]—વેપારીઓ. હેજ—હેત, પ્રીતિ. ઉચાટ—ચિંતા. વેશ્યા ખેલી જૂઠી ઘાત—વેશ્યા તો જૂઠો વિશ્વાસઘાતનો પેચ રમી.

પૃષ્ઠ ૭૧

૧૦૮–૧૧૫ પખાલ [સં. प्रक्षालन]—ધોયણુ. આવર્જન—આગતા-સ્વાગતા, સરભરા. સોધીઇ—શોધ્યાં, ખોળ્યાં. નિસાચરીઇ—રાત્રિચર્યાવડે. સુધિ—ખોળ, ભાળ. તૂઝ...ઘણઇ—તારા કરતાં તે મારા વધારે સંબંધી છે. ઊગટણૂં—પીઠી.

પૃષ્ઠ ૭૨

૧૧૬–૧૨૦ વાવરું—વાપરું. નીલજ [સં. निर्लज्ज]—નફ્ફટ. ઈછાઇ [સં.]—સ્વેચ્છાએ, ગમેતેમ. અંગવિહિવાર—દેહસેવા, દેહસંબંધ ગોઠઇ [સં. गोष्ठि]—વાતે. મુગત કેસ [સં. मुक्त+केश]—છૂટા વાળે, છૂટે અંબોડે. મૂહડઇ—મોંએ. યત્રતત્ર—યદ્વાતદ્વા, ગમે તેમ. છોછિ—છોછ, આભડછેટ, સંસ્કારરીતિ. કાષ્ઠ ભક્ષ કરું—અગ્નિશાયિની થાઉં, સતી થાઉં.

પૃષ્ઠ ૭૩

૧૨૧–૧૩૦ ભાણેજિ [સ. भागीनेया]–બહેનની દીકરી. સિલ [સં. शील] શીયલ, સતીત્વ. નિવારિ—બાળો, માસી થતી મરો. ઊછલી [સં. उद्+चल्]–ફેલાઈ. બઈઅરિ—બાઈ. છલિઉં–ઠગ્યો. નગરનાયકા—વેશ્યા. બાલીવેસ—બાળાવેશ; કિશોરાવસ્થા. રુપઈ બાંધ્યા છૂટ દેસ—દૂરદૂરના (વિખૂટા) દેશોને એના સૌંદર્યથી બાંધ્યા હતા. રાજકુમારીના અતિસ્વરુપનું આ વર્ણન છે. આલોટી—આળોટી. ઘાત—મરણ. સતીનું મરણ સંસારમાં રુડું મનાય છે એ ભાવ કવિ દર્શાવે છે (?) વિખટી—વિખૂટી. સત કરિવા—સતી થવા માટે. ગોરડી—ગોરી. ધોઈ હાથ વિધાતાઇ ઘડી—બ્રહ્માએ એને હાથ ધોઈને [બહુજ ચોખ્ખા કરીને] સરજાવી લાગે છે. એ એટલી બધી નિર્મલ સૌન્દર્યવાળી છે.

પૃષ્ઠ ૭૪

૧૩૧–૧૪૦ વધાવઇ સત્કારે, સ્વાગત કરે. ગ્રહને કાંઠે. બાહઈ ધરી—શરણે લીધી ચરણસૂ–ચરણથી. 'સૂં' અહીં ત્રીજી વિભક્તિના પ્રત્યય તરીકે છે. પહરી [સં पर]–દૂર. છેતરિઉં—ઠગાયો. સોધવઉં—તપાસ કરું પ્રસ્તાવિ—આ અરસામાં. પરા (?) કટક—લશ્કર વિછેદઇ—વિભાગમાં. ઢીંકલી—ઢીંકવા (?) પાલા—પાયદળ. વિલગંતિ—વળગે, ઘેરે.

પૃષ્ઠ ૭૫

૧૪૧–૧૪૭ રાઉત—રાજસામંતો. પાખરીઆ—ઘોડેસવારો. સસિ ઉપર રાહુ—રાહુ જેમ ચંદ્રને ગ્રહે. વિહડઇ—તૂટે. સનાહ—કવચ, બખ્તર. જુઓ

'સન્નાહ અંગે ધરી મહાબળીએ લીધાં અસ્ત્ર અનેક;
રામતણી છે આજ્ઞા માગી આણી મન વિવેક.'

—ઉદ્ધવ : રામાયણ

ભુજા તણા પ્રાણ -હાથનું બલ. ભડઇ—લ્હડે. સરણાઇ—વીરરસ જમાવવાનું એ નામનું રણશિંગું. સુરંગ—રસભેર. અતિચંગ—અતિસુંદર. તૂરુતવલ—એક જાતનાં યુદ્ધમાં વગાડાતાં ઢોલ. જંગી ઢોલ—[ફા. जग–युद्ध] —યુદ્ધનાં એક જાતનાં ઢોલ. સહુઢ—(?) હાલકલ્લોલ -હાલકહૂલ્લક, બૂમબાટ. ઝૂઝંતિ—લ્હડે. હાક—વીરગર્જના, હાકલ. સમરગણિ [સં.]–યુદ્ધભૂમિમાં. ૧૪૫ મી કડીમાં યુદ્ધને જમણવાર સાથે સરખાવ્યું છે તે

બ્રાહ્મણકવિને ગમતી કલ્પનાનું સૂચન છે. અણવિમાસિઉં—સાહસિક, વગરવિચાર્યું.

પૃષ્ઠ ૭૬

૧૪૮–૧૫૫ અદાવતિ [ અ. अदावत–વેર ]–કીનો, દુશ્મનાવટ. વિઘ્ઠિ [ સં. विष्टि ]–સલાહ માટે. પગ—પગેરું, પગલું. લગ—લાગીને, માટે. કોર—કારે, બાજૂએ. જગત્રયવિદિત—ત્રણ લોક—સ્વર્ગ, મૃત્યુ ને પાતાલ—માં જાહેર. નીર......સમઇ—ઊકળતા દૂધમાં જેમ પાણી છાંટવાથી ઊભરો હેઠો બેસે તેમ. ઉપસમઇ [ સં. उप+शम् ]–ઊતરે, શાંત થાય. દસઇ [ સં. दिश् ]–દિશાએ.

પૃષ્ઠ ૭૭

૧૫૬–૧૬૪ પાલઉ—પગપાળો. સ્યા ભણી—શા માટે, કેમ. ઘણ–ઘણું. નલવટિ–નિલવટે લલાટે, કપાળે, ભાગ્યે. નિમત્તિ [ સં. निमित्त ]–કારણ, સબબ. પ્રાપતિ [ સં. प्राप्ति ]–પ્રાપ્ત થયેલી વસ્તુ, બનાવ. પાછી થાઇ—બનેલું ન બનેલું થાય. જાઇ [ સં. जन्–जा ]–જન્મી. અપહરિઉં [ સં. अप+हृ ]–દૂર કરવું, ધોયું. માહારઇ...પાય—મારા ઉપર પગ મૂકવા રૂપ કૃપા કરી, વિક્રમને ઉચિત બહુમાનથી રાજા બોલે છે. સામી [ સં स्वामिन् ] –સ્વામી, સમ્રાટ્. અણહારું—નહીં હોનારું, ન બનવાનું. ભોગવું—વેઠું, સહુ.

પૃષ્ઠ ૭૮

૧૬૫–૧૭૧ કૂડ—કપટ. અણાવિ [ સં. आ+नी ]—અણાવી, મંગાવી. સાવંટ્ર—સામગ્રી (?) વિગૂચણ [ સં. विगोपितक ]— વગોણું, ગેરઆબરૂ. પાટા—લીટીઓ, ગેરઆબરૂનાં ચિન્હો : પરભવઉં [ સં.परा+भव ]–અપમાન કર્યું. રાસભિ [ સં. रासभ ] — ગધેડે. ઘરમીરાતિ—ઘરની માલમીલ્કત. લૂસી—લૂંટી. દેસઉટઉ [ સં. देश+वर्त्ती ]—દેશવટો, દેશત્યાગ.

પૃષ્ઠ ૭૯

૧૭૨–૧૭૯ કાંચલી—કાપડું. સહોદરી [ સં.]–બહેન. બહનેવીનઇ [ સં. भगिनीपति ]—બનેવીને. તેજી—ઘોડા. વલ્લહી—વહાલી. સુખડી—ભેટ, વેપારીઓમાં હજી આ શબ્દપ્રયોગ ચાલુ છે. દદામા–મોટાં ઢાલ. દડવડી–ધમધમી, જોરથી વાગી. રાઉલી–રાજકુલની, દરબારી. ઊછલી–ફરફરે વઉલાવા–વળાવવા, મૂકવા. હિતવાછલ [ સં. हितवात्सल्य ]—હેતુ, સંબંધીનો પ્રેમ.

પૃષ્ઠ ૮૯

૬૨–૭૨ નર મારી...રમઇ—પતિને મારી ચોર સાથે રમણ કરે. નીગમઇ [સં. नि+गम्]-વહે. આડો—વાંકો, અનીતિમય. ચરપટ [સં. चर्पट]-આંગળીઓ લંબાવી ખૂલ્લી કરેલી હથેળી—અર્થાત્ ખેલ, ચાળા. ગાઢો અજાણ—સાવ ભોટ. પરણિઉ...કરી—ઘાંચણપુત્રીને તું પરણ્યો તેણે તારી બુદ્ધિનુ દેવાળું કઢાવ્યું છે. ભીલીઇં ભોલવિઉ મહેસ—મહાદેવને ભીલડીનો વેષ લઇ સ્ત્રીચરિત્ર કરી પાર્વતીએ બનાવ્યા હતા. તુઝ બાંધવ .. ચૂકવિઉં—તારા મોટા ભાઇ ભર્તૃહરિને પણ સ્ત્રીએ છેતર્યો હતો [પરિભવિઉં] અને એ પરાભવથી એણે એની રાણી પિંગલાને ત્યજી હતી. નારી તણઉ મર્મ—સ્ત્રીનાં છિદ્ર, સ્ત્રીચરિત્રના ભેદ.

પૃષ્ઠ ૯૦

૭૩–૮૪ વિસલેખ [સં. विश्लेष]—જૂદાઇ, આ સ્થળે શંકા. લોક પાડી...તાલિકા—લોકોએ બેધડક [સુધિ] તાળીઓ [તાલિકા] પાડી. રાહગ્રહ્યૂં...ત્યમ—ગ્રહણ થવાથી જેમ સૂર્ય તેજહીન થાય તેમ રાજાના મોંની કલા પડી ગઇ. ખડકી—દરવાજા. અસંભમ [સં. असंभव]—અસંભવિત, નહીં માનવા જેવી. વિધાન [સં.]—આચારવિચાર. વામીઅ—ત્યાગીએ. સિદ્ધિમૂરતિ-મંત્રસિદ્ધિનું મૂર્તરૂપ. પરતખિ [સં. प्रत्यक्ष] હાજરાહજૂર. કલઇ—કળે, જાણે. સિરિ—શેરી.

પૃષ્ઠ ૯૧

૮૫–૯૫ વિક્રમતીર—વિક્રમ પાસે. ગુણવેલિ—ગુણ (સૌંદર્યગુણ) ની લતા. ચાઉરિ—ચોરો, સભા. ગૃહીનઇ—ગૃહસ્થાશ્રમીને. અસન્ન—પાપી.

પૃષ્ઠ ૯૨

ભાવારથ [સં. भावार्थ]—મુદ્દો, મર્મ. મજૂસઈ [સં. मंजूषा] મજૂસ, પટારો. મિહિતો [સં. महत्]—પ્રધાન. ચિંતવિ [સં. चिन्त्]—ચિંતવે, મનથી ધારે. ઉતપતી [સં. उत्+पद्]—ઊછળી. આધૂં વિસરી—દૂર ધારી ભૂલી જાઓ, બળ્યું.

પૃષ્ઠ ૯૩

૧૦૦–૧૦૫ મનસા [સં. मनिषा]-ઇચ્છા. વિણસસિ [સં. वि+नश्]-વણસશે, કથળશે. કડી ૧૦૪ ના ભ્રષ્ટ શ્લોકનો ભાવાર્થ: જેને જે પ્રિય હોય છે તે કદી દૂર હોતું નથી—પાસે જ છે.'

પૃષ્ઠ ૯૪

૧૦૬–૧૦૭ કડી ૧૦૬ : વાદળાં, ગર્ભ, વર્ષાઋતુના ચાળા, સ્ત્રીચરિત્ર ને રડતાં બાલકો : આ વસ્તુઓનો મર્મ વિરલાજ [થોડાકહુક] જાણે છે; જે જાણે છે તેને ઘેર સહદેવ [સહઇદેવા] ગુલામ થઇ પાણી ભરે છે સહદેવ : પાંચ પાંડવોમાંનો ચોથો, જ્યોતિર્વિદ્યાવિશારદ. પીછિવિ છિ–પ્રીછવે છે, જણાવે છે, ચેતાવે છે. કભાવ [સં. કુભવ]—અપ્રીતિ. ગંગાસાગર... તાગ—ગંગા નદી જેવા સમુદ્રનું માપ [માગ] પમાય પણ સ્ત્રીરૂપ સાગરનો પાર [તાગ–છેડો] પમાતો નથી.

પૃષ્ઠ ૯૫–૯૬

૧૦૮–૧૧૨ કામિક દંડ [સં. कामदंड]—ઈચ્છાનુસાર ફળ આપનાર દંડ. કામસિદ્ધિ–મનોરથપ્રાપ્તિ.

---

## આદેશ પાંચમો

પૃષ્ઠ ૯૭

૧–૪ પરોહત્ત [સં. पुरोहित]—રાજગુરુ, રાજગોર. દત્ત [સં.] પુણ્યદાન. જુઓ

'કુણ રિ સમાના કાન્હજી દત્ત ફેલીઅલ રામા!'

—નરસિંહ મહેતા

મહઈસી [સં. माहिषी]—ભેંસ. રંગરોલ–રંગથી ભરપૂર, આબાદ. તુલસીપાન—ફૂલ નહીં ને ફૂલની પાંખડી, યથાશક્તિ.

પૃષ્ઠ ૯૮

પ્રતિગ્રહ [સં.]—દાનસ્વીકાર. રાજા...વાસસઇ—દાન આપનાર રાજા કરોડ વર્ષભર યમપુરીમાં વસશે. રાજાનું દાન લેવાય નહીં ને રાજાએ દેવું પણ નહીં. તરુઉ ગાલી વર પીજીઇ—વૃક્ષ ઓગાળીને પીવું–અશક્ય જેવું આવું પાન–ભલે [વર] કરવું પણ રાજાનું દાન લેવું નહીં. સ્વાનમાંસ... દોહિલૂં—અવિહિત કૂતરાનું માંસ સુખેથી વાપરવું પણ દુર્ઘટ [દોહિલૂં] રાજદાન ન લેવું. ચાંડાલો પણ શ્વાનમાંસ વર્જે છે. કડી સાતમી : દસ કસાઇ સરખો એક તેલી ગણાય છે, દસ તેલી જેવો એક કલાલ ગણાય છે,

દસ કલાલના સરખી એક વેશ્યા ગણાય છે અને દસ વેશ્યા જેવો એક રાજા ગણાય છે.

એ ભાર...લેવાય-એ દાનનો બોજો મારાથી નહીં ઊપડે.

પૃષ્ઠ ૯૯

૯-૧૩ આપણઇ—આપણે, પોતાને. સદાચાર—સચ્ચરિત, સદ્‌ગુણી. પરાવૃત [ સં. परावृत]—પાલટેલું, ફેરવેલું.સરસી-સરખી, સરખી ઉમ્મરની.

પૃષ્ઠ ૧૦૦

૧૪-૧૯ વહઇલી—વહેલી, ઉતાવળી. કાનાસોરી—કાન સરસી, કાનમાં, ધીમેથી. હસૂં—હાસ્ય. નિ:સ્વારથ...જાતિ સ્વભાવ—વગર કામનું છતાં અણગમતું [ કુભાવિ ] બોલવું એવો સ્ત્રીસ્વભાવ છે. સરિસિઉ—પાર પાડીશું. પૂજા કેરું ભોગ—પૂજાનો આચાર. ભોગ શબ્દ 'રાજભોગ' 'પૂજાભોગ' શબ્દોમાં આ અર્થમાં ચાલુ રહ્યો છે. ખંડખંડની... તાતિ (?)—જૂદા જૂદા દેશોના ગામગપાટા શરુ કર્યા; કોઈનાં વખાણ [ વિખાણ ] કર્યાં, કોઇને નિંદ્યાં. 'તાતિ' શબ્દનો અર્થ અહીં શો હશે ?

પૃષ્ઠ ૧૦૧

૨૦-૨૪ ભાવીઈ—ગમીએ, લાગીએ, આપણા જવાથી શોભા વધશે. કરુપ [ સં. कुरुप ]—કૂબડો, કઢંગા રુપનો. વંક નાસિકા...પડી—એ વરનું નાક વાંકું છે, આંખો ચુંચલી [ ચીપડી ] છે, દાંત મોટા છે. અને એને મોંડે છાયા ઢળેલી છે—હૈયાના અંધાપાનો ઓળો મોડા ઉપર પડે છે. પેટ દુદલઉ—દોદળું પેટ, મોટું રોગિષ્ટ પેટ, દુંદાળો. નાવઇ—ન આવી. સમદ [સં. समिध ]—અરણી. હોમનું એક દ્રવ્ય સમિધ છે. ઉપાડણહાર—ઉપાડનારો, હેલકરી, ભારવહો.

પૃષ્ઠ ૧૦૨

૨૫-૩૧ પઇઆલઇં [ સં. पाताल ]—પાતાળમાં. આડઉ વહીનઇ—આડે માર્ગે ચાલીને, આગળ ચાલીને-દેખાવા માટે. પૂંઠિ થકુ—પૂંઠે પૂંઠે, પાછળથી. જખિ—જક્ષણી દેવી [ સં. यक्षणी ]. વિલગસઇ—વળગશે. પાતિગ [ સં. पातक ]-પાપ, હત્યાનો દોષ.

પૃષ્ઠ ૧૦૩

૩૨-૩૮ અસરિખઉ...સોહિલઉ—હલકી જાતનો [ અસરિખઉ ] માંદકો સાથે રાખવો એ સારું, પૈસામાં [ વિત્તઇ ] પણ તે સારો [ વરિ ] ને સસતો [ સોહિલઉ ] છે. છાજીઇ—છાજે, ઘટે, શોભે. ચાંગણચોટ્ટા...લાજીઇ-

ઉસ્તાદ ને હરામખોર માણસને સાથે રાખવાથી આપણને શરમ લાગે. વીસારાં [સં. वि + स्मृ]--ભૂલી ગયાં.

પૃષ્ઠ ૧૦૪

૩૯-૪૩ એક જીવ...ચ્યારિ—ચાર સખીઓ દેહ [ આતમા ]થી જૂદી હતી પણ જીવથી સૌ એક હતી, ગાઢ સ્નેહી હતી. તંબોલ સારિયા—પાન ચાવ્યાં. રંગરોલ—આનંદ. નાનાકાર—નકાર, 'નાના' એ શબ્દોચ્ચાર, કાકદઈ—લુચ્ચાઈએ, ઉસ્તાદીએ.

પૃષ્ઠ ૧૦૫

૪૪-૫૧ પહઈલી...વાછરડી—વધારે આપ્યું ત્યારે ઉપર થોડું આપો એ અર્થમાં. દુગાણીનઉ—દુકાનીનું, દમડા—પૈસા. દમડી, દુકાની : આ સીક્કાઓનાં નામ કવિના કાલમાં પ્રચારમાં હોય તેમ લાગે છે. તિમિર-મોહન દંડ—અંધકારને મોહમાં નાંખે, અંધકારને દૂર કરે એવો દંડ. 'તિમિરહર' દંડ એ નામ વિશેષ ઉચિત લાગે છે. જુઓ કડી ૪૯માં 'તમહર' શબ્દ. પરચંડ [ સં. प्रचंड ]—પડછંદ, શરીરના ભારે ઊઠાવવાળી. આઘેરી—આઘી, દૂર. આઘેરી, ભલેરી, રૂડેરી એ કાવ્યભાષાનો પ્રચાર જૂના ગુજરાતીમાંથી ઊતરી આવ્યો લાગે છે. લાગ—બારી. જુઓ 'જવાનો લાગ નથી' એ આપણો હાલનો વપરાટ. વિવરિ [ સં. विवर ]—ભોંયરામાં. વિસહર દંડ—ઝેર લાગેલું ઊતારી નાખનાર દંડ. પાવડીઇ—પવનપાવડીએ, 'પાવડી' એક જાતનું વિમાન જેવું સાધન. પોલઈ—પોળે, ભોંયરે. ગંગા—અહીં પાતાલગંગા. કલ્લોલ [સં.]—આનંદ, (૨) મોજું. તાગમાગ—ઊંડી પહોળી હોવી તે, માપ.

પૃષ્ઠ ૧૦૬

૫૨—૫૫ બિહિકિ—મહેકે, ફોરે. વસીહર [સં. विषधर]—સાપ. ચંદનવૃક્ષમાં સુગંધશોખીન સર્પનો વાસ છે એ પ્રસિદ્ધ લોકઅનુભવ છે. પાર ન લાભઇ—છેડો ન આવે, અતિવિસ્તૃત. વિચિમાંહિ—વચમાં. મહેસ તણઉ પ્રાસાદ—શિવમંદિર. ફરિહરિ—ફરફરે, ઊડે.

પૃષ્ઠ ૧૦૭

૫૬-૬૪ ફેરી—ફેરવી, પલટાવી. મૂરછાગતિ [ સં. मूर्च्छागत ]—મોહ-મુગ્ધ, મૂર્ચ્છિત. વિરહવ્યાકુલી—વિરહથી દુઃખી, મળવાને આતુર, પ્રેમવશ.

દસ કલાલના સરખી એક વેશ્યા ગણાય છે અને દસ વેશ્યા જેવો એક રાજા ગણાય છે.

એ ભાર...લેવાય-એ દાનનો બોજો મારાથી નહીં ઊપડે.

પૃષ્ઠ ૯૯

૯–૧૩ આપણઇ—આપણે, પોતાને. સદાચાર—સચ્ચરિત, સદ્‌ગુણી. પરાવૃત [ સં. परावृत्त]—પાલટેલું, ફેરવેલું.સરસી—સરખી, સરખી ઉમ્મરની.

પૃષ્ઠ ૧૦૦

૧૮–૧૯ વહઇલી—વહેલી, ઉતાવળી. કાનાસોરી—કાન સરસી, કાનમાં, ધીમેથી. હસૂં—હાસ્ય. નિઃસ્વારથ...જાતિ સ્વભાવ—વગર કામનું છતાં અણગમતું [ કુભાવિ ] બોલવું એવો સ્ત્રીસ્વભાવ છે. સરિસિઉ—પાર પાડીશું. પૂજા કેરું ભોગ—પૂજાનો આચાર. ભોગ શબ્દ ‘ રાજભોગ ’ ‘ પૂજાભોગ ’ શબ્દોમાં આ અર્થમાં ચાલુ રહ્યો છે. ખંડખંડની... તાતિ (?)—જૂદા જૂદા દેશોના ગામગપાટા શરુ કર્યા; કોઈનાં વખાણ [ વિખાણ ] કર્યાં, કોઈને નિંદ્યાં. ‘તાતિ’ શબ્દનો અર્થ અહીં શો હશે ?

પૃષ્ઠ ૧૦૧

૨૦–૨૪ ભાવીઈ—ગમીએ, લાગીએ, આપણા જવાથી શોભા વધશે. કરુપ [ સં. कुरूप ]—કૂબડો, કઢંગા રુપનો. વંક નાસિકા...પડી—એ વરનું નાક વાંકું છે, આંખો ચુંચલી [ ચીપડી ] છે, દાંત મોટા છે. અને એને મોંડે છાયા ઢળેલી છે—હૈયાના અંધાપાનો ઓળો મોડા ઉપર પડે છે. પેટ દુદલઉ—દોદળું પેટ, મોટું રોગિષ્ટ પેટ, દુંદાળો. નાવઇ—ન આવી. સમદ [ સં. समिध ]—અરણી. હોમનું એક દ્રવ્ય સમિધ છે. ઉપાડણહાર—ઉપાડનારો, હેલકરી, ભારવહો.

પૃષ્ઠ ૧૦૨

૨૫–૩૧ પઇઆલઇ [ સં. पाताल ]—પાતાળમાં. આડઉ વહીનઇ—આડે માર્ગે ચાલીને, આગળ ચાલીને-દેખાવા માટે. પૂંઠિ થકુ—પૂંઠે પૂંઠે, પાછળથી. જખિ—જક્ષણી દેવી [ સં. यक्षणी ]. વિલગસઇ—વળગશે. પાતિગ [ સં. पातक ]-પાપ, હત્યાનો દોષ.

પૃષ્ઠ ૧૦૩

૩૨–૩૮ અસરિખઉ...સોહિલઉ—હલકી જાતનો [ અસરિખઉ ] માંદકો સાથે રાખવો એ સારું, પૈસામાં [ વિત્તઇ ] પણ તે સારો [ વરિ ] ને સસ્તો [ સોહિલઉ ] છે. છાજઇ—છાજે, ઘટે, શોભે. ચાંગણચોટા...લાજઇ-

:તાદ ને હરામખોર માણસને સાથે રાખવાથી આપણુને શરમ લાગે. વીસારાં સં. वि + स्मृ ]--ભૂલી ગયાં.

ૃષ્ઠ ૧૦૪

૩૯–૪૩ એક જીવ...ચ્યારિ—ચાર સખીઓ દેહ [ આતમા ]થી જૂદી તી પણ જીવથી સૌ એક હતી, ગાઢ સ્નેહી હતી. તંબોલ સારિયા—પાન ાવ્યાં. રંગરોલ—આનંદ. નાનાકાર—નકાર, 'નાના' એ શબ્દોચ્ચાર, ાકદઈ—લુચ્ચાઈએ, ઉસ્તાદીએ.

ૃષ્ઠ ૧૦૫

૪૪–૫૧ પહઈલી...વાછરડી—વધારે આપ્યું ત્યારે ઉપર થોડું આપો મે અર્થમાં. દુગાણીનઉ—દુકાનીનું, દમડા—પૈસા. દમડી, દુકાની : આ સીક્કાઓનાં નામ કવિના કાલમાં પ્રચારમાં હોય તેમ લાગે છે. તિમિર-મોહન દંડ—અંધકારને મોહમાં નાંખે, અંધકારને દૂર કરે એવો દંડ. તિમિરહર ' દંડ એ નામ વિશેષ ઉચિત લાગે છે. જુઓ કડી ૪૯માં 'તમહર' શબ્દ. પરચંડ [ સં. प्रचंड ]—પડછંદ, શરીરના ભારે ઊઠાવવાળી. આઘેરી—આઘી, દૂર. આઘેરી, ભલેરી, રૂડેરી એ કાવ્યભાષાનો પ્રચાર જૂના ગુજરાતીમાંથી ઊતરી આવ્યો લાગે છે. લાગ—બારી. જુઓ 'જવાનો લાગ નથી' એ આપણો હાલનો વપરાટ. વિવરિ [સં. विवर]—ભોંયરામાં. વિસહર દંડ—ઝેર લાગેલું ઊતારી નાખનાર દંડ. પાવડીઇ—પવનપાવડીએ, 'પાવડી' એક જાતનું વિમાન જેવું સાધન. પોલઈ—પોળે, ભોંયરે. ગંગા-અહીં પાતાલગંગા. કલ્લોલ [સં.]—આનંદ, (૨) મોજું. તાગમાગ—ઊંડી પહોળી હોવી તે, માપ.

પૃષ્ઠ ૧૦૬

પર—પપ બિહિકિ—મહેકે, ફોરે. વસીહર [ સં. विषधर]—સાપ. ચંદનવૃક્ષમાં સુગંધશોખીન સર્પનો વાસ છે એ પ્રસિદ્ધ લોકઅનુભવ છે. પાર ન લાભઇ –છેડો ન આવે, અતિવિસ્તૃત. વિચિમાંહિ—વચમાં. મહેસ તણઉ પ્રાસાદ—શિવમંદિર. ફિરિહરિ—ફરફરે, ઊડે.

પૃષ્ઠ ૧૦૭

૫૬–૬૪ ફેરી—ફેરવી, પલટાવી. મૂરછાગતિ [ સં. मूर्च्छागत ]—મોહ-મુગ્ધ, મૂર્ચ્છિત. વિરહવ્યાકુલી—વિરહથી દુઃખી, મળવાને આતુર, પ્રેમવશ.

ન સવારથ—બીનસ્વાર્થ, નકામા, સાંત્યાંડાહ્યાં—ડાહ્યાંડમરાં, પૂરાં ડાહ્યાં. સોંત્યાં—સમાપ્ત થયાં, પૂરાં થયાં. જુઓ

'યુદ્ધકાંડ સંક્ષેપિ સોંત્યું, બુદ્ધિમાને કહ્યું સાર;
વાલ્મીકિકૃત કાંડ પાંચમો શ્લોક સહસ્ર સાહાડાચાર.''

—ઉદ્ધવ : રામાયણ : યુદ્ધકાંડ

સગાંસણીજાં—સગાંવહાલાં. સણીજાં [સં. स्नेहज]—સ્નેહીઓ.

પૃષ્ઠ ૧૦૮

૬૫—૭૧ ભાયગ [સં. भाग्य]—નસીબ. અછતું [સં. अ+सत्]—નહોતું એવું, વિશેષ, બીજે ન હોય એવું. સંમર્જન—સફાઈ, ચોખવટ. આરોગી—જમી. મયણતણઉ [સં. मदन]—કામદેવનું. ખેવ [સં. संक्षेप]—વાર. વરવા [સં. वृ]—પરણવા. ગોધૂલિકની વેલા—ચરીને સાંઝે ગાયો પાછી આવે ત્યારે તેમના પગની રજ [ગોધૂલિક] ઊડાડે છે તે ચોઘડિયું [વેલા] તોરણિ [સં. तोरण]—તોરણ હેઠળ. સાલિદાલિ—શાળદાળ, દાળભાત.

પૃષ્ઠ ૧૦૯

૭૨-૭૬ હુષ્ટ [સં.]—પ્રસન્ન. પારવતીપુત્ર—ગણેશ. લગ્નવિધિમાં લગ્નપ્રસંગ નિર્વિઘ્ને પૂરો પડે તે માટે ગણેશને પ્રથમ પહેલા નોતરવામાં આવે છે. પૂંખી—પોંખી. આચાર—વિધિ. માહિર—માંહેરુ : 'માંહેરુ' અને 'ચોરી' એ બે વિધિઓ કરી વરકન્યાને પરણાવવાનો વિધિ થાય છે. કરમેલઉ [સં. करमिलन]—હસ્તમેળાપ, હાથેવાળો. તવ...વલિઉં—ત્યારે ત્યાં તાંસાંઢોલના નાદ થયા. ઘાઉ—પ્રહાર, ડંકાથી વગાડવું તે. નીસાણી—તાંસાં. જુઓ 'ઢોલ નીશાન' એ ચાલુ શબ્દપ્રયોગ, અત્યલોકની—મૃત્યુલોકની, મનુષ્યોની દુનિઆમાંની. વિહિવાઇ [સં]—લગ્ન મહાલવા. ઊપહાર [સં. उपहार]—લગ્નની ભેટસોગાદ. નાગાંપૂગાડાં—હાલ 'ઊઘાડાંપૂગાડાં' એમ આપણે બોલીએ છીએ.

પૃષ્ઠ ૧૧૦

૭૭-૮૪ માનિઉં—માનતા માની, મનથી કલ્પ્યું. મનાવજ્યો—સંતોષજો, મન મનાવજો. ચઉરિ—ચોરી. પ્રથમ બે મંગલ વર્તવામાં 'માંહેરુ' ને બીજાં બેમાં 'ચોરી' બાંધવાનો ગુજરાતમાં હજીયે રીવાજ છે. કર્મ જાગિઉં—ભાગ્યોદય થયો. દેણું—માનતા, આપવું તે. પરણીપાંતી—પરણી

કરી. કુલદેવ્યાનઈ—કુલદેવીને. વિસંભઉ-અસંભવ, શંકા. કેથઉ—ક્યાં. કાયા-પાલટી—શરીરની અદલાબદલી.

**પૃષ્ઠ ૧૧૧**

૮૫-૮૮ પરાણુ—બલ, આગ્રહ, બળાત. ઇહાંઆથા—અહીંઆંથી. મૂલ-ગઉ—મૂળથી, સમૂળગો. સ્વપ્નાંતરનું મેલ—સ્વપ્ન આવવું તે. જાગતરુપ—સ્વપ્નાથી જાગેલો. સાહી—પકડી.

**પૃષ્ઠ ૧૧૨**

૮૯-૯૪ મુહછૂટા બોલવા લાગા—છૂટે મોંએ બોલવા લાગ્યા, વગર લગામે ગમે તેમ. સાંખીઇ-સાંખે, ખમે. ધરિયા [સં. ધૃ-પકડવું ઉપરથી]-પકડયા, સાહ્યા. ગોલાલાઠી—માર મારતાં બેવડા વાળી [ગોલા] લાકડીઓ [લાઠી] વડે ટીપી નાંખ્યા. કોપાંજલ [સં. कोपज्वालित]—ક્રોધથી બળતા. રાજા...હાથ—રાજાએ દાઢીએ હાથ ઘાલ્યા [વાહઇ], માન માગ્યાં, કાલા-વાલા કર્યાં. સાથ—ટોળું. મારામારિ—'મારામારી' હાલનો પ્રયોગ. અધંલા [સં. અધઃ]—નીચા. ભડવા—લડવા. રોમ—વાળ.

**પૃષ્ઠ ૧૧૩**

૯૫-૧૦૨ પુરિપસાખ [સં. पुरुषशाखा]—ગોત્ર, વંશ. રાસિ વિસહ-દોરડાથી. સ્યાભણિ—શે, શા માટે. પાતાલહ ધણી—પાતાલનરેશ.

**પૃષ્ઠ ૧૧૪**

નાટિક મંડાવિયા—નાટારંભ કર્યાં. પંચવલૂદસાઈ—પંચોળું અને દસાઈ. વરની સાથે પાંચ સાથીઓ કન્યાના પિતાને ઘેર સુખડી ખાવા જાય છે તે પંચોલું કહેવાય છે. 'દસાઈ'માં વરને ને તેના સાથને જમાડી અમુક જણસ આપવામાં આવે છે. ગુજરાતમાં આ ચાલ હજી પ્રચલિત છે. અણુઅર—અણવર. વરની કે કન્યાની સાથે અરસપરસ એક ભાઇ કે બહેન જેને સાથે લઇ જવામાં આવે છે. જુઓ

'છોડી! તારું અણવર પાછું વાળ કે અણવર લજામણું રે!'

—ગુજરાતી લગ્નગીતો

ખાંડ તણી...નાહિ—ખાંડને ખળે બધાં ન્હાય. ખાંડનો બહુ જ (ખળામાંના દાણા માફક) ઉપયોગ થતો એ અર્થ કે ન્હાવાનું પાણી ખાંડ શોપી લે ને બધે જમવા, ફરવા, મહાલવા માટે ચોખુંચટ્ટ ચોક જેવું જ્યે

તેમ ખાંડ વેરવામાં આવતી એમ અર્થ હોય. વરાશૂરા એક વણિકની વાત છે કે વરા વખતે કોઈ વેરીએ પુષ્કળ તાડુ થી ઢોળી નાંખ્યું તો વાણીઆએ કહ્યું : હરકત નહીં, ખાંડના કોથળા ઠલવી દો, એટલે કશું વિઘ્ન નહીં નડે.'

વસ્ત [સં. वस्तु]—ચીજ. હાથેરૂં કરી—હાથોહાથ.

**પૃષ્ઠ ૧૧૫**

૧૦૯–૧૧૫ વડ રાઉતનઇ—મોટા રાજાની. દમામા દડવડી—મોટાં ઢોલ [દદામા] ઢમઢમે [દડવડિ]—વાગે. સાઈ--ભેટો. સરજે—સફલ થજો.

**પૃષ્ઠ ૧૧૬**

૧૧૬–૧૧૯ ભલઇ—શુભ. લેખસ્યો—ગણશો. રેવંત—ઘોડા. ખલક્ક—ખળકે. ગજઘાટ—હાથીઓની હારની હાર.

**પૃષ્ઠ ૧૧૭**

૧૨૦–૧૨૫ તુલરાસિ [સં. तुलाराशि]—એ નામની બાર રાશિઓ-માંની એક. બાર રાશિઓ : મેષ, વૃષભ, મિથુન, કર્ક, સિંહ, કન્યા, તુલા, વૃશ્ચિક, ધન, મકર, કુંભ અને મીન.—**નર્મકથાકોશ**

રણઝણઇ—રણકારઝણકાર કરે, વાગે. પ્રાકૃત [સં. प्रकृति ઉપરથી]-સંસ્કૃત પછીની ભાષાઓ, ફેરફાર પામેલી ભાષાઓ. ગાહા—ગાથા. ઉષ્ણકાલિ જિમ વાહાલૂં સીત—ઊનાળે જેમ ઠંડક [સીત] વહાલી લાગે તેમ.

**પૃષ્ઠ ૧૧૮**

૧૨૬–૧૨૮ વરમતિ—શ્રેષ્ઠ બુદ્ધિ. ચઉપઈ [સં. चतुष्पदी]—ચાર કડી-ઓનો પદ્યબંધ. ચોપાઈ.



# સમજૂતી ( અનુપૂર્તિ )

[ નોંધ : આ પછીનાં શબ્દાર્થો સમજૂતી વગેરે આ કાવ્ય-કૃતિની ચરણટિપ્પણીમાં નોંધેલ પ્રક્ષિપ્ત પાઠાંતરો સંબંધમાં છે. ]

## આદેશ પહેલો

**પૃષ્ઠ ૨** ભોલ—ભોળાપણું, ભૂલ. વરાંસાપે—ભૂલાવાથી. જુઓ

"હજી કાંઇ વંઠયૂં નથી વીરા! સીતા સોંપી સંતોષો રામ;
વરાંસો પડયો કહી વાહાલા! પ્રભુને કરો પ્રણામ."

—ઉદ્ધવ : રામાયણ

સુરતા—સ્મરણ, યાદદાસ્ત. ખેમ [સં. क्षेम]—કુશળ, શુદ્ધ. દૂહવણ—દૂભણ.

**પૃ. ૩** નિહચો—નીચો, જુઓ

'ईश्वर : सर्वभूतानां हृद्देशेऽर्जुन तिष्ठति ।'

—भगवद्गीता

**પૃ. ૪** મેહેમા [સં. महिमन्]—મહત્તા, માહાત્મ્ય. શકબંધી—જેના નામનો શક ચાલ્યો, શકવર્ત્તી. ઊરણ કીધ—વશ કરી.

**પૃ. ૫** વણવેચ્યું—વગર વેચાયલું. વુહુરંત—વહોરે, ખરીદે. પાખૂણા—(?) પુરૂષરત્ન પરણાસૂં પ્રીત—નવયૌવનાઓ પુરૂષશ્રેષ્ઠોને જ પતિ તરીકે વરતી, મનમાન્યા અથવા ઇચ્છાવરને જ પરણતી.

**પૃ. ૬** અવિચારૂં—વગરવિચાર્યું, સાહસી. પાપકર્મ પ્રલયાગત—વિનાશમાર્ગે. રેલ—આનંદ. મુખથા—મુખથી. સંસ્કૃત પંચમી અપાદાન तस् પ્રત્યય ઉપરથી. નીર ભરણ નવિ જાઇ નારી—ઘરમાં જ ટાંકાંકૂવા એટલે સ્ત્રીઓને બહાર જવાનું નહોતું. સમૃદ્ધ નગરીનું આ વર્ણન છે. દહેરાબાંધણી—દેવળોની કારીગરી.

**પૃ. ૭** પાડલ, કેતકી વગેરે ફૂલોની જાતિઓનું વર્ણન તે કાલના કવિઓની રીતિ મુજબ એકધારૂં અહીં પણ છે. લિહિરિ જાઇ—લ્હેરે ચઢે, ડોલે. સોમકમલ—કુમુદો. સરવરિ...ઊતારંત—ત્યાંનાં વિશાળ તળાવોમાં સિંઘોડાની વેલીઓ પથરાઇલી હતી ને તે બબ્બે કરોડ ફળો આપતી.

ત્રાપા—પાટીઆનો બનાવેલો મછવો, તરાપો. નગરપ્રજા તરાપામાં બેસી હેરીઆં ખાઈ એમનાં કૌતક તૃપ્ત કરે છે. અંતઉરી—રાણીઓ. જુઓ

'સીમાઢા સવિ શીખ માગતાં નરપતિ નામિ શીશ.
તાંબૂલવાહિની દાસી પરતિ ઇણિ પરિ બોલિ ઇશ,
વૈશંપાયન લેઇ વેગિ અંતેઉરિ માંહાં જાઉ.
માતંગીનિ કહિ માહારાજા, તમ્હો ઉતારી થાઉ.'

**—ભાલણ : કાદંબરી**

પાટસૂત્ર—ટકે તેવું ધીંગું પાટી વણવાનું સુતર. પટોલા—ચાદરો. જાલકા—મચ્છરદાનીઓ, જાળવાળા પડદા. સજ્જકા [ સં. शय्या ]—પથારી, બીસ્તરા.

**પૃ. ૮** મુખતાં [સં मुखतः]—મુખથી. દિહેણો પાતિગ—દેહનાં પાપ. શતપત [સં. शतपत्री]—સો પાંદડીવાળું સ્ત્રીનું ઘરેણું. પાહાનિ રાતી અલતા રંગ—અળતાથી [સં अलक्तक] પગપાનીઓ રાતીચોળ રંગાતી. સુચંગ—છમછમ કરતી, રુમઝુમ કરતી. જિમ સસીઅર...વસિ—જેમ ચંદ્રમા [સસીઅર] ગ્રહમંડળમાં વસે છે તેમ રાજા રણવાસ [ રાણીપૂર] માં વસતો. ગર્ભ...રેલ—રાણીઓ સોળ સોળ વર્ષની કિશોરાવસ્થાવાળી અને ગર્ભાધાન પણ ન સાંપડયો હોય એવી નવયોવનાઓ રાજા સાથે સુરતાનંદ [ રેલ ]—કરતી.

**પૃ. ૯** અવગુણ...આલેપતે—પાઠનું ઠેકાણું લાગતું નથી. 'બે લાખ અવગુણ હોય તે દીલે ખૂંચે, છતાં લોપાઈ જતા' અર્થાત્ અવગુણો લક્ષ બહાર થઈ જતા એવો કંઈ અર્થ નીકળે ? હોસીઅ ..વિક્રમાદિત્ય—કરોડો નર હશે પણ તેમાં એકકે વિક્રમ જેવો નહોતો. વિક્રમ તો એક જ હતો.

**પૃ. ૧૦** રાઉત—સામંતો, માંડલિકો. નેજા—ધ્વજા, વાવટો. જુઓ

'ઇંગ્લિશના નેજાની નીચે તારાં તનુજ કરે ગુલતાન.'

**—દલપતરામ કવીશ્વર**

ફરહરઇ—ફરફરે, ઉડે. કામિ આકુલી—મદનપીડાથી વ્યાકુલ.

**પૃ. ૧૧** પાખતિ-પાછળ. અવસર બોલંત-પ્રસંગોચિત વાતચીત કરે.

**પૃ. ૧૮** નિઘાતિ—સંહાર, નાશ. તાલ કંસાલ—કાંસાનાં કરતાલ.

**પૃ. ૧૯** પાઉલ—પગનાં વજૂણી—તોડા. ચાખડીઆં—પાવડી ઉપર. લવંતિ—મૂકે. અહિરત્ન [સં]—મણિ. લતિ—લહેરમાં.

પૃ. ૨૧ સૂઈહાં—સોહીઆં, શોભ્યાં. કન્હિ—કને, પાસે.

પૃ. ૨૩ ભ્રમર તણા ભાવ ભેલંત—ભૃકુટિના મરોડ સાથે ભેળવે. રાગ—અનુરાગ. ધૃણિ—ધૂણાવી. લંક—કેડનો લટકો. વિસરજી—ત્યાગી: કમ્માણું—ઉદ્યોગીને. સંપજિ—મળે. ધમ્માણું—ધર્મીષ્ઠાંને. પરલોય [ સં. परलोक ]—સ્વર્ગ.

પૃ. ૨૪ ૧૮૦ મી કડીનું ભાષાંતર : પ્રસંગને ઉચિત, સ્વભાવને પ્રિય લાગે એવા બોલ ને સ્વશક્તિના પ્રમાણમાં ગુસ્સો જે જાણે છે તે પંડિત કહેવાય.

પૃ. ૨૫ રુલવી—(?) પાઇઓ—મલ્યું, લાધ્યું. પાણી વિલોયાં... કોઈ—પાણી વલોવ્યાથી જો ઘી નીકળે તો કોણ ના વલોવે ?

પૃ. ૨૬ પચારી—પ્રચારી, ફેલાવી. આલજંજાલ—આળપંપાળ, ખોટું. નિરવાણ [ સં. निर्वाण ]—નક્કી. આલ—ખોટું. પસાય [ સં. प्रसार ]—પસાર.

પૃ. ૨૭-૨૮ નિવારો—બળો. નીસાણી—ઢોલ. વાદ—હોડ, સરત. અંતલી—અતિશય, પાર વગરનાં. આસન ચ્યાર વિસ નિ ચ્યાર—ચોરાશી જાતનાં સુરતનાં આસનો દમનીરી—દમનીની. ' રી ' એ સંબંધક છઠ્ઠીનો પ્રત્યય જૂની ગુજરાતીમાં પ્રચલિત હતો. મારવાડીમાં તેનો વપરાટ હજી છે. જુઓ મારવાડી પ્રયોગો : મરદ તો મારવાડરો, આગરેરો ઘાઘરો. પૂગી—પહોંચી. જુઓ ' પુહુતી ' શબ્દ. તલીઆતોરણ—અશોક કે આંબાના પાનનાં તોરણો ઉત્સવ કે પર્વને દિવસે હિન્દુ ઘરોમાં બંધાય છે. આણંદ [ સં. आ+नंद् ]—ખુશ થયા, આનંદ પામ્યા.

---

## આદેશ બીજો

પૃ. ૩૦ ડોકરા—વૃદ્ધ. પોસલ—શાળા. રુખ—ઝાડ, રુખડા, વરખંડા.

પૃ. ૩૧ નેસાલગરણુકો—નિશાળગરણાનો; નિશાળે બેસવાનાં મુહૂર્ત દિવસનો. ' કો ' પ્રત્યય હિન્દીનો છે.

પૃ. ૩૨-૩૩ નિરંદ—(?) ગુરુગુરુણી—ગુરુ અને ગુરુપત્ની. માઇ જુખિ—માપ તોલ. અડાગર પાન—(?) નિતકાં—રોજરોજનાં, હરહમેશનાં.

પૃ. ૩૪ સલકી—ઊછળી, છલકાઈ, સળકી. અંત્રકિ—અંતરિક્ષ, ઉંચે.

પૃ. ૩૫–૩૬ અદૃષ્ટિ વિદ્યા—લુપ્ત અથવા અદૃશ્ય થવાની વિદ્યા. બલાઈ–બલાઓ, કોઈ નીચેની યોનિઓ. ગુણગ્રામ—ગુણોની સંખ્યા. યન્નેસરી [સં. यज्ञेश्वरी]–યજ્ઞની અધિષ્ઠાતા દેવી. જોખમ—બલાબલા, પીડા કલમલ-ભંજની—કલિમલની ભાંગનારી, કલિયુગનાં પાપો ધોનારી. સચરાચરી—ચર ને અચર પ્રાણીઓની આત્મારૂપ. ભે—ભય. ઊધકેસી [સં. ऊर्ध्वकेशी]–ઉંચા કેશવાળી. અજૂઆલણી—ઊજળી, અજુઆળી. ભાવઠ—દુઃખ. જમજોખમ—મોતનો ભય. દેવીનાં વિવિધ નામો માટે જુઓ **સપ્તશતી.**

પૃ. ૩૭ ધારણ—ઘેરણ, ઊંઘ. સવિકઇ તણું—સૌકોનું. વિહરતાં—વહેતાં.

પૃ. ૩૮ અરણભોમિ [સં अरण्यभूमि]–વનભૂમિમાં. વિખે [विषय] વિષે, મહીં. અતિકર ગયા—ચઢતાઊતરતી કરી, વાદે ચઢયા.

પૃ. ૩૯–૪૧ ચમકો—ચોંકયો, ધ્રૂજી ઊઠયો. પરઠસઇ [સં. प्र+स्था] થાપશે, પરઠવી—મૂકી, થાપી, પહેરાવી. કટહ. [સં. कटाह]–કડાયું, કડાઈ.

પૃ. ૪૩ આય—હોંસ, આરત. ધનવંતનિ...ખોડ—ધનવાળો પિતા પુત્રીને કન્યાદાનમાં આપવાના અભિલાખ રાખે, ગરીબ ન કન્યાદાન આપી શકે કે ન તેનું પૂરૂં કરી શકે. પુત્રીની ગણના કરવત જેવી બન્ને બાજૂએથી દુઃખી કરતી કવિએ વર્ણવી છે.

પૃ. ૪૬–૪૭ પંચાયણ [સં. पंचानन]–સિંહ. હઈડાભીતરિ–હૈયાના ભીતરમાં, હૈયાની અંદર.

પૃ. ૫૨ ધારડા—(?)

પૃ. ૫૫–૫૬ ખ્યાત—ખ્યાતિ, કીર્તિ. સીઝો—સફલ થયો. કોડમણી—હોંસીલી. હથેવાલો સાહીઓ—હસ્તમેળાપ કર્યો. વંસઆલા—વાંસ. નીલડા—લીલા. હીરાગલસૂં—રેશમથી. વારુ—શ્રેષ્ઠ, વિદ્વાન. તેવડાતેવડી–સરખાસરખી. નાટ—અભિનય. પંથવાહને—મુસાફરના વેષમાં. પંથીઓ—મુસાફર, ભટકતો, પ્રવાસી. ભમતુઓ—રખડેલ. હસુ—વિનોદ. આ લગ્નગીત આપણાં લગ્નગીતોમાંનાં વિનોદગીત જેવું છે. તેમાં વિક્રમને વર તરીકે બનાવી સ્ત્રીઓએ ગુજરાતની સ્ત્રીજાતિની રસવૃત્તિમાં વસતા વિનોદરસને ઊભરાવ્યો છે.

મુહૂરતપલે—લગ્નચોઘડીએ.

---

## આદેશ ત્રીજો

પૃ. ૫૭ હેલા માંહિ—ક્ષણવારમાં.

પૃ. ૫૯ રમણકરિ—વિલાસીના સપાટામાં. અંદોહ—(?).

પૃ. ૬૦ ૩૦મી કડી પછીના ક્ષેપકશ્લોકનું ભાષાંતર : જેમ ગાય વાછરડાને સ્મરે છે, ચક્રવાકી સૂર્યને સ્મરે છે, સતી પોતાના પતિને સ્મરે છે તેમ હું તારા દર્શનને સ્મરું છું.

પૃ. ૬૨ પરહત્થી—પારકે હાથે.

પૃ. ૬૪ સીમ—ભાગોળ. સારી—બધી. ટાહાડી—ઠંડક, નીરાંત.

પૃ. ૬૫ **વડવાનલ**—૭ જાતના અગ્નિઓમાંનો એક. જુઓ

'વ્યાપ્ત અગ્નિ વિદ્યુલ્લતા, વ્યવહાગ્નિ પ્રમાણ;
પરલૌકિક જઠરાગ્નિ ને વડવાગ્નિ ષટ્ જાણ.'

**—દલપત યાજ્ઞિક : સકલશાસ્ત્રનિરુપણ**

પૃ. ૬૮ ઓથડાં [ સં. अर्थ ]—પૈસો.

પૃ. ૬૯ દુજી [ સં. द्वि ]—બીજી. 'મરંગિ...જાત—સરખાવો જાણીતી કહેવત : પડી પટોળે ભાત ફાટે પણ ફીટે નહીં.

પૃ. ૭૨–૭૪ પખે—સિવાય, પાખી. આભડછેટ—સ્પર્શાસ્પર્શવિચાર, છોછ. મોલ [ સં. मूल्य ]–કિંમત. નિવાર—પાર, છેડો. કાષ્ઠભખણ—અગ્નિદાહ. મુહતમ [ સં माहात्म्य ]–મોટપ. હાહાકાર—ત્રાસ, રડારોળ. બંબાહો—બૂમાટો.

પૃ. ૭૫ મહૂઅર—વાંસળી. કાહલી—ઢોલ.

પૃ ૭૭ હોણહાર—હોનાર, હોવાનું.

પૃ. ૭૯ નફેરી—એક જાતનું ઢોલ.

## આદેશ ચોથો

પૃ. ૮૨ ખાલડી—ચામડી.

પૃ. ૮૫ પગચાંપન—પગચંપી.

પૃ. ૮૮ અરિહંત—જિનપ્રભુ વર્ધમાનનું એક નામ.

પૃ. ૮૯ નાહ [સં. नाथ]-પતિ.

પૃ. ૯૦ ગુમાર—ગમાર, ઓત.

પૃ. ૯૪ આડકથા—પેટા કથાવાર્તા. વ્યકલ્પ [સં. विकल्प]-વાસના

૧૦૫ મી કડી પછીના ક્ષેપકશ્લોકોનાં ભાષાંતરઃ

નારદ! સ્વરૂપવાન પુરુષને-પિતાને, ભાઈને કે પુત્રને-જોઈને સ્ત્રીઓનું મન વિહ્વલ બને છે, આ તે સતી! સતી!

સ્ત્રીને કંઈ પણ દુર્લભ નથી, વેરી કે વ્હાલો; ઈન્દ્રિયો, સ્ત્રીઓ, દારૂડીઓ અને વાનરઃ એમાં કંઈયે ઇચ્છવા જેવાં નથી—બધાંયે વિશ્વાસને અપાત્ર છે.

નારદ! સ્ત્રી પોતાના જીવનના આનંદના હેતુ માટે અકાલ વર્ષાને વરસાવે છે, કાલ કે અકાલ જોતી નથી—આથી સ્ત્રીનો ભર્તા એના ભક્તોમાં પ્રિય હોય તે જ હોય છે

રહસ્ય નથી, ક્ષણ નથી અને પ્રાર્થયિતા પુરુષ પણ (સ્ત્રીને માટે) કોઈ નથી; નારદ! સ્ત્રીનું સતીત્વ આવું હોય છે.

ઘોડાનું હણહણવું, મેઘનું ગાજવું, સ્ત્રીનાં ચરિત્ર, ભાવિ, અવૃષ્ટિ, અતિવૃષ્ટિઃ આ વિષે દેવ પણ જાણતા નથી તો પછી મનુષ્ય કયાંથી જાણે?

ઇહિલ્યા—ગૌતમઋષિની પત્ની અહલ્યા. એને છળીને ઇંદ્રે શીલભ્રષ્ટ કરી હતી. હવી—થઈ. આ પ્રયોગ હવે જીર્ણ થઈ ગયો છે.

વાતનું અંત—વાતનો કેડો.

## આદેશ પાંચમો

પૃ. ૯૭ આસનબિસન—બેસવા માટે આસન, વિવેક. પખાલ્યા [સં. प्र+क्षल्]—ધોયા.

પૃ. ૯૮ ૫ મી કડી પછીના ક્ષેપકશ્લોકોનાં ભાષાંતર : કૃતયુગમાં ચાલુ દાન કરવું જોઇએ, ત્રેતાયુગમાં તેનું અર્ધ કરવું જોઇએઃ દ્વાપરમાં જે દાન અપાય છે તેટલું કલિયુગમાં સેવાદાનથી પુણ્ય મળે છે.

રાજા તરફથી થયેલા દાનનો સ્વીકાર ભયંકર છે, મીઠો છે; છતાં વિષ તુલ્ય છે; પુત્રના માંસનું ભક્ષણ કરવું સારું પણ રાજાનો પ્રતિગ્રહ કરવો એ સારૂં નથી.

પૃ. ૯૯ બલિ કીધૂં—એળે, બળે, જોરથી કરાવેલું.

પૃ. ૧૦૩ કૂકૂઆ—કુકવો, પોક, બૂમ.

પૃ. ૧૦૪ ગુછલ—ઘટાદાર. ગાલ મારતાં—ગાળો દેતાં.

પૃ. ૧૦૬ પલાશ [સં.]—ખાખરો. અર્ક—દૂધ.

પૃ. ૧૦૮ ઘોલ—મહેંક, સુગંધ. કિદસું—શું, કેવું. ઉપહાર કરે—આરોગી લીધું. જાનીવાસો—વરનો માંડવો.

પૃ. ૧૧૦ અચંભો—આશ્ચર્ય, અચંબો, અસંભવ.

પૃ. ૧૧૩ ઘરસાખ—કુલનામ.

પૃ. ૧૧૫ બણગાંનફેરી—રણશિંગાં ને ઢોલ. પોઢા ઘાઉ—મોટા ડંકા. સંઘ—સિંહ.

પૃ. ૧૧૬ ઝૂમત—ઝૂમતાં તરીકે. હેલ હિસે—આનંદ, કલ્લોલ કરે.

પૃ ૧૧૭ પ્રતિજ્ઞામલ્લ—પ્રતિજ્ઞાપાલનમાં ભડ, શ્રેષ્ઠ.








